માત્ર કૉંગ્રેસ અઠવાડીયા સુધી મૂલ્ય રૂ. ૨-૦-૦

# અમદાવાદ

## નો

# જીવનવિકાસ.

( સચિત્ર )

તંત્રી અને પ્રકાશક

શંકરરાય અમૃતરાય.

અમદાવાદ.

પ્રત ૫૦૦

સને ૧૯૨૧

મૂલ્યઃ રૂ. ૨-૮-૦

# નિવેદન.

૧.

એક મહાન નગર તેના દેશની આબાદી, ઉન્નતિ અને મહત્તાનું મૂર્તિમાન કીર્તિસ્વરૂપ છે. વસતિમાં, સંપત્તિમાં, પ્રગતિમાં, ગૌરવમાં,-તેનાં ગૃહસદનો, વિશ્રાન્તિસ્થાનો અને અન્ય બાંધકામોમાં જીવન્ત રહેલ કારીગરી તથા કળાકૌશલ્યમાં,-તેનાં બજારો ચૌટાં અને રાજમાર્ગોમાં નિહાળતાં વૈભવ, વિપુલતા અને શોભામાં,-તેના ઉદ્યોગ અને વ્યાપારમાં પ્રત્યક્ષ થતી અભિવૃદ્ધિ, વિવિધતા અને વિશાળતામાં,-તેનાં વિદ્યાલયો, ધર્મમન્દિરો અને પુણ્યાશ્રમોની અનુભવાતી સમૃદ્ધિ, ઉપયોગિતા અને શક્તિમાં,-આમ અનેકરીતે પ્રજાસમસ્તનો સુન્દર જીવનવિકાસ દર્શાવી રહે છે.

અમદાવાદ પણ આવા જ પ્રકારનું શેહેર છે. પાંચસો વર્ષ ઉપરાંતથી તેનો આત્મા દેશના ઉદયાસ્તની સાથે એકતા, અને તેમ છતાં પોતાનું વિરલ, અનુપમ, મનોહર આત્મત્વ પણ, પ્રત્યક્ષ કરી રહ્યો છે. તેના રસ્તાઓ ઉપર અને પોળો અને ગલીગૂંચીઓમાં,-ઓછામાં ઓછી ગણતરી સ્વીકારતાં પણ,-આઠ દસ લાખ મનુષ્યો જીવનવ્યાપાર ચલાવી રહ્યાં હતાં. તેના ઉદ્યોગગૃહોમાં ઉત્પન્ન થતી "ત્રણ તાર"ની અનેક તરેહની, રંગબેરંગી, બેનમૂન કૃતિઓ માટે ત્રણે ખંડમાંથી માગણીઓ આવતી રહેતી હતી. તેનો માણેકચોક કેરો થી પેકીન જેવાં શેહેરો તરફ પણ, કરોડો રૂપીઆના વ્યાપારની તત્કાળ સન્માન સાથે સ્વીકાર પામતી હુંડીઓ મોકલી રહ્યો હતો. તેના કારીગરો શિલ્પીઓ અને વણકરોની કળાકુશળતા જગત્પ્રસિદ્ધ હતી. તેની રમ્ય આકર્ષક કારીગરીને સજીવન રાખતી ઇસ્લામની અતિ સુન્દર મસ્જીદોને, અને અદ્દ્ભુત ભવ્ય યોજનાઓના નમૂના રૂપ હિન્દુ દેવસ્થાનોને, તેણે પોતાના હૃદયમાં હમેશને માટે સ્થાન આપ્યું છે; અને એથી પણ આગળ વધીને કહીએ તો તેની વસતિના હિન્દુ અને મુસલમાન વિભાગોની પરસ્પર સલુકાઈ ભરેલા ભારે એખલાસમાં, તેમજ

એ બન્ને કોમોના જાહેર મકાનોમાં જોવામાં આવતી આનન્દન અને અનુપમ ( અને આખા હિન્દુસ્તાનમાં વિરલ ) ઉત્તમ કળાકૌશલ્યના અલૌકિક મિશ્રણમાં,–જ્યાં દૃષ્ટિ ફેરવીએ ત્યાં–તેના સ્થાપનકાળથી આજ સુધી, અમદાવાદ હિન્દુ–ઇસ્લામી ઐક્યનું મનોહર દર્શન આપી રહ્યું છે

આ શેહેર દિલ્હીની પેઠે દેશ સમસ્તની નહિં પણ માત્ર એ દેશ–વિભાગની જ રાજ્યધાની હતું; કાશી અને ભાગીરથીની પેઠે કો ધર્મતીર્થ અને પવિત્ર નદીની સમીપતાનો ત્હેને લાભ ન હતો; અં વારંવાર ચ્હડતી પડતીનાં મોજાં ઉપર તેને ઝોલાં ખાવાં પડ્યાં હતાં. તથાપિ માત્ર સ્વાશ્રયથી અને આત્મત્વથી તે એશિયાનાં–તે સમયના જગત્‌નાં પણ–મહાન નગરોની ગણનામાં સ્વીકાર પામ્યું હતું. અનેક મ્હોટાં શેહેરો નિહાળનાર વિદેશી પ્રવાસીઓ પણ તેની સમૃદ્ધિ, વ્યાપાર અને ગૌરવ આગળ મુગ્ધ બન્યા હતા. અને એ સર્વ સમૃદ્ધિની કેટલાક સમય સુધી ક્ષીણતા અનુભવ્યા પછી આજ પણ તે પોતાની નૈસર્ગિક શક્તિના પ્રભાવે ધીમે ધીમે પોતાનું પૂર્વ પદ નવીન સ્વરૂપે પ્રાપ્ત કરવાની તૈયારીમાં જ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આવું શેહેર જેની જનની–જન્મભૂમિ–છે તેને એને માટે અભિમાન કેમ ન થાય! અને તેથી જ હૃદયમાં સ્વયંભૂ ઉદ્‌ગાર નીકળી આવે છેઃ **“અમર રહો અમારૂં પુણ્યપનોતું અમદાવાદ!”**

૨.

આવા શેહેરના, શરીર અને ચેતનના, જીવનવિકાસની કથા ઉપયોગી અને રસપૂર્ણ હોય એમાં તો શક જ નથી. આ વર્ષને અન્તે થનારા હિંદ રાષ્ટ્રીય મહાસભાના સંમેલન પ્રસંગે અત્રે પધારનાર સંખ્યાબંધ ગુર્જર બન્ધુઓનું, આ નગરની જીવનકથાની સંક્ષિપ્ત હારમાળા અર્પીને, યથાશક્તિ આતિથ્ય કરવું એવી અત્રેના કેટલાક સાહિત્યવિહારી મિત્રોને થોડાક સમય ઉપર સ્ફૂરેલી ઇચ્છા એ આ પુસ્તકનું જન્મકારણ છે. એ સ્વાભાવિક ઇચ્છાને વ્યાવહારિક તદ્રુપતા આપવા માટે એમાંના કેટલાક મિત્રોએ, પોતપોતાના સવિશેષ અભ્યાસ અને

અનુભવને અનુકુળ, આ જીવનવિકાસનાં વિવિધ કુસુમો ખીલવવાનું કાર્ય સ્વીકારી લઇ, તે કુસુમમાળાની કલગીઓનું સંગઠન કાર્ય મ્હને સોંપવામાં આવ્યું હતું. આ કાર્યની સમાપ્તિ નિયત પ્રસંગે થવી જ જોઇએ એ આવશ્યક હોવાથી, સમય અને સાધનોની અપૂર્ણતાને લીધે, આ જીવનકથા પૂર્ણ અને સંતોષકારક રીતે આલેખી શકાઈ નથી એમ તો સ્વીકારવું જ પડે છે. નગરસ્થાપત્યની સુન્દર કલાના અનેક નમૂનાઓમાંના થોડાકનાં ચિત્રોને, તથા શેહેર અને પરાંઓ ઈત્યાદિની પુષ્પમંજરી દર્શાવતા એક નકશાને, આ હારમાળામાં સ્થાન આપી પુસ્તકની ઉપયોગિતામાં કાંઈક વૃદ્ધિ કરવા પ્રયાસ કરવામાં આવ્યો છે. છતાં ઉપર જણાવેલાં કારણોને લીધે રહેલી ન્યૂનતાઓ દૃષ્ટિગોચર છેજ. અને ગુર્જર બન્ધુઓ તરફના સત્કાર અને ઇચ્છાને પરિણામે ભવિષ્યમાં આ જીવનકથા દ્વિતીય જન્મ પામશે તો તે સર્વે ન્યૂનતાઓ ઓછી કરવા બની શકતા સર્વ પ્રયાસ કરવામાં આવશે; અને તે માટે જો કોઈ સજ્જનો કાંઇ પણ સૂચના જણાવવા કૃપા કરશે તો આ સંગ્રહના તંત્રી ઉપર ઉપકાર થશે.

અન્તમાં એક બહુ આનન્દજનક કર્તવ્ય રહ્યું છે. આ સંગ્રહમાંના વિધવિધ લેખો લખી મોકલનાર સર્વ સ્નેહીઓનો તેમણે આપેલા શ્રમ અને સમયના ભોગ માટે, શ્રી. હીરાલાલ ત્રિ. પારેખ, શ્રી. દા. હરિપ્રસાદ, શ્રી. રામમોહનરાય, શ્રી. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ, ઇ૦ એ આ પુસ્તકની પ્રગતિ માટે વખતોવખત આપેલી સલાહ તથા સહાય માટે, શ્રી. ચિમનલાલ દલપતરામ કવિએ 'અમદાવાદ ગેઝીટીઅર'નું દુષ્પ્રાપ્ય સાધન મેળવી આપવા માટે, શ્રી. રવિશંકર રાવળ અને શ્રી. બચુભાઇ રાવતનો ચિત્રોની પસંદગી તેના બ્લોકોની બનાવટ ઇત્યાદિ કાર્યમાં કરી આપેલી સરળતા માટે, તેમજ અન્ય મિત્રો અને સજ્જનોએ આ કાર્ય પરિપૂર્ણ કરવામાં આપેલી સહાય માટે આ તંત્રી એ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

સં. ૧૯૭૮<br>માર્ગશીર્ષ.

**શંકરરાય અમૃતરાય.**

# અમદાવાદનાં જન્મકાલ તથા ભાવિફળ.

## લેખકઃ—શ્રી. ગિરિજાશંકર હરિશંકર જોશી.

જ્યોતિર્વિદ્‌ભૂષણ, જ્યોતિષોપાધ્યાય.



શ્રી અમદાવાદની સ્થાપનાના સમય માટે પ્રાચીન જ્યોતિષીઓના સંગ્રહમાં નીચે મુજબ એક શ્લોક મળી આવે છે.

**संवत् नंदकृतेंद्रकैः परिमिते मासे सिते माधवे**
**पंचम्याँ गुरुवासरे दिनदले ऋक्षे च पुष्याभिधे ।**
**नाथेनाथसुमाणिकेन मनसा दत्तं मुहूर्तं यदि**
**श्री पातशाह सु-एहमदेन अमदावादं तदा कारितम् ॥**

આને આધારે શહેરની સ્થાપના સં. ૧૪૪૯ ઇ. સ. ૧૩૯૩ ના વૈશાખ સુદી પાંચમ ને ગુરૂવારે મધ્યાન્હે થયેલી કહેવાય; પરંતુ તે વર્ષનું પંચાંગ જોતાં વૈશાખ સુદી પાંચમ ને ગુરૂવાર નહી પણ શનિવાર આવે છે. માટે આ શ્લોક પ્રમાણભૂત માની શકાતો નથી.

મિરાતે સિકંદરીમાં અમદાવાદની સ્થાપના નીચે મુજબ છે.




તેમાં ઈ. સ. ૧૪૧૨ માં વૈશાખ સુદ પાંચમ ગુરૂવારનો સ્થાપનાદિવસ લખ્યો છે. શાકે ૧૩૩૩ ના વૈશાખ સુદી પાંચમ—સાતમે ગૃહોની સ્થિતિનું બ્રહ્મપક્ષ અનુસારે ગણિત કરતાં નીચે પ્રમાણે કુંડળી આવી શકે છે.




આ કુંડળી મિરાતે સિકંદરીમાંની કુંડળી સાથે ઘણી ખરી બંધબેસ્તી આવે છે. તે વખતે બ્રહ્મપક્ષ નામે કહેવાતા ગ્રંથોને આધારે ગ્રહગણિત થતું હતું, જેથી બુધ, શુક્રમાં સાધારણ ફેરફાર આવે એ સંભવિત છે. સિકંદરીમાંની કુંડળીમાંના ફક્ત **राहु** અને

**મંગલ**ના ગ્રહો તેની સામેના ખાનામાં મૂકાતાં બીજા બધા ગ્રહો મળતા આવે છે.

આ ઉપરથી જોતાં મિરાતે સિકંદરીની સાલ પ્રમાણે **ગુ-સૂ-ચં-શ-** તે તે સ્થાને હોવાનું દેખાય છે. તેથી અમદાવાદની સ્થાપના તેમાં જણાવેલી તિથીએ જ થયેલી હોવાનું વધારે સંભવિત છે એમ સ્પષ્ટ સમજી શકાય છે.

## અમદાવાદનું ભાવિફળ.

અમદાવાદમાં ભવિષ્યમાં વસ્તી દશલાખ ઉપર થશે. ધન, ધાન્ય, પ્રતિષ્ઠા, મનુષ્ય ગણના અને ઉદ્યોગમાં વધારે વૃદ્ધિ થશે. હજુ પચાશ વર્ષ અમદાવાદ માટે ઉત્તરોત્તર અભ્યુદય કરનારાં છે, તે વાત ગ્રહોની સ્થિતિ ઉપરથી સ્પષ્ટ જણાય છે. પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી હિન્દુસ્થાનના અભ્યુદય સાથે અમદાવાદનાં આરોગ્ય, ધન, વિદ્યા, કલા, ચારિત્ર્ય, વૈભવ અને ઉત્સાહમાં ઉત્તરોત્તર અભિવૃદ્ધિ થાઓ એવી હમારી પ્રભુ પ્રત્યે વિનીત ભાવે પ્રાર્થના છે.

લી. શુભેચ્છક

**ગિરિજાશંકર હરિશંકરના**

સર્વ વાચકો પ્રતિ શુભાશીર્વાદ.



# અનુક્રમણિકા



## પ્રથમ સ્વરૂપ.

### શરીર.



## દ્વિતીય સ્વરૂપ.

### ચેતન.

# રંઢિયાળું રાજનગર.

પાટનગર પ્રિય ગૂર્જરરાષ્ટ્રનું, હુન્નર ઉદ્યોગી, **આબાદ,**
વિવિધ કલા-સાહિત્ય વિભૂષિત, **સાક્ષરભોમ સુખી** આઝાદ;
**કર્મક્ષેત્ર !** કુલદીપક તુજ સેવા ભોગી પુત્રો પૂજ્યપાદ,
જરી પુરાણું, નગર **પનોતું**, ઉજ્વલ **યશધર અમદાવાદ.**
**સાભ્રમતી** તુજ ચરણ પખાળે, **ભદ્ર** ગાય ગુણાનુવાદ,
તટે **તપોવન** ગાંધીજીનું, "**નવજીવન**" નૈવેદ્ય-પ્રસાદ;
ત્રિકાળ **મિલ**-શરણાઇ બજંતી યથા દેવદુંદુભિના નાદ,
જરી પુરાણું, નગર **પનોતું,** નિર્મળ **રસભર અમદાવાદ.**
છત્ર છાય છે અહો નિરંતર **શાહીબાગ** સુન્દર પ્રાસાદ,
**રોજા-મસ્જિદાદિ,** બળપ્રદ પૂર્વ કથાની કરાવે યાદ;
સંસ્થાપિત **મંડળો-આશ્રમો** વરસાવે આશિષ વરસાદ,
જરી પુરાણું નગર **પનોતું,** કેવળ **અપતુમ અમદાવાદ.**
જવાંમર્દ રણહાકલ વેળા આત્મબલિદાને ઉસ્તાદ,
**સ્વદેશી** ભંડારોએ ટાળ્યો "અમદાવાદી" નો અપવાદ;
**વસુન્ધરામાં** હશે ધરા કો, ધારી બર આણે મુરાદ ?
જરી પુરાણું નગર **પનોતું,** નગર **માતબર અમદાવાદ.**
પત્રવાદ્ય-સંવાદ, હઠાવે ઉદાસીનોનો ઉરવિષાદ,
જિનવર તપભર **તીર્થમન્દિરો ધર્મ** દયાથી હણે પ્રમાદ;
અખેપાત્ર તુજ પુણ્યોદકથી, ગળતો **નરદમ** નાસ્તિકવાદ,
જરી પુરાણા, નગર **પનોતા,** નમું નિરંતર **અમદાવાદ.**
**એકાકી!** એકાત્મભાવથી મનકુલનો ફેડે વિખવાદ,
'**સ્વતંત્ર**'-મંત્ર સમર્પિત! રક્ષિત યવનદમનથી હણી ઉન્માદ;
નભોમંડળેથી દેવો દે શાશ્વત અમીભર આશીર્વાદઃ—
"જરી પુરાણા, નગર **પનોતા,** ચિરંજીવ હો **અમદાવાદ!**"

**કેશવ હ. શેઠ.**

# અમદાવાદને અભિવન્દન

અમદાવાદ! તને અભિવન્દનઃ
ગુર્જરરાષ્ટ્રના મનમાતંગ!
રસલક્ષ્મીના કૃપા કમલધર!
સાભ્રમતીરસબિન્દુતરંગ!

શ્રદ્ધા શાન્તિભર્યાં ગૌરવે
ભવ્ય લીલા તુજ લલિત સુગમ્ય.
ધન્ય! ધર્મભાવિક્તા શી તુજ!
બુદ્ધિકુશળ હિતસાધક રમ્ય!

અમદાવાદ! તને અભિવન્દન
અનેક વાતે ધરી રહું:
લોકજીવનના પ્રદર્શને તુજ
ગૃહસુભાવનો ભક્ત રહું:

પિતા–પુત્ર અવતરતી એ આત્મ–
જ્યોત રહો તુજ પરમ જ્વલંત!
દિવ્ય કવિ ધ્રુવ તારક તુજ
પ્રભુપ્રકાશ ઝમજો નિત્ય અખંડ!

લલિત.

# પ્રથમ સ્વરૂપઃ શરીર.



## ક. ભૂગોળઃ (૧) સ્થળ અને રચના.

### લેખકઃ—શંકરરાય અમૃતરાય.

વાસ્તવિક મુંબઇ ઇલાકાના ત્રણ વિભાગ છે; (૧) ઉત્તર વિભાગ, (૨) મધ્ય વિભાગ, અને (૩) દક્ષિણ વિભાગ. ઉત્તર વિભાગ ઇલાકાની ઉત્તરે આવેલો છે, અને તેના અમદાવાદ જીલ્લો, ખેડા જીલ્લો, પંચમહાલ જીલ્લો, ભરૂચ જીલ્લો, સુરત જીલ્લો અને થાણા જીલ્લો એવા ૭ જીલ્લાઓ છે. એમાંના પહેલા પાંચ જીલ્લાઓ અને તેની નજીકમાં તથા આસપાસ આવેલાં દેશી રાજ્યો અને સંસ્થાનો મળી ગુજરાત પ્રાંત થએલો છે. ઉત્તર વિભાગના આ જીલ્લાઓમાં અમદાવાદ છેક ઉત્તરે ૨૧° ૨૫′ ૧૮″ અને ૨૩° ૩૭′ ઉત્તર અક્ષાંશ અને ૭૧° ૨૧′ અને ૭૩° ૨૮′ પૂર્વ રેખાંશ વચ્ચે આવેલો છે; તેનો વિસ્તાર ૩૮૫૪ ચોરસ માઇલ છે. આ જીલ્લાના ૭ તાલુકામાંના એક દશક્રોઇ નામના તાલુકામાં અમદાવાદ શહેર આવેલું છે.

**સીમા—અમદાવાદ શહેર** ૨૩° ૧′ ઉત્તર અક્ષાંશ અને ૭૨° ૩૭′ પૂર્વ રેખાંશની વચ્ચે સાબરમતી નામની પવિત્ર નદીને પૂર્વ કીનારે દરીયાની સપાટીથી ૧૭૩ ફીટની ઉંચાઇએ એક મેદાન ભૂમિ ઉપર વસેલું છે. તેની ઉત્તરે વડોદરા રાજ્યનો કડી પ્રાંતનો મુલક છે, પૂર્વે ખેડા જીલ્લાનો મુલક, અને દક્ષિણે પણ ખેડા જીલ્લાનો મુલક તથા ખંભાત બંદર છે; પશ્ચિમે વીરમગામ તાલુકાનો ભાગ છે. પહેલાં શહેરના સમગ્ર વસ્તીવાળા ભાગનો વિસ્તાર ફરતા બારગાઉ જેટલો હતો એમ

કહેવાય છે. વાસ્તવિક (કોટની અંદર વસેલું) શહેર પૂર્વ પશ્ચિમ લગીર સાંકડું અને ઉત્તર દક્ષિણ તેના કરતાં કંઇક વિશેષ લાંબુ છે. આકારમાં તે પૂર્વ તરફ કાંઇક ગોળાકારે આગળ પડતું, અને પશ્ચિમ તરફ નદી કીનારાને લીધે ઉત્તર–દક્ષિણ લગભગ સીધી લીંટીમાં આવેલું હોવાથી, કાંઇક અર્ધ ગોળાકાર રૂપે ઘટાએલું છે. તેનો વિસ્તાર આશરે અઢી ચોરસ માઇલ છે.

કોટ—શહેરના આ ભાગની આસપાસ મોટો જાડો માટીનો કોટ છે. તેનો એકંદર ઘેરાવો ૫ માઇલ ૬ ફર્લાંગ અને ૨૮ પોલ, ઉંચાઇ પંદર ફીટ અને જાડાઇ ચારથી પાંચ ફીટ છે. એને લગભગ પચાસ પચાસ કદમને છેટે નાના મોટા ૧૬૯ બુરજો રાખવામાં આવેલા છે. કોટને પ્રથમ બાર દરવાજા હતા તે પછીથી નવા કરેલા મોટા બે, અને નાના ત્રણ મળી હાલ ૧૭ દરવાજા તથા બારીઓ છે, અને ઘણે ભાગે કોટ પાસેના જે જે લત્તામાં તે આવેલા છે તેમના નામ ઉપરથી તે દરવાજાઓનાં પણ નામ પડેલાં છે. આ કોટ શહેરની સ્થાપના કરનાર સુલતાન **અહમદશાહ** પહેલાએ સને ૧૪૧૨ માં શરૂ કરેલો, તે પછી સને ૧૪૮૬ માં સુલતાન **મહમદ બેગડાએ** સમરાવી એવો સુધરાવ્યો હતો કે તે વખતે અમદાવાદ આ કોટને લીધે હિંદના સૌથી મજબુત શહેરોમાંનું એક ગણાતું હતું. સત્તરમા સૈકામાં આવેલા કેટલાક યુરોપી મુસાફરોએ તેનાં આશ્ચર્ય ભરેલાં વખાણ કર્યા છે. અરાઢમા સૈકાના પાછલા સમયમાં કંઇક વારંવાર થતાં રમખાણોથી, કંઇક ભારે વરસાદથી અને એક વખત (૧૭૮૦ માં) અંગ્રેજોના મારાથી આ કોટમાં ઘણાંક ભંગાણ પડયાં હતાં. અંગ્રેજી અમલ થયા પછી પણ કેટલાક વખત સુધી ઠેકઠેકાણે આવાં ભંગાણોને લીધે શહેર લુંટારા અને ધાડપાડુઓનો ભોગ થઇ પડયું હતું; પણ આખરે સને ૧૮૩૨ માં કલેક્ટર મિ. બોરેડેલ સાહેબે ઘી અને એવી શહેરમાં આવક જાવકની વસ્તુઓ ઉપર કર નંખાવી રૂા. અઢીલાખ ખરચી દીવાલો સમરાવી હતી. હાલમાં થોડા વખતથી આવા સારા મજબુત અને

નામાંકિત કોટને હવાના રોકાણને બ્હાને તોડી પાડવા સરકાર તથા મ્યુનીસીપાલીટીમાં ભાંજગડ ચાલી રહી છે, જોકે શહેરનો લોકમત તો તેથી ઘણો વિરૂદ્ધ છે. કોટમાં પશ્ચિમ તરફ નદી કીનારે ગણેશબારી નામનો દરવાજો છે, તે જે દહાડે આ શહેર સ્થપાયું એ દહાડે બંધાવેલો હોવાથી તે નામે ઓળખાય છે; તેની પાસેનો એક બુરજ જે શેહેર સ્થાપનાના પાયાના પત્થર ઉપર ચણાવેલો છે તેને માણેક બુરજ કહે છે. શહેરની અંદર બે કીલ્લા છે. એક ભદ્રનો, બાદશાહે બંધાવેલો, અને બીજો ગાયકવાડની હવેલીનો, ગાયકવાડી રાજ્ય અમલ દરમીયાન બંધાયેલો.

**નદી**—શહેરની પશ્ચિમ બાજુએ કોટની લગોલગ **સાબરમતી નદી** વહે છે. અરવલી પર્વતના નૈઋત્ય ખૂણાના ટેકરાઓમાંથી નીકળી દક્ષિણ તરફ વહેતી **સાબર** અને અમદાવાદ તાલુકાના ઈશાન ખૂણાથી વહેતી આવતી **હાથમતી** એ બે નદીઓ તાલુકાના વાયવ્ય ખૂણા તરફ સંગમ કરે છે, ત્યાંથી એને **સાબરમતી** એવું સંયુક્ત નામ મળે છે. આ નદી લગભગ બસો માઇલ સુધી પ્રવાહ રેલતી શહેરથી દક્ષિણે પચાસેક માઇલ આગળ ખંભાતના અખાતને મથાળે મળે છે. નદીનો કીનારા વચ્ચેનો પટ તેના મૂળ તરફના ભાગ આગળ લગભગ ત્રણસો ફીટથી વધી અમદાવાદ આગળ લગભગ પંદરસો ફીટ જેટલો પહોળો વિસ્તરે છે; પાણીનો પટ શહેર આગળ કોરી ઋતુઓમાં સોથી અઢીસો ફીટ રહે છે, પરંતુ ચોમાસામાં પૂર આવે છે ત્યારે આખો પટ ભરી નાખી બંને કીનારાને અડકે છે અને તે વખતે પાણીની સપાટી લગભગ પચીસથી ત્રીસ ફીટ જેટલી ઉંચે ચઢે છે. ગુર્જરાતની પવિત્ર અને પતિતપાવની અન્ય નદીઓમાં સાબરમતીની જો કે ગણના થતી નથી, છતાં શહેરના વાસમાં તેને કાંઠે આવેલાં **ભીમ**નાથ મહાદેવ, દુધેશ્વરનો આરો તથા તેના સામે કાંઠે આવેલા દુધેશ્વર મહાદેવ, અને સપ્તર્ષિ એ ત્રણ સ્થાનો દરેક હિંદુ સ્ત્રીપુરૂષોની ધર્મભાવના પોષી જળસ્નાનથી પાવન કરવા આકર્ષી રહે છે. દક્ષિણે ધોળકાથી આઠ

માઇલ છેટે વઉઠા નામનું એક ગામડું ત્યાં આગળ થતા સાબર, હાથમતી, ખારી, માજમ, મેશ્વો, વાત્રક, અને શેઢી એ સાત નાની મ્હોટી નદીઓના સંગમને લીધે ઘણું પવિત્ર મનાઇ દર વર્ષે કાર્તિક સુદી પૂર્ણિમાને દિવસે મોટા મેળાનું સ્થાન ગણાય છે. આ નદીના પ્રવાહમાર્ગ વિષે એમ મનાય છે કે, શહેરની સ્થાપના વખતે તેનો પ્રવાહ શહેરની અંદરના ભાગમાં હાલ જ્યાં માણેકચોક છે તેની પાસે હતો. **માણેકનાથ** નામનો બાવો હાલના તેના મંદિરની જગાએ નદી કીનારો હોવાથી સ્થાન કરી બેઠો હતો અને તેની પાસેજ આવી રહેલા હનુમાન મસાણીઆ હનુમાન કહેવાય છે, તથા માંડવીની પોળ આગળ જમીન નીચેથી નદીમાં જવાનો ઢાળ તથા પત્થરો મળી આવ્યા હતા એ વગેરે કારણો નદીના ત્યાં આગળના પ્રવાહની સાક્ષી પૂરે છે. શહેરની સ્થાપના વખતે બાદશાહે આ પ્રવાહને વાળી હાલ છે તે સ્થાને કરાવ્યાનું મનાય છે. નદી ઉપર એક રેલ્વેનો અને એક એલિસબ્રીજ નામનો એમ બે પૂલ છે.

**શહેર વિભાગ**—લોકવ્યવહાર માટે શહેરનાં ૧૭ વિભાગ અથવા પૂર પડેલા છે. પાંચકુવા દરવાજાથી ભદ્ર સુધીનો પૂર્વ પશ્ચિમ લંબાતો મુખ્ય રાજમાર્ગ શહેરના ઉત્તર દક્ષિણ બે લગભગ સરખા ભાગ પાડે છે તેને મધ્યરેખા તરીકે ગણતાં ઉત્તરે (૧) કાળુપુર, (૨) દરીયાપુર, (૩) ઝવેરીવાડો, (૪) ઇદડીઓ, (૫) ઘીકાંટો, (૬) પાનકોર, (૭) મીરજાપુર, (૮) ખાનપુર, (૯) શાહપુર એ નવ અને તેની દક્ષિણે (૧) સારંગપુર, (૨) ખાડીયા, (૩) રાયપુર, (૪) માણેકચોક, (૫) આસ્ટોડીયા, (૬) જમાલપુર, (૭) રાયખડ, (૮) કારંજ અને (૯) ભદ્ર એ નવ એ મળી અરાઢ મુખ્ય લત્તાઓ આવી રહેલા છે. આ વિભાગોમાં વિસ્તાર તેમજ વસ્તી પરત્વે સર્વથી મ્હોટો વિભાગ કાળુપુરનો છે.

આ ઉપરાંત કોટની બ્હાર ચારે તરફ કેટલાંક ન્હાનાં મ્હોટાં પરાં પણ પથરાઈ રહેલાં છે, જેમાંનાં કેટલાંક પ્રાચીન છે, અને થોડાંક

અંગ્રેજી રાજ્ય અમલ પછીથી સ્થપાયેલાં છે. ઉત્તરે (૧) માધવપરૂ; (૨) હઠીપરૂ; (૩) બારડોલપરૂ જે કલેક્ટર મી. બોરેડોલ સાહેબે વસાવેલું છે તે. પૂર્વ તરફ (૪) અસારવા (ઘણા પ્રાચીન કાળમાં જે આશાવળ નામે પ્રખ્યાત હતું), (૫) સરસપુર અને (૬) ગોમતીપુર; દક્ષિણે (૭) રાજપુર; (૮) રઘનાથપરૂ; (૯) ભવાનીપરૂ; અને (૧૦) બેહેરામપુર; પશ્ચિમ દિશાએ નદીને સામે કાંઠે (૧૧) કોચરબ અને (૧૨) માદલપરૂઃ–આ ફરતાં પરાં રૂપી કુસુમગુચ્છો શેહેરને વીંટાઇ એક સુન્દર કલગી બનાવી રહ્યાં છે. આ શિવાય શાહીબાગ, કેન્ટોન્મેન્ટ અથવા કાંપ, રેલ્વેપુરા અને પશ્ચિમે નદીને સામે તીરે વસાતો જતો નવો ભાગ ( જેનું હજી કાંઇ ખાસ નામાભિધાન કરવામાં આવ્યું નથી તે ) એ નવાં વસતીસ્થાનો અંગ્રેજી અમલ સ્થપાયા પછી જન્મ પામેલાં છે; અને તેમાંનું પ્હેલું તથા ચોથું આરોગ્યવર્ધક સ્થાન તરીકે અને ત્રીજું વેપારના મથક તરીકે હજી વિસ્તાર અને પ્રફુલ્લતા પામતાં જ રહે છે. શેહેરની વસ્તી સને ૧૯૨૧ ની વસ્તી ગણત્રી મુજબ ૨૭૦૯૬૪ ની છે.

**રાજમાર્ગો**—આ શહેરમાંના મુખ્ય માર્ગો પ્રથમથીજ ગુજરાતનાં બીજાં અને ઉત્તર હિંદનાં જુનાં ઘણાં ખરાં શહેરો કરતાં કાંઇક વધારે સીધા ને પહોળા છે, જોકે હાલના સમયના પ્રમાણમાં તે જોઇએ તેવા પહોળા અને છુટવાળા તો નથીજ. તે વખતના જમાનાને, જરૂરીઆતને અને સહીસલામતીને અનુસરી સાંકડા, વાંકાચુકા અને ઘણી ગલીગુંચીઓવાળા રસ્તાઓ વિશેષ પસંદ કરવામાં આવતા હતા. આ શહેરના જુદા જુદા વિભાગોમાંથી કોટને જુદે જુદે દરવાજે પહોંચાય એવા રસ્તાઓ મુખ્ય ગણવામાં આવતા હતા, અને તેમાંના ન્હાના મ્હોટા ઘણા રસ્તાઓ હજીપણ લગભગ તેજ સ્થિતિમાં મોજુદ છે. આ રસ્તાઓમાંના કેટલાક વિભાગના નામ ઉપરથી, કેટલાક તેની પાસે આવેલા કોઇક નામાંકિત મથક કે મકાનના નામ ઉપરથી અને થોડાક કોઇ પ્રસિદ્ધ પુરૂષોના નામ ઉપરથી ઓળખાય છે. સને ૧૮૮૦

પછીથી કેટલાક નવા રસ્તાઓ કાઢવામાં આવેલા છે, અને તેમને આપવામાં આવેલાં અમુક નામો જેવાં કે રીડ રોડ, રીચી રોડ, એલીફન્ટ રોડ ઈ. થી તે તે વખતના તે નામધારી રાજ્યાધિકારીઓ અમરત્વ પામી શક્યા છે. પાંચકુવા દરવાજેથી ભદ્ર તરફ જતાં ખાડીઆ રસ્તા આગળના નાકાથી વલંદાની હવેલી સુધીનો રીચીરોડ નામનો નવો કાઢેલો રસ્તો ઘણાક જુના મુખ્ય રસ્તાઓને જોડી દેનારો ટુંકો અને સીધો હોવાથી, શહેરના મધ્ય ભાગમાં આવેલો હોવાથી અને આસપાસનાં મ્હોટાં બજારોને લીધે અગત્યતા પામતો હોવાથી એકજ મુખ્ય રાજમાર્ગ બની ગયો છે. અમદાવાદ જેવા શહેરમાં વેપાર ઉદ્યોગ, ધંધો રોજગાર, ઘીચ વસ્તી વગેરેને લીધે રાહદારીની વૃદ્ધિ એટલી બધી વધી ગઇ છે કે, ટ્રામવે જેવાં સાધનોની બહુ જરૂર જણાવા લાગી છે, પરંતુ રસ્તાઓની સંકડાશ તેમાં અંતરાય રૂપ છે. સરકાર અને મ્યુનીસીપાલીટી કેટલાક વખતથી જુના સાંકડા અને ઘીચ વહેવારવાળા રસ્તાઓ પહોળા કરવા તથા જુદા જુદા વિભાગોમાં સીધી ને ટુંકી રીતે આવજા થાય એવા નવા રસ્તાઓ ઉઘાડવા વિચાર કર્યા કરે છે, પણ નાણાંની તંગી તેમની હીંમત હરાવે છે.

પોળો—ગુજરાતનાં જુનાં શહેરોની બાંધણીમાં પોળની વ્યવસ્થા એ એક ખાસ લક્ષણછે, અને અમદાવાદ શહેર તેના નમુના રૂપ છે. ન્હાના મ્હોટા રસ્તાઓ ઉપર તેની બંને બાજુએ ખાંચા કે ગલીઓ તો સામાન્ય રીતે બધાં શહેરોમાં હોયજ, પરંતુ અન્ય સ્થળે તે ખાંચા ગલીઓ બંને છેડે ખુલ્લાં સરીયામ અને સર્વ લોકના ચાલ વહેવાર માટે ઉઘાડાં હોય છે; ત્યારે અહીં તેવી જગાઓ એક સરીયામ રસ્તા ઉપર ન્હાના કે મ્હોટા દરવાજાથી બંધેચ, એકજ છેડે ખુલ્લા અને તેની અંદર રહેનારી વસ્તીના પોતાનાજ તથા તેમની પાસે જનાર આવનારનાજ ઉપયોગમાં વપરાતા હોય છે. આવા બંધેજ વાસોને મ્હોટા હોય તો પોળ, અને ન્હાના હોય તો ખડકી કહે છે. અમદાવાદમાં

આવી પોળો તથા ખડકીઓની સંખ્યા આશરે ૩૬૦ જેટલી છે. આમાં ન્હાનામાં ન્હાની આઠ દશ ઘરની અને સાધારણ રીતે ૧૦૦ થી ૩૦૦૦ ઘરોની બનેલી હોય છે. માંડવીની પોળને નામે ઓળખાતી એક સૌથી મ્હોટી પોળ છે તેનું ક્ષેત્રફળ લગભગ પચાસ એકર છે, અને ઘરની સંખ્યા લગભગ ૩૦૦૦ છે; તેમાં બંને બાજુએ બીજી મ્હોટી મ્હોટી ૧૫–૨૦ પેટા પોળો છે. તેનું મુખ્ય દ્વાર ઉત્તરાભિમુખે અને બીજું દ્વાર આસ્તોડીઆ ચકલામાં દક્ષિણાભિમુખે પડે છે, જેને તે બાજુના લોક વીંછીની પોળ પણ કહે છે. ( ખરૂં જોતાં આને પોળ કહેતાં કેટલા ખચકાય છે, કારણ કે તે બંને છેડે ખુલ્લી અને સરીયામ રસ્તાવાળી છે. ) ઉપર કહ્યું તેમ આ દરેક પોળને સરીયામ રસ્તાને મળવાને નાકે દરવાજા જેવા બારણાનું અને કેટલીક જગાએ તેની ઉપર એક ન્હાના મેડાવાળું મકાન હોય છે, એ મેડા ઉપર હરરોજ રાત્રે અને જરૂર પડતાં દિવસે બારણાં બંધ કરી પોળના રક્ષકનું કામ કરનાર માણસ રહે છે, જેને પોળીઓ કહે છે.

દરેક પોળમાં એકાદ દેવાલય, એક કુવો, ને વખતે પરવડી એટલું તો હોય છેજ; અને તેનો ઉપયોગ અને માલીકી પોળની આખી વસ્તીની હોય છે. અંદર પાછા વાંકા ચુકા ખાંચા અને ગલીઓ હોય છે; છતાં હવા અજવાળાની તથા મોકળા વપરાશની સગવડ માટે એકાદ સ્થળે વધારે છુટી બહોળી અને ખુલી જગા રાખેલી હોય છે, જેને ચોકઠું કહે છે. પોળના રસ્તાઓની જમીનની માલીકી પૂર્વે તો પોળના પંચની મનાતી હતી, પણ હવે તે મ્યુનીસીપાલીટીની ગણાય છે, અને તેને સાફ રાખવાનું તથા દીવાથી અજવાળવાનું કામ તે કરે છે, છતાં બીજા સરીયામ રસ્તાઓના પ્રમાણમાં તે અણમાનીતીનાં સંતાનોની માફક બેદરકારીથી જોવાય છે. પૂર્વે સમયમાં વારંવાર થતી રાજક્રાંતિ, લુંટફાટ, ધાડ, રમખાણો વગેરેથી રક્ષણ મેળવવાની ખાસ આવશ્યકતાએ આવી બાંધણીની જરૂર ઉભી કરેલી હતી, અને તેથીજ કરીને મધ્યમ અને ઉંચ કોમોનાં અને થોડા અથવા વધારે શ્રીમંત

લોકોનાં ઘરો આવી પોળોમાંજ હતાં અને હજીપણ ઘણે ભાગે છે; અને જેમ ઘર પોળની અંદર સુરક્ષિત રીતે ઉંડાણમાં હોય તેમ તેની કીંમત સરીયામ રસ્તા ઉપરના ઘર કરતાં પ્રમાણમાં વધારે ગણાતી હતી. સરીયામ રસ્તા ઉપર તો ઘાંચી, ગોલા, કુંભાર, લુહાર, પીંજારા ઇ. ઓછી મુંડીવાળા અને ઘરમાં રહીનેજ દુકાનદારી, વેપાર, કે કારીગરી કરનારા ઓછા ધનવાળા વર્ગના લોકોજ ઘણે ભાગે રહેતા હતા. ખુલ્લા રસ્તાઓ કરતાં આવી પોળનાં રહેઠાણ અનેક રીતે લાભકારક હતાં અને છે. (તેની વિશેષ વિગત આગળ ઉપર આપવામાં આવશે.) હવેના જમાનાના શહેરવહીવટ કરનારાઓનું વલણ પોળોના બંને છેડા ખુલ્લા કરી નાંખી તેના રસ્તા સરીયામ કરી નાખવા તરફ-એટલે પરિણામે પોળની વ્યવસ્થા નાબૂદ કરવા તરફ-દોરાતું જાય છે, જો કે લોકોનો ઘણો મ્હોટો ભાગ તો તેની તદ્દન વિરૂદ્ધ છે.

**વાડીઓ***--ચારે તરફથી બંધેય અને વચ્ચે મ્હોટા ખુલ્લા ચોગાનવાળાં મકાન, જેને વાડી વાડો કે વંડો કહે છે, તે ગુજરાતનાં બીજાં શેહેરની પેઠે, અમદાવાદમાં પણ ઘણી સંખ્યામાં જોવામાં આવે છે. આ વાડીઓની બાંધણીનું ખાસ લક્ષણ એ હોય છે કે તેમાં વચ્ચે ખુલ્લો ચોગાન અને તેની આસપાસ જમીનથી એક કે બે ફુટ ઉંચી છાપરાથી ઢંકાયેલી, પણ આગલા ભાગમાં તદ્દન ખુલ્લી, પડાળીઓ બાંધેલી હોય છે. મકાનની અંદર પ્રવેશ કરવાનું દ્વાર ડેહેલા જેવું મ્હોટું, ૬ થી ૧૦ ફુટ પહોળુ અને ૮ થી ૧૨ ફુટ ઉંચું હોય છે અને તેના ઉપર અને કેટલેક ઠેકાણે પડાળીઓ ઉપર પણ મેડા જડેલા હોય છે. પડાળીઓના કેટલાક ભાગમાં એકાદ બે ઓરડાઓ પણ વખતે હોય છે. આવી વાડીઓ કોટની અંદર શેહેરના દરેક વિભાગમાં હોઈ લગભગ ૬૦-૭૦ જેટલી છે. ઘણે ભાગે તે હિંદુઓની હોય છે; હિંદુ કોમની ઘણી ખરી જ્ઞાતિઓએ તથા અમુક ધંધાદારીઓએ

---

* આ વિષયની હકીકત અમદાવાદ ગેઝીટીઅરમાંથી મેળવેલ છે.

પોતપોતાના મુખ્ય વાસના લત્તામાં મંડળના પોતાના ખરચે આવી વાડીઓ બંધાવી તેનો ઉપયોગ તેઓ મુખ્યત્વે કરીને સમગ્ર જ્ઞાતિના કે મંડળના ભોજન માટે, અને વખતો વખત જ્ઞાતિજનોની સભા કે મેળાવડાઓ માટે પણ કરે છે. આ મકાનો ૨૦૦ થી ૧૦,૦૦૦ મનુષ્યો છુટથી સમાય એવાં ન્હાનાં મ્હોટાં હોય છે.. તેમનો ચાલુ નિભાવ પોતાનાં જ્ઞાતિજનો અથવા ધંધાદારીઓ ઉપર વાર્ષિક કે પ્રાસંગિક લાગા નાંખી તેમાંથી ઉત્પન્ન થતા ફંડમાંથી ચાલે છે, અને મકાનો ફંડો વગેરેનો સઘળો વહીવટ તે તે મંડળોના શેઠો કરે છે. જો આવી વાડી કોઇ શ્રીમાન સખી ગૃહસ્થે બંધાવી હોય છે, તો તેના નિભાવનું સર્વ ખર્ચ તે અથવા તેના કુટુમ્બ તરફથીજ થાય છે, અને વહીવટ પણ તેજ કરે છે, પરંતુ તેનો ઉપયોગ તો તે જેને માટે બંધાવેલી હોય છે તેઓને સાર્વજનિક રીતે છુટથી કરવા દેવામાં આવે છે. કેટલેક સ્થળે આવી વાડીઓમાં પોતપોતાના ઇષ્ટ દેવનું દેવાલય પણ હોય છે, અને કોઇ કોઇ જગાએ પૂર્વે સમયમાં સંત સાધુ મુસાફરોને માટે ઉતારાની તથા સદાવ્રતની પણ વ્યવસ્થા રાખવામાં આવેલી હતી. આમાંની કેટલીક મ્હોટી વાડીઓ નીચે મુજબ છેઃ—
મિરજાપુરમાં બાકરઅલીનો વાડો જેમાં લગભગ ૧૦,૦૦૦ મનુષ્યો સમાઇ શકે એમ છે, જેમાં બાકરઅલીની ગાદી છે, અને જેમાં દરેક સોમવારે ગરીબોને પુશ્કળ દાણા વહેંચવામાં આવે છે; ઘીકાંટા પાસે શેઠ મગનભાઇ કરમચંદની સને ૧૮૦૦ ના અરસામાં બંધાવેલી વાડી છે, તેમાં પણ ૧૦,૦૦૦ માણસોનો સમાવેશ થઇ શકે એમ છે તે જૈનોના જ્ઞાતિભોજન માટે, તેમજ કોઇ કોઇ અન્ય કાર્ય માટે પૂર્વે વપરાતી હતી. પાનકોરના નાકા આગળ રામાનન્દ નામના એક સાધુ પુરૂષે સને ૧૭૮૦ માં એક વાડી બંધાવી છે, જે બ્રહ્મચારીની વાડી કહેવાય છે. એ મ્હોટો વિશાળ વંડો છે, અને તેની આસપાસ આવેલી ઓરડીઓના ભાડાથી પુશ્કળ આવક થાય છે; કેટલાંક વર્ષોથી તેની અંદર શાંતિભુવન નામની નાટકશાળા બંધાવેલી છે, તેનું ભાડુ પણ

આવકમાં ઘણો સારો વધારો કરે છે. હાલ તેનો વહીવટ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી કરે છે. દરીયાપુરમાં લુણસાવાડે લગભગ ૫૦૦ ૭૦૦ માણસો માય એવડી કડીયા વાડી છે. હાજા પટેલની પોળમાં વીશા શ્રીમાળી શ્રાવક વાણીયાની એક વાડી ૧૦૦૦ મનુષ્યોનો સમાવેશ કરે એવી છે. સારંગપુરમાં દોલતખાનામાં ઔદિચ્ય બ્રાહ્મણોની હજારેકની સંખ્યા સમાય એવી તથા સુતારોની ૫૦૦ ના સમાસવાળી એમ બે પાસપાસે આવેલી વાડીઓ મ્હોટી છે. તેમાં મહાદેવનું મન્દિર છે. શાક બજારમાં વીશા શ્રીમાળી શ્રાવક વાણીયા જ્ઞાતિની એક વિશાળ વાડી છે, જેમાં આ જ્ઞાતિના લગભગ ૪૦૦૦ માણસોનાં જમણવાર થાય છે. જમાલપુર જીલ્લામાં આવેલો ભગુભાઇનો વંડો એ ઘણા વિશાળ ચોગાનવાળું મકાન છે. સ્વ. જૈન શેઠ મનસુખભાઈના પિતાના નામથી તે બંધાવેલો છે, અને તેમાં અમદાવાદની આખી જૈન કોમનું જમણવાર થઈ શકે છે. તેમાં આવેલાં બે ચોગાનોમાં અંદરનું ચોગાન વિશાળ સ્વચ્છ અને સુન્દર છે, અને તે એકલા ભાગમાંજ દશેક હજાર માણસો ખુશીથી એકત્ર થઇ શકે એમ છે; તેની માલીકી તથા દેખરેખ શેઠ મનસુખભાઇના કુટુમ્બને હસ્તક છે. આવી જ્ઞાતિઓની વાડીઓ ઉપરાંત શાહપુરમાં તાણીયા ( કસબના તાર બનાવનાર ) ની વાડી; રેશમી રેંટીયાવાળાની વાડી; દરીયાપુરમાં ચન્દન તળાવડી આગળ મશરૂવાળાની વાડી; કાળુપુર ચકલામાં ગજીઆણીવાળાની વાડી; પાંચકુવાની નજીકમાં તાગીયાની વાડી; સારંગપુરમાં સરકીવાડમાં રેશમ ઉપર રંગ ચઢાવનાર રંગરેજ ( લેઉઆ કણબીઓની ) વાડી; દોલતખાનામાં દરજીની વાડી; દાણાપીઠમાં ફડીયાની વાડી ઇત્યાદી બીજી ઘણી ન્હાની મ્હોટી વાડીઓ જુદા જુદા ધંધાવાળાઓએ પોત પોતાના પંચની સભાઓ જમણવારો વગેરે કાર્ય માટે બંધાવી રાખી છે.

આમાંની ઘણીક મોટી વાડીઓનાં વિશાળ મેદાનો પોતપોતાના મંડળના લાભ ઉપરાંત સાર્વજનિક સભાઓ, સમારંભો, ઉત્સવો ઇ૦

કાર્યો માટે પણ પ્રસંગોપાત ઉપયોગમાં લેવાય છે, અને તેટલે દરજ્જે ટાઉન હૉલની ગરજ સારે છે. શહેરમાં પ્રેમાભાઇ હૉલ નામનો જાહેર સભામંડપ તો એક છે, પરંતુ શ્રોતાજનોની પ્રતિદિન વધતી જતી સંખ્યાના પ્રમાણમાં તે ન્હાનો પડવાથી, તેમ કેટલાક પ્રકારનાં ભાષણો માટે તેનો ઉપયોગ મળી શકે એમ ન હોવાથી, ઘણે પ્રસંગે મ્હોટી અને જંગી સભાઓ મેળવવા ઘાંચીની વાડી, વીશા શ્રીમાળીની વાડી, ભગુભાઇનો વંડો વગેરે સ્થળો ઘણા કામમાં આવી જાય છે. સને ૧૯૧૫ માં યુદ્ધસહાયક ફંડ માટે ઉભો કરેલો ફેન્સીફેર ભગુભાઇના વંડામાં ગોઠવવામાં આવ્યો હતો; સને ૧૯૨૦ માં ચોથી ગુજરાત રાજકીય પરિષદ્ પણ તેજ વંડામાં ભરવામાં આવી હતી.

**ધર્મશાળાઓ અને મુસાફરખાનાં**—અસલના વખતમાં ઘણાં મુસાફરખાનાં હતાં એમ કહેવાય છે, પણ કાળે કરીને તે નષ્ટ થતાં ગયાં અને હમણાં તેમાંનાં જુનાં કોઇકજ હયાતી ભોગવે છે. રેલ્વે સ્ટેશન બંધાયા પછી તેની નજદીકમાં તેમજ અન્ય સ્થળે હાલમાં ઘણી ધર્મશાળાઓ બંધાઇ છે. **રેવાબાઇ ધર્મશાળા**—આ પ્રથમ પંક્તિની મ્હોટી ધર્મશાળા રેલ્વે સ્ટેશનના ઝાંપાની બ્હાર નીકળતાં સામેજ આવેલી છે. અત્રેના વતની શ્રીયુત ભાઇશંકર નાનાભાઇ સોલીસીટરે તે પોતાના ખરચે થોડાંક વર્ષ ઉપર જ પોતાનાં પત્નીના સ્મારકમાં બંધાવી તેની વ્યવસ્થા લોકલબોર્ડને સોંપી છે. તે દરેક જાત, ધર્મ અને વર્ણના મુસાફરો માટે ખુલ્લી છે. તેમાં મફત પડી રહેવા માટે ઉઘાડી જગા ઉપરાંત નીચે તથા મેડા ઉપર સારી સગવડવાળી ન્હાની મ્હોટી ઓરડીઓ પણ છે, જે જુજ રકમનું ભાડુ આપવાથી મળી શકે છે. તેમાં વ્યવસ્થા સારી અનુકૂળ અને સ્વચ્છતાવાળી ગણાય છે. **મણિલાલ રણછોડદાસ વિશ્રામ ભુવન**—આ પણ નવી બંધાવેલી ધર્મશાળા સ્ટેશનથી સાકર બજાર તરફ જવાના રસ્તા ઉપર છે તે સાધારણ વર્ગ માટે ઘણી સારી અને સગવડ ભરી છે. વ્યવસ્થા સારી અને ચોખ્ખાઇભરી છે. તેની સામેની **હરિવલ્લભ મૂળચંદની**

**ધર્મશાળા** શ્રી વલ્લભપંથી આચાર્યો તથા વૈષ્ણવો માટે છે. **મગન-ભાઇ કરમચંદ ધર્મશાળા**—સ્ટેશનથી સારંગપુર તરફ જવાના રસ્તા ઉપર ગુડ્સશેડની સામે આવેલું આ મકાન પૂર્વે ધર્મશાળા માટેજ બંધાવેલું હતું પણ હાલમાં તે કેટલોક વખત થયાં માત્ર વેપા-રીઓની વખાર થઈ પડ્યું છે. તેની નજદીકમાં આવેલી **ભાટીયાની ધર્મશાળા** છે, તેનો ભાટીયા, લુહાણા તેમજ અન્ય વૈષ્ણવ આચાર પાળનાર ઉંચા તથા મધ્યમ વર્ગના લોકોજ લાભ લઇ શકે છે. અંદરનું મકાન સારૂં સ્વચ્છ અને સગવડવાળું છે. સ્ટેશનથી પાંચકુવા તરફ જતાં ચાર રસ્તાનો સંગમ છે ત્યાં ઉત્તરે સાકર બજાર તરફ વળવાના રસ્તાના નાકા ઉપર **લલ્લુભાઇ કરશનદાસની ધર્મશાળા** છે, જેમાં ઘણે ભાગે સાધુ સન્યાસીઓ ઉતારો કરે છે; અને દક્ષિણે સારંગપુર દરવાજા તરફના રસ્તાના નાકા ઉપર **ઇશ્વરલાલ ઓચ્છ-વરામની ધર્મશાળાનું** વિશાળ મકાન છે, જે પણ હાલમાં માત્ર વેપારશાળા છે, અને તેના વ્યવસ્થાપકને હાથે ભાડાં ખાવાનાજ ઉપ-યોગમાં લેવામાં આવે છે. સાકર બજાર આગળના કપાસીયા બજારમાં **આગાખાન બીલ્ડીંગ** છે, ત્યાં ખોજા લોકો ઉતરી શકે છે. સ્ટેશન આગળ **આમિના મસ્જિદનું** મુસાફરખાનું મુસલમાન ભાઇઓના લાભાર્થે છે. ઝવેરીવાડામાં મરચી પોળમાં શેઠ **દલપતભાઇ ભગુ-ભાઇની ધર્મશાળા** છે તે જૈન લોકોના ઉપયોગ માટે છે. મીરજાપુર સલાપોસ રોડ ઉપર **દિગંબર જૈનોની એક ધર્મશાળા** છે. તેજ રસ્તા ઉપર નવરોજજી શેઠની બંધાવેલી એક **પારશી ધર્મશાળા** છે, જેની વ્યવસ્થા પણ સારી કહેવાય છે. શાહપુરમાં **છોટાલાલની ધ-ર્મશાળા** છે, જે સાધુ સન્યાસીઓને ઉતરવા માટે વપરાય છે. શાહપુરના નાકા આગળ એક **ગ્રાન્ડ હોટલ છે,** તે યુરોપીયનો તથા તેમની ધાટીથી રહેનારાઓ માટે દ્રવ્યના ખરચે મળતું નિવાસસ્થાન છે. આ ઉપરાંત અન્ય અનેક સ્થળે ધાર્મિક આશ્રમો, મંદિરો, અપા-સરા, અખાડા, મસજીદો વગેરે છે, જ્યાં સાધુ સંત ફકીરો અને

નિર્ધન જનો અલ્પ સમયની વિશ્રાંતિ મેળવી સંસ્થાપકોને આશીર્વાદ દેતા આવે છે અને જાય છે.

**રેલ્વે સ્ટેશનો**—આ શહેરને બે રેલ્વે સ્ટેશનો શહેરને પૂર્વ અને પશ્ચિમને સામ સામે સીમાડે ઉભેલાં છે. પૂર્વ તરફનું મ્હોટું સ્ટેશન સને ૧૮૬૩ માં જ્યારે આ પ્રાંતમાં રેલ્વે પ્રથમ સ્થપાઇ તે વખતે બંધાવેલું છે. તે મુંબાઇથી વિરમગામ જતી બ્રાડગેજની રેલ્વેનું વચલું સ્ટેશન હોવા ઉપરાંત દિલ્લી આગ્રા જતી (જુના વખતમાં આર. એમ. આર. કહેવાતી) મીટરગેજ રેલ્વેનું, તથા તેજ માપની પ્રાંતીજ રેલ્વેનું પણ ટરમીનસ–અંતિમ સ્થળ–હોઇ જંકશન ગણાય છે. સ્ટેશન વખતો વખત વધારે ને વધારે જગા રોકતું જઈ વિશાળ બનતું જાય છે, છતાં હજી શહેરની વસ્તી અને અગત્યતાના પ્રમાણમાં મુસાફરોની સારી સગવડ માટે પુરતું મ્હોટું નથી; તેને ફરીથી વધારે વિશાળ બાંધકામવાળું બનાવવાનો રેલ્વે કંપની વિચાર કરતી હતી, દરમીયાન મહાયુધ્ધે ઉભી કરેલી મુસ્કેલીઓએ એ વિચાર મોકુફ રખાવ્યો લાગે છે. બીજું સ્ટેશન પશ્ચિમે નદીને સામે કિનારે ધોળકા રેલ્વેનું છે, જેને નદી ઉપરના એલીસબ્રીજ ઉપરથી **એલીસબ્રીજ સ્ટેશન** એવું નામ આપવામાં આવેલું છે. તે સાધારણ રીતે ન્હાનું અને કાંઇપણ વિશેષતા વિનાનું છે.



## ( ૨ ) અમદાવાદનું સ્થાપત્ય.

### ( લેખકઃ—શ્રીયુત ગજાનન વિશ્વનાથ પાઠક. )

હિંદુસ્થાનના સ્થાપત્યને પહેલવહેલા જાણનાર અને તેનો આધારભૂત ઇતિહાસ લખનાર મી. ફર્ગ્યુસન આખા હિંદુસ્થાનના સ્થાપત્યને માટે લખે છે કેઃ—'Nowhere does nature show herself in such grand and such luxurious features, and nowhere such humanity exists in more varied and more pleasing conditions'*. "" આ ઉન્નત અને વૈભવી રૂપોમાં કુદરતનું સ્વરૂપ બીજે ક્યાંઇ આવું દેખાતું નથી, અને આટલાં બધાં વિવિધ અને સુંદર રૂપોમાં માનવ ભાવ બીજે ક્યાંઇ જણાતો નથી."

પછી ગુજરાતના સ્થાપત્ય માટે લખતાં એ પહેલુંજ વાક્ય આ પ્રમાણે લખે છેઃ—Of the various forms which the Saracenic architecture assumed in India, that of Ahmedabad may probably be considered as the most elegant, as it certainly is the most characteristic, of all. No other form is so essentially Indian, and no one tells its tale with the same unmistakable distinctness.×

"સારસન સ્થાપત્યે જે વિવિધ રૂપો હિંદુસ્થાનમાં લીધાં છે તે-માંનું જે રૂપ અમદાવાદમાં તેણે લીધું છે તે ઘણે ભાગે સૌથી લાવણ્ય ભરેલું છે, કારણ કે એ ખરેખરજ બીજાં બધાંથી ખાસ જુદું પડે-

---

* કર્તાનાં " હીસ્ટરી ઓફ ઈન્ડીઅન એન્ડ ઇસ્ટર્ન આર્કીટેકચર " ભાગ ૧ લાની પ્રસ્તાવના.

× કર્તાની હીસ્ટરી ઓફ ઈન્ડીયન એન્ડ ઇસ્ટર્ન આર્કીટેકચર ભાગ ૨ જો. પાનુ ૨૨૯.

છે. બીજું કોઈ રૂપ એના મૂળમાં એટલું હિંદુ નથી, અને એમાંથી જે વાર્તા વગર ભૂલે જેવી સ્પષ્ટતાથી મળે છે તેવી બીજા કોઇ રૂપ-માંથી મળતી નથી.”

ઉપરનું પહેલું વાક્ય આખા હિંદુસ્થાનના સ્થાપત્યને લાગુ પડે છે ને બીજું તો ખાસ અમદાવાદ માટે ઉચ્ચારાયું છે, એટલે આ બન્ને વાક્યોની સત્યતા જો આપણે અમદાવાદનાં સ્થાપત્યમાંથી સમજીએ તો આખા હિંદુસ્થાનના સ્થાપત્યને સમજવાની આપણને કુંચી મળે છે.

હિંદુસ્થાનના સ્થાપત્યના વિભાગો નીચે પ્રમાણે પાડી શકાય છે. (૧) બૌદ્ધ, કે જ્યારે એ બુદ્ધ ધર્મના ફેલાવા સાથે ખીલે છે; (૨) હિંદુ, જ્યારે હિંદુ ધર્મ બુદ્ધની સામે કામ કરી જીતી જાય છે, અને જ્યારે કર્મકાંડ ઘણો આગળ વધે છે; (૩) મુસલમાની અને મુગલ, કે જે કાળમાં એ અરબસ્થાનમાં ઉદ્ભવેલા ધર્મના અનુયાઇઓ હિંદ-પર ચઢાઈ કરી રાજ ભોગવતા થાય છે ત્યારે તેમની હેઠળ તેમની જરૂરીયાતો પ્રમાણે સ્થાપત્ય ખીલે છે તે; અને છેલ્લું (૪) યુરોપીય, કે જ્યારે એક વેપાર કરતી કોમ વેપારમાંથી રાજ્ય કરતી થઇ હિંદનું સામ્રાજ્ય ભોગવતી થાય છે, ને તેમની નીચે જે સ્થાપત્ય ખડું થાય છે તે.

આમાં અમદાવાદનું સ્થાપત્ય ત્રીજા વિભાગમાં આવી શકે છે. કેમકે પહેલા બે વિભાગનું સ્થાપત્ય જ્યારે હિંદમાં પ્રવર્તતું હતું ત્યારે અમદાવાદ શહેર હતુંજ નહિ. આપણને ખબર છે કે ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલા પાસેથી ગુજરાત ૧૩૦૪–૫ માં અલાઉદ્દીન ખીલજી લઈ લે છે ત્યારથી તે ૧૭૫૭ માં જ્યારે મરાઠાઓ પાસે એ આવે છે ત્યાં સૂધી ગુજરાત મુસલમાનો અને મોગલોના તાબામાં રહે છે. ૧૪૦૩ માં તાતારખાન નામનો સુબો મહમદશાહ નામ ધારણ કરી ગુજરાતનો પહેલો પાદશાહ બન્યો. એના પછી ત્રીજો પાદ-શાહ નામે અહમદશાહ ૧૪૧૧–૧૨ માં અમદાવાદ વસાવે છે, ત્યારથી અમદાવાદનું સ્થાપત્ય શરૂ થાય છે. મહમદ બેગડાના વખતમાં ૧૫ મા

વસ્તુનું વર્ણન કરતાં પણ એને ચેતનની ઉપમા આપ્યા વિના નહિ રહી શકે. કુદરતી શક્તિનાં વર્ણનો આવા અલંકારોથી વિભૂષિત છે તે આપણે જાણીએ છીએ. આવું જ બીજા કલાધરો માટે છે. ગાયકો પોતાના રાગોને સજીવરૂપ કલ્પે છે, એનામાં અદ્‌ભુત શક્તિનું નિરૂપણ સરજે છે. એમજ મૂર્તિકારો અને સ્થાપત્યકારોએ પોતાની કળાને પ્રાણી, વનસ્પતિ, પત્રો, પુષ્પો, વગેરેના ઘાટ આપી અલંકૃત કરી છે. એમનો **થાંભલો** જાણે પાંદડાઓના ગુચ્છાઓમાંથી ઉગ્યો હોય તેઓ દેખાશે, થાંભલાનું શરૂ ખીલેલાં પુષ્પ જેવું; કે હાથીની સુંઢ ફેલાયેલા જેવું, એમના **ઘુમટો** ઉઘડેલા સહસ્ત્રદલ પુષ્પ જેવા હશે; એમના, ( **બ્રેકેટસ** ) **ટેકણ-ફાંસડાઓમાં** સિંહ ઘોડા હાથી વગેરેની આકૃતિ હશે. અમદાવાદમાં શહેરીઓના મકાનોના ફાંસડાઓમાં કોઇ કોઇ તો આવા પ્રાણીઓના ઘાટમાં ઘણાજ જુસ્સાદાર (powerful) થએલા છે. એનો ઘાટજ એવો હોય છે કે આપણને એના બળની ખાત્રી થઇ જાય.

આમ જડ વસ્તુના ઘાટોમાં બુદ્ધિપૂર્વક સજીવતા લાવવાનો પ્રયાસ કરવો એ ઇશ્વરની ભક્તિ છે. એ જગાએ કલાધર ઇશ્વરનું નાનું સ્વરૂપજ બને છે અને પછી પોતાની નવી સૃષ્ટિ રચે છે.

ફર્ગ્યુસન હિંદુ કારીગરનું આ હૃદય જોઇ શકેલ છે, અને એને એ હિંદુ સ્થાપત્યમાં જેટલું જોઇ શકે છે તેટલું બીજા કોઈ દેશના સ્થાપત્યમાં જોઇ શકતો નથી.

ફર્ગ્યુસનનું આ કહેવું આપણે અમદાવાદના સ્થાપત્યમાં, સારામાં સારૂં, ત્યાંની **વાવોના ગોખલાઓમાંના** અલંકારોમાં, બીજા મકાનોના ગોખોના શણગારોમાં, **સીદી સૈયદની મસીદમાંની પ્રખ્યાત કોરેલી જાળીઓમાં**, રસ્તે ચાલતાં શેરીઓનાં ઘરોનાં લાકડ કામમાં, એમ ડગલે ડગલે જોઇ શકીએ તેમ છીએ.

ફર્ગ્યુસન આ જોવાની સાથેજ તેમાં માનવ ભાવનું દર્શન કરે છે. કેમકે આવી જાતની ચેતનતા કલ્પવી એ મનુષ્યજ કરી શકે, એટલુંજ

નહિ પણ મનુષ્યની ઉંચામાં ઉંચી સંસ્કૃતિનું એ લક્ષણ છે. એ સજીવતાનો ખ્યાલ માણસમાં આવે ત્યારે જ એનામાં દયા, અનુકંપા, સહાનુભૂતિ ઇત્યાદિ માનવ ભાવો પ્રગટ થઇ એ ઇશ્વર તરફ વળી શકે.

બસ. અમદાવાદના સ્થાપત્યમાંથી આપણને જો આ વાત સમજાઈ ગઇ તો આપણે હિંદના બીજા ભાગનાં સ્થાપત્યમાં હિંદુત્વ જોઇ શકીશું.

ફર્ગ્યુસનના અમદાવાદના સ્થાપત્ય માટેના ઉદ્ગારનું એક કારણ તો આપણને એના આખા હિંદના સ્થાપત્ય માટે બોલેલા વાક્યમાંથીજ મળી આવે છે. કારણ કે કુદરતી અને માનવ ભાવ જેટલો હિંદુઓના કામોમાં દેખાય છે, તેટલો મુસલમાની કામોમાં નથી દેખાતો, અને અમદાવાદના સ્થાપત્યમાં એ ભાવ એને વધારે પ્રતીત થતો હોવાને લીધે તેને એ મૂળમાંથી જ હિંદુ ગણે છે. મુસલમાનોમાં આ ભાવ એટલો ન આવ્યો એનું કારણ એ છે કે મૂર્તિપૂજા અટકાવવા માટે પ્રાણીઓને આલેખવાની એમના ધર્મમાં મના થઇ છે; એટલે જ્યાં જ્યાં આપણે પ્રાણીઓ કે મનુષ્યોનાં પુતળ ઓ કર્યાં છે, ત્યાંથી મુસલમાની કાળમાં, એમને લઇ લઈ એ જગાએ ભૌમિતિક શણગારો મૂકી દેવાયા છે. તો પણ હિંદુની અસર અમદાવાદમાં એટલી બધી છે કે એ સજીવ આકારો જેટલા મોટા માપ (સ્કેલ) માં અને નિઃસંકોચ છુટ (ફ્રીડમ)થી થયા છે, એટલા બીજે ક્યાંઇ નથી થયા; અને જ્યાં થયા છે ત્યાં પણ એ અમદાવાદના જેટલા કોમળ થયા નથી, ને તેટલા સુંદર પણ નહિ. જ્યારે અકબરે ગુજરાત લીધું ત્યારે એ ફતેહપૂરસીક્રી બંધાવતો હતો. પરદેશી પાદશાહતોમાં હિંદુ-મુસલમાનને સમાન અને બન્ને તરફ સરખી સહાનુભૂતિ રાખવાવાળો બાદશાહ જેટલો અકબર ગણાય છે, તેટલો બીજો કોઇ ગણાતો નથી. એણે ફતેહપૂરસીક્રી બાંધવામાં હિંદુ અને મુસલમાનો બન્નેને રોકેલા હતા. અને એમાં હિંદુઓની સંખ્યા વધારે હોવાનું જ સંભવે છે અને એ બાંધકામો તેના આવિર્ભાવ અને

સામાન્ય રૂપમાં ચોકખાં હિંદુ જ ગણાય છે. છતાં પણ ત્યાં વપરાએલાં કુદરતી સાંકેતિક રૂપો અમદાવાદનાં રૂપો જેટલાં સુંદર નથી. માટે જ ફર્ગ્યુસન અમદાવાદના સ્થાપત્યને " most elegant " " ઘણુંજ સુંદર " કહે છે. **સીદી સૈયદની મસીદની જાળી જેવડા** કદની અને એના જેટલા લાઘવવાળી જાળી બીજે ક્યાંઈ થઇ નથી. અલબત્ત મોગલ સ્થાપત્ય સૌથી વધારે વખણાય છે, પણ એ વખાણમાં એમાં વપરાએલા પદાર્થો વિશેષ ભાગ ભજવે છે. તેમાંનું આરસ, જડતર કામ, મીનાકારી કામ, એવું એવું કામ બેશક જોનારને વધારે આકર્ષે છે, પણ કદાચ એના અવયવોના ઘાટમાં એ અમદાવાદ જેટલું સુંદર ન માલુમ પડે. અને બીજું એ છે કે એ એકજ વ્યક્તિનો આવિર્ભાવ પ્રગટ કરે છે. " It is personal, " એ એક ચાલતી આવેલી પરંપરા નથી બતાવતું, જ્યારે અમદાવાદનું સ્થાપત્ય એક આવી પરંપરા બતાવે છે. એના કામમાં તમે એમ નહિ કહી શકો કે આ અહમદશાહ કે આ મહમદ બેગડો છે. જ્યાં ત્યાં આપણને દેશના કારીગરોના સમૂહનું જ વલણ દેખાશે. સ્થાપત્યમાં આવી જાતનો આવિર્ભાવ જ આવશ્યક છે. જેમ જેમ એ વ્યક્તિ પરત્વે બને, તેમ તેમ એ સ્થાપત્ય મટતું જાય છે.

અમદાવાદના સ્થાપત્યને હિંદુ ગણવાનાં બીજાં કારણો એ છે કે આખું અમદાવાદ, તેના વસતા પહેલાંના આસપાસના સ્થાપત્યનોજ ઉપયોગ કરી, વસે છે. એ વસ્યું ત્યાર પહેલાં ગુજરાતમાં પ્રખ્યાત આબૂ પર્વતપરનાં દેવળો, સિદ્ધપૂર, વડનગર, પાટણ, મોઢેરા ઇ. સ્થળોપરનાં દેવળો, અને ડભોઈ, ઝીંઝુવાડા ઇ૦ સ્થળપરના કિલ્લાઓ મોજૂદ હતા. મુસલમાનો જ્યારે આવ્યા ત્યારે શરૂઆતમાં એમનો ધર્મ ફેલાવવાને અનેક જુલમો કરતા; એમાં હિંદુઓને મારીને મુસલમાનો કરવા અને એમનાં દહેરાંઓ તોડીપાડી મસીદો બનાવવી એ એમની મુખ્ય પ્રવૃત્તિમાં પણ એઓને આપણું સ્થાપત્ય સુંદર લાગ્યું છે. સોમનાથની મૂર્ત્તિ તોડનાર મહમદ ગીઝની બોલેલો કે "આવું સુંદર સ્થાપત્ય

અને આટલા હોંશીયાર કારીગરો અમારા મુલકમાં નથી." શરૂવાતમાં આપણા સ્થાપત્યના વિભાગો આવી રીતે એમના એમ દાખલ થયા, ને પછી તો તેઓ પણ આપણા આકારોથી ટેવાઈ જઈ આપણા કારીગરો સાથે બહુ મેળથી કામ કરે છે. આપણા આ વિભાગો એમના મકાનોમાં કેવી રીતે છે તે હવે જોઇએ.

અહીની પ્રખ્યાત **જુમા મસીદ** લઇએ. એના આગળના દેખાવમાં જો તમે કમાનો કહાડી નાખશો તો આગલો બધો ભાગ હિંદુનો રહે છે. વચ્ચેની મુખ્ય કમાન કહાડી લેતાં બાકી રહેનારા મિનારાઓ હિંદુઓના ચિતોડના મિનારા જેવા લાગશે, કે હિંદુ દેવળની બાજૂપર ચઢઉતર થએલી સપાટીઓ જેવી રીતે રચાએલી છે તેવા લાગશે. બન્ને બાજૂ તરફના છેવટના ભાગમાં તો થાંભલાઓ વચ્ચે રીતસર હિંદુઓનાં દેવળમાં વપરાયેલાં તોરણો જ એમનાં એમ મૂકી દીધાં હોય તેમ લાગે છે. પછી મસીદની અંદર જઇને જોશો તો માલુમ પડશે કે મંદીરના જ થાંભલાઓ વપરાયા છે, ફેર એટલો છે કે મસીદ અંદરથી દેવળ કરતાં વધારે ઉંચી હોઈ થાંભલાપર થાંભલો ચઢાવ્યો છે. પછી ધારીને જોશો તો જણાશે કે ઘુમટ રચના પણ આપણી જ છે. ઘુમટની અંદરનું કોતરકામ પણ આપણું જ છે. અંદરની સામેની ભીંતપર નજર કરશો તો જણાશે કે જેને મુસલમાનો **મહેરાબ** કહે છે, તે કોઈ દેવળના **દ્વાર** જેવુંજ છે. અમદાવાદની સઘળી મસીદો આવી રીતે હિંદુ દેવળોના અવશેષોથી જ બનેલી જણાશે.

એ લોકોની **કબર** તપાસશો તો જણાશે કે એ માત્ર **દેવળનો મંડપ જ** છે. ફેર એટલો હશે કે એના થાંભલા વચ્ચે જાળીકામ ક્યાંક ક્યાંક હશે. કોઇ કોઇ જગાએ તો એવું થએલું છે કે આપણને એમજ લાગે કે જાણે કે મંદિરના ભાગો એમને એમ ગોઠવી દીધા હોય. કોઇ પણ **મસીદના પડખાપરની બારી** કે **ગોખ હિંદુ દેવળના પડખા પર થએલ બારી** કે **ગોખના** જેવો છે.

ફર્ગ્યુસન અમદાવાદ પહેલાંનાં કામો જોઇને જ્યારે આ તરફ આવીને ફરીવાર કામોનાં અવશેષો જુવે છે, ત્યારે એમાં એ હિંદુના કામોનો ઉત્તરોત્તર ચઢતો વિકાસ ક્રમશઃ સીધો જોઈ શકે છે, અને એ બોલે છે કે "બીજું કોઈ (સ્થાપત્ય) એના જેટલી અચુક સ્પષ્ટતાથી પોતાની વાત કહી આપતું નથી." ઉત્તર હિંદ તરફ આપણે આવું નહિ જોઇએ. **કુતુબ મિનાર** અને **તેની પાસેની મસીદને** જોઇશું તો મસીદ જૈન દેવળના થાંભલાથી થએલી આપણને સ્પષ્ટ દીસે છે. પણ કુતુબમિનારના ઘાટની સાંકળ આપણને જડતી નથી. તેમજ ફતેહપુર સીક્રીના મકાનોની સાંકળ ક્યાંઈ એટલામાં આસપાસ જડતી નથી. ફતેહપુર સીક્રીની નજીકમાં મથુરાં, વૃંદાવન, ઈ. સ્થળનું સ્થાપત્ય ફતેહપુરથી જુદું જ લાગે છે, જો કે તેમ છતાં ફતેહપુરનું સ્થાપત્ય હિંદુ લાગે છે. એ હિંદુત્વની વાર્તા અખંડ રીતે જેવી અમદાવાદનાં મકાનોથી મળે છે એમ બીજે ક્યાંઈ મળતી નથી.

ગુજરાતના હિંદુ (બુદ્ધની નહિ) સ્થાપત્યની સાંકળ આપણે મુસલમાની બાંધકામોમાં આ રીતે જોયા સાથે એ સાંકળમાં મુસલમાનો વડે કઈ કઈ કડીઓ ઉમેરાઇ એ આપણે સમજવાનું રહેવા દેવું જોઇએ નહિ.

૧. મુસલમાનો નીચે આપણે સ્થાપત્યમાં લાઘવ લાવી શક્યા છીએ. મુસલમાનોના સંબંધમાં આવ્યા પહેલાં આપણા (હિંદુ) સ્થાપત્યમાં એટલું લાઘવ ન હતું, ધીંગાપણું વધારે હતું. આ લાઘવ ખાસ કરીને કમાનો દાખલ થવાથી આવે છે. એ ઉભા રહેલા થાંભલા વચ્ચે જ્યારે કમાન આવે ત્યારે એ કમાનથી ટેકવેલો ભાગ વધારે કોમળ લાગે. એ અહિંની જુમામસીદમાંથી તેમજ શાહઆલમના રોજામાંથી જોઈ શકીશું. સીદી સૈયદની મસીદની બારીઓ જો ચોરસ હોત તો કદાચ એટલી સુંદર ન લાગત.

૨. સ્થાપત્યકીય શણગારમાં વગર જોઇતું બાહુલ્ય કમી થઈ સ્થાપત્યમાં શણગારપર ( restraint ) કાબુ આવે છે. આપણામાં

એટલો કાબુ ન હતો. આપણાં બાંધકામો શણગારથી એટલાં બધાં ભરી દેવામાં આવતાં કે આખા મકાનપર ફેલ્લા ફેલ્લા થઇ ગએલા લાગી નરી સપાટી લાગ્યે જ દેખાય. અમદાવાદનાં મુસલમાની મકાનો જોવાથી માલુમ પડશે કે મસીદોમાં મીનારા, ગોખો, મ્હેરાબો વગેરે મુખ્ય મુખ્ય ભાગોજ શણગારાઇ પ્રાધાન્ય ભોગવે છે, જ્યારે બાકીના વિભાગો સાદા રાખવામાં આવે છે. કવિતાની જેમ સ્થાપત્યમાં અલંકારોને ચોક્કસ સ્થાનો હોય છે, જે આપણે મુસલમાનોના સંબંધમાં આવ્યા પછી વધારે સમજ્યા. અમદાવાદમાં સ્ટેશનથી માંડીને રીચીરોડ અને ભદ્ર સુધીના **માર્ગમાં આવતા દરવાજાઓ** જોશો તો એ અલંકારોથી એટલા આચ્છાદીત નહિ હોવા છતાં સુંદર છે.

૩. આ શણગારપરના કાબૂ જોવા સાથે આપણે જોઇ શકીશું કે આ મકાનોનું માપ ( scale ) મોટું છે. એમાંથી વિશાળતાનો ખ્યાલ જેટલો આપણને આવે છે, એટલો વિશાળતાનો ખ્યાલ આપણને આપણા મકાનોમાંથી નથી આવતો. આપણા મકાનોનું માપ નાનું હતું એનું કારણ એ છે કે આપણી સઘળી કલા વ્યક્તિ પરત્વે, individual, એક વ્યક્તિના સુખનો આવિર્ભાવ, હતી. આપણે ચિત્રો નાનકડા પાનાંપર કરતા; મૂર્તિઓ ઘરમાં પૂજા વાસ્તે કે એક માણસ પૂજા કરી શકે તેવા માપની થતી. એમ સ્થાપત્ય પણ એક વ્યક્તિ પરત્વે ખીલતું. પૂજા–ધર્મ વ્યક્તિ પરત્વે હોઈ મંદિરનું દેવગૃહ એક કે બે માણસોજ બેસી શકે એવડું થાય. મુસલમાનોની જેમ ૫૦–૧૦૦ માણસો એક સાથે બેસીને પૂજા કરે એવું ન હતું. એટલે આપણાં મકાનો નાનાં રહ્યાં, જો કે આ રીતમાં સ્થાપત્યના ક્ષેત્રમાં હરેક વ્યક્તિને છુટાપણું હોઇ એ કળામાં આનંદ મેળવવાની તક મળતી. આમાં પણ હરેક જણ પોતા માટે કંઇક કરી જવાથી ઉમેરો થતાં થતાં મકાન મોટું થાય એમ બનતું, પણ એથી મકાન નાના નાના વિભાગમાં ભગાઇ જઈ

એક આખા સમૂહની વિશાળતા (breadth)ની છાપ ન પાડી શકે. મુસલમાની બાંધકામમાંથી આપણને વિશાળતાનું ભાન થાય છે. અમદાવાદની જુમામસીદ જુઓ, એની આગળનો ચોક જુઓ, શાહઆલમ જુવો, અને સરખેજ જુવો; સ્થાપત્યની મોટાઇનો ખ્યાલ તો ત્યારેજ તમને આવશે.

૪. આ વિશાળતા લાવી શકવાની સાથેજ આપણું planning× પ્લાનીંગ સુધરે છે. જ્યારે એકેક જણ પોતા પૂરતોજ વિચાર કરી કંઇ એક પછી એક ઉમેરો કરતાં જે સમૂહ બને, તે સુખપ્રદ happy આકારનો થવો સંભવતો નથી. અલબત્ત આમાં જેટલું પોતા પૂરતું થાય એમાં ખામી નહોય, પણ આખો સમૂહ તો અનિયમીતજ રહે. આપણી નાતો એવી રીતે ગોઠવાય છે, અને હાલમાં મ. ગાંધીજીની લોકસમૂહમાં તાલીમની ખામી વિષેની ફરિયાદની આપણને ખબર છે. આપણા સ્થાપત્યમાં હું આવીજ જાતની ભૂલ સમજું છું. શહેર પણ ઘણે ભાગે એમજ વસાયલાં, આડી અવળી ગલ્લીઓ વાળાં, મને લાગે છે. વીરમગામનું **મુનસર સરોવર** જોશો તો આવી રીતે થએલું હોઇ બેડોળ માલુમ પડશે. એના કિનારા પરની દરેક દહેરી એકેક વ્યક્તિની સમજવી.

આ ઉણપને લીધે આપણે સુંદર બગીચાઓ નથી કરી શક્યા. મુસલમાનોના વખતમાં રીતસર બગીચાઓ થયા છે, રીતસર શહેરો વસી શક્યાં છે. અમદાવાદમાં શાહીબાગ (આ શાહીબાગ કેવો છે તે મેં જોયો નથી, માત્ર ટ્રેનમાંથી નજર નાંખતાં મને એ સારો લાગ્યો છે; એ નજરે જોવો જોઇએ.), કાંકરીઆ તળાવ મધ્યેની નગીનાવાડી, એ જગાઓ રીતસર નિયમિત હોઇ આનંદપ્રદ લાગે છે.

૫. આપણી બાંધકામ રચના સુધરે છે. મકાન મોટું થાય એટલે

---

× આ શબ્દને માટે બરોબર બંધબસતો શબ્દ મને નથી જડતો. કોઈ વિદ્વાન મને એને માટે સુયોગ્ય શબ્દ શોધી આપશે તો ઉપકાર થશે.

એને આચ્છાદન કરવાની યોજનાનો વિચાર કરવો પડે. એ મોટું થવા સાથે એનાં બારણાં મોટાં થાય, બારણાં મોટાં થાય એટલે એને ઉપરથી જોડવાનો વિચાર થાય, અને એ રીતે એ મુસલમાની મકાનોમાં કમાનો દાખલ થાય છે. અત્યાર સુધી આપણામાં કમાનો વાપરવાનો અવકાશજ નહતો. કમાનનો ઘાટ આપણી પાસે હતો, પણ એની રચના સાચી નહતી. સાચી રચનામાં કમાનમાં આવતા પત્થરાઓ તેના પરીઘને કિરણવત્ ( radiating ) ગોઠવાય છે. આ રચના આપણી પાસે નહતી, એ મુસલમાનો આવ્યા પછી થઇ. અમદાવાદની કોઇ પણ દરવાજાની કમાન જોશો તો આ વાત સમજાશે.

કમાનો સાચી થઇ એટલે ઘુમટો પણ સાચા થઇ મોટા થઇ શકે. જોકે અમદાવાદના ઘુમટોમાં ઘણે ભાગે સાચી કમાનોની રચના પેઠે કિરણવત્ પત્થરાઓ નહિ વપરાતાં આપણી રીત પ્રમાણે એક ઉપર એક ચઢતા અને મધ્યમાં એકઠા થતા પત્થરાના થરો વપરાયા છે, પણ પાછળથી દરીઆખાનના ઘુમટો સાચી રચના વાળા થયા છે.

મુસલમાનોને માટે બાંધેલાં મકાનોમાં આપણે આટલો સુધારો જોઇશું. એમાં આપણે જોઈ શકશું કે બાદશાહો સાથે સંબંધમાં જોડાએલા હિંદુઓ તરફથી બંધાએલાં મકાનોમાં ચોકખો હિંદુભાવ દેખાયો છે. તેમાં **રાણી રૂપવતીની કબર** ખાસ ધ્યાન ખેંચે તેવી છે. તેના પરના ઘુમટો હિંદુની "પંચરત્નની" રચનાથી આવેલા છે. **બાઇ હરીની વાવ** ચોકખી હિંદુ છે. બીજાં પ્રજાજનનાં મકાનો એટલી મહત્તાવાળાં નથી થવા પામ્યાં. મહાજનોએ બાંધેલા **ચબૂતરા,** છત્રીઓ ઈ. છે એ સુંદર છે, પણ કદમાં નાની છે. અમદાવાદનાં **ઘરો** સ્થાપત્યના નામને લાયક છે. તેમાં વપરાએલ લાકડકામ નમૂનેદાર છે. ઘરની રચના પણ ઘણી સરસ કહી શકાય. ચોકોની, અંદર ટાંકાંઓની, ભંડારોની, ભોંયરાની વ્યવસ્થા એ કામને માટે બહુ ઉત્તમ હતી, અને હજુ પણ ઋતુઓનું સુખ આપણને એ ઘરોમાંથી

મળી શકે છે એટલું બંગલામાંથી નથી મળતું. ગરમીના દિવસોમાં ભોંયરાં, અગાશી, હીંચકા, એ બધાં સાધનો એમાં છે. બીજું એ સમજાય છે કે એક **ફળીનાં ઘરો** બધાં એવી રીતે ગોઠવાએલાં છે કે જાણેકે એ બધાં એક કુટુંબને માટે નિર્ભય સ્થાન બની રહે છે. એમાંથી કુટુંબ ભાવ દેખાઈ આવે છે. ફળીઆની–વાડાની–શેરીની–એ બધી રચના હાલના નવા શિક્ષિતને સમજવા જેવી છે. આપણને એ હવે અગવડ ભરેલી એટલા માટે લાગે છે કે આપણે એજ ઘરોમાં રહી નવી ઢબથી રહેવા લાગ્યા. ખાસ કરીને વોટરવર્કર્સ, ગટર્સ, કુવાઓને પૂરી નાખવાનું કામ, અને પાયખાનાં–એટલાં કામોથી એમાં બગાડો થવા લાગ્યો. આ ધોતીઆ ઉપર પાટલુન ચઢાવ્યા જેવું થયું છે, અને હવે જ્યારે આપણે એમાં પગ ભરાવ્યા એટલે એ ઘરોને નાલાયક કહેવાં પડે. નહિતો જે મુસલમાન બાદશાહોએ પોતા માટે બંધાએલાં મકાનો માટે સંતોષ જાહેર કર્યો છે, એ બાદશાહત દરમીયાન હિંદુને માટેનાં ઘરો સારાં ન બંધાય એ સંભવેજ નહિ. હિંદુઓનાં ધાર્મિક મકાનો મુસલમાનના ધાર્મિક દબાણ નીચે દબાઇ ગએલાં છે. એ મૂળથી નાનાં કદનાં તો હતાંજ, એમાં મુસલમાનોની નોકરશાહી નીચે દબાઇ જઈ વધારે નાનાં અને સંતાએલાં રહ્યાં છે. મુસલમાનોની પહેલાંનાં ગુજરાતમાં દેવળો સિદ્ધપૂર, પાટણ, મોઢેરા ઇ. સ્થળોએ ઘણાં પ્રચંડ થએલાં છે. અમદાવાદમાં મુસલમાની બાદશાહી દરમીયાન એવડાં મોટાં અને વિસ્તારવાળાં નથી, જો કે અમદાવાદમાં ચાર પાંચ એવાં પ્રચંડ દેવળો છે, એમાં જૈનોનું **હઠીસીંગનું દેવળ** અને હિંદુઓમાં **સ્વામીનારાયણનું મન્દિર** જોવા લાયક છે. પણ એ બ્રિટીશ રાજ્ય દરમીયાન થયાં છે. એ છે ઘણાં પ્રચંડ અને જોરાવર powerful, એમાં પણ સ્વામીનારાયણના ( આ બાબત માટે ત્યાં જઇને નજરે જોવું જોઈએ. હું માત્ર photos છબીઓ પરથી અત્યારે કહું છું ) દેવળમાં જેટલી પ્રચંડતા અને વિસ્તાર છે એટલા હઠીસીંગના દેવળમાં નથી. હઠીસીંગના દેવળમાં દૈભવ ઘણો છે. નિ-

અમદાવાદમાં આ ઉપરાંત કેટલાક શેઠીઆઓએ બંધાવેલી વાવો અને જૈન દેરાસરો પણ મળશે.

બ્રિટીશ રાજ્ય તળે અમદાવાદ આવ્યા પછી આપણું સ્થાપત્ય તદ્દન બંધજ પડી જાય છે. એમના વખતમાં શહેરનો વિસ્તાર ઘણો વધ્યો છે, મકાનો પણ ઘણાં થયાં કહેવાય, સ્ટેશન, મીલો, પૂલો, વોટરવર્ક્સ, હાઈસ્કૂલ, કોલેજ અને બીજા શેઠીઆઓનાં મકાનો થયાં, પણ આ બધાને આપણે સ્થાપત્ય કહી શકીશું? અત્યાર સૂધી જેને આપણે સ્થાપત્ય ગણતા આવ્યા છીએ, એ, બંધાવનાર તેમજ પ્રજાના આનંદની મૂર્તિ રૂપ હતું. બાંધનારાઓમાં તેના સંયોજકો ( designers ) થી તે ઠેઠ પત્થર ઘડનારાઓ સૂધી હરેક તેમાં નાના મોટા ભાગોમાં રસ લેતું. બંધાવનાર પોતાને પણ ઘાટમાં, રચનામાં, વ્યવસ્થામાં રસ હતો. આપણાં જુના મકાનોમાં જે કાંઇ મનોહર અવયવો હશે, તે બધાં આપણા બાપદાદાએ પોતાની રૂચી પ્રમાણે ખાસ બનાવરાવ્યાં હશે. મુસલમાન બંધાવનારા પણ પોતાને મનગમતું શું છે તે સમજી શકેલા, અને એ રીતે તો તાજમહેલ જેવી કૃતિ માટે તેના બંધાવનારનેજ ધન્યવાદ આપીએ.

આ યુરોપીય સ્થાપત્યમાં આમાંનું કશું આપણે નહિ જોઇ શકીએ. એ સ્થાપત્યની કૃતિ એકજ સ્થપતિ (architect)ની છે, બંધાવનાર પ્રજા કે રાજા એના આકારમાં રસ લેતાં નથી, બાંધનાર કારીગરો માત્ર એ સ્થપતિના કાગળ પર દોરેલા નકશા પરથી નકલજ કરેછે, ને તે યંત્રવત્ થઇ ગએલ છે. **ખુદ મકાન ભોગવનાર પણ તેમાં સમજતો નથી.** આ તો એક કોયડા જેવું બન્યું છે. કરનાર ભોગવતો નથી, ભોગવનાર સમજતો નથી, બાંધનાર પણ ભોગવતો નથી. કરનાર તો ફક્ત પાનાપર નકશાવડેજ એને ભોગવી રહ્યો છે. આટલુંજ નહિ પણ વધારે દુઃખદ તો એ છે કે એ મકાનોનો ઘાટ પરાયો છે. આપણા પૈસાવડે, આપણે કાજે બનાવેલાં મકાનોને, આપણે પરાયા ઘાટમાં થએલાં જોઇ બેસી રહીએ છીએ, એટલુંજ નહિ પણ આપણામાંથી

આપણા આકારોનો રસ જવા સાથે આપણે પણ એ પરાયા ઘાટની આંધળી નકલ કરવાની ઉમેદ રાખીએ છીએ; અને એ અહીંના શેઠીઆઓએ બંધાવેલા બંગલાથી નક્કી થઈ શકશે. આંધળી એટલા માટે કે એ પરાયામાં શું રહસ્ય છે, એ અનુકૂળ શી રીતે, તેનો આપણને વિચારજ નથી ને આપણે આગળ વધ્યાજ જઇએ છીએ. સાબરમતી સ્ટેશન પાસે કોઇનો મોટો બંગલો છે, તેનું બધું શણગાર કામ ફ્રેંચ પદ્ધતિનું છે. બાગમાં ફુવારા, પુતળાંઓ પણ ફ્રેંચનો વિલાસ બતાવેછે. અત્યારે આપણો કોઇ પૂર્વજ ઉપરથી નીચે આવીને જુવે તો અમદાવાદને ઓળખેજ નહિ. એ ભ્રમિતજ થઇ જાય. અહીંના શેર બજારના હમણાં નવા થએલ મકાન માટે આપણે કોને અને કેમ ધન્યવાદ આપી શકીએ! એમાં જે શણગાર પર ખર્ચ કર્યું છે, જે મહેનત અને ખટપટ કરી છે, તે બધી નકામી સમજવી. એ મકાન કોને માટે છે? અમદાવાદના ધનિક હિંદુ વેપારીઓ માટે; તો એ મકાન હિંદુજ હોવું જોઇએ. આજ પ્રશ્નો કોલેજ અને હાઇસ્કૂલને માટે પૂછી શકાય. છતે ભંડારે કોઇના ખજાનાની ચીજો વાપરવી, છતા કારીગરોએ કોઇના પરાયા કારીગરો લેવા અને આપણા કારીગરોને યંત્રવત્ બનાવી એમનો સઘળો જ્ઞાનનો ખજાનો સેડવી દેવો એ કઇ જાતની સભ્યતા કહેવાય? જે પ્રજામાંથી આનંદ પ્રગટ કરવાનું સાધન ખુંચાઇ ગયું હોય તે પ્રજા એક જાતની છતે પૈસે ગરીબાઇ ભોગવે છે. પોતાની ભાષામાં, કાવ્યમાં, સંગીતમાં, કે કોઇ કળામાં કંઇ પોતાપણું બતાવી પ્રગટ ન કરી શકીએ, તેવી સ્થિતિને આપણે શું નામ આપીએ? જો આપણે સ્વભાષાની ખીલવણીની આવશ્યકતા સમજીએ તો સ્વકલાની ખીલવણીની જરૂર પણ તુરત જ સમજી શકીએ.*

---

* સ્વકલાની ખીલવણી શી રીને થઇ શકે તેને માટે C. B. Havell ની " Basis of Revival of Indian Art અને Essays on Indian art Indnstry and Education નામના બે પુસ્તકો વાંચી જવાની ખાસ ભલામણ છે.

મુસલમાની બાદશાહી દરમ્યાન જો કે આપણાપર ધર્મના જુલમો થએલા, દહેરાં તુટેલાં, પણ મુસલમાનોએ આપણા જ કારીગરો અને સ્થાપત્ય ભંડારનો ઉપયોગ કર્યો હોઇ આપણને એમનાં મકાનો એટલાં પરાયાં લાગતાં નથી. એમના વખતમાં આપણી કલાઓ નષ્ટ થવા નથી પામી.

હિંદુસ્થાન ગુલામીમાંથી છુટવાને અત્યારે પ્રયાસ કરી રહ્યું છે, તો ગુલામી આ દિશામાં પણ રહેલી છે, તે સમજતા થઈ જઇ આ દિશામાં પણ પ્રયાસો શરૂ થાય એ લેખકની અંતિમ ઇચ્છા છે. આમીન.

**હૈદરકુલી: ચાંદનીચોક,**
**દિલ્હી.** જુલાઈ ૧૯૨૧.



# ૩. જોવા લાયક સ્થળો.

## લેખક:—શંકરરાય અમૃતરાય.

અમદાવાદ શહેરની સ્થાપનાને શુમારે પાંચસો વર્ષો જ થયાં હોવાથી જો કે તે ઘણું પ્રાચીન તો ન જ કહેવાય, છતાં આપણા વિષયની વિચારણાની સગવડ માટે બ્રીટીશ રાજ્ય અમલ પૂર્વેના કાલને પ્રાચીન અને તે પછીના સમયને અર્વાચીન એમ બે વિભાગ આપણે પાડીએ તો ખોટું નથી. આ પ્રાચીન કાળનો મ્હોટો ભાગ મુસલમાની રાજ્ય અમલનો હતો, અને તે દરમીયાન ઘણાક શોખી બાદશાહોએ, તેમના અમીર ઉમરાવોએ તથા ધનવાન સખસોએ ધર્મભાવના અને કીર્તિલોભથી પ્રેરાઇ જે જે મકાનો, ખાસ કરીને મસજીદો, કબરો, રોજાઓ વગેરે બંધાવ્યાં છે, તે તેમની સુન્દરતા, ભવ્યતા, શિલ્પકળા, કોતરકામ, કારીગરી ઇ. પરત્વે એટલાં બધાં મશહુર અને આકર્ષક છે કે દેશ પરદેશથી આવતા સર્વ રસિક જનો પોતાની રસિકતા સંતોષાતાં આશ્ચર્યચકિત અને આનન્દમગ્ન થયા વિના રહેતા નથી. જડમાં સજીવારોપણ કરનાર અને કલ્પના અને બુદ્ધિકૌશલ્યથી નવનવી છતાં આબેહુબ સૃષ્ટિ રચનાર કવિની કલમ અને ચિત્રકારની પીંછીના જેવુંજ શિલ્પીનું ટાંકણું પણ દેવાંશી સાધન છે એ સિદ્ધ કરી આપતા કળાના રમ્ય નમુનાઓ આ શહેરમાં ઠામેઠામે મળી આવે છે, અને વર્તમાન કાળને અખંડ સાંકળતાં આ ભૂતકાળનાં સંસ્મરણો પ્રેક્ષકમાં તે જમાનાએ આપેલા વારસા માટે ઉપકાર વૃત્તિજ જાગ્રત કરે છે. આ સમયના રાજ્યાધિકારીઓ પોતાના ધર્મના ઝનુનભર્યા પક્ષપાતી અને હિન્દુ ધર્મના વિરોધી હોવાથી સ્વાભાવિક રીતે જ જે જે મહાન નામાંકિત અને ઉત્તમ મકાનો આ વખતમાં થયાં છે, તે હિંદુઓનાં નહી પણ મુસલમાનો તરફનાં જ છે, છતાં તેમાં વપરાયેલા પદાર્થો અને ભાગોમાં, કારીગરીમાં અને કેટલાક મકાનોની અંદર તો ઘાટ શૈલી અને રચનામાં પણ, હિંદુ ભાવનાનું અને હિંદુ હાથનું જ

સ્પષ્ટ આલેખન તરી આવે છે. શહેરોમાં અને સંસારમાં રહી મનુષ્યો પ્રભુને, કુદરતને અને ઉચ્ચ ભાવનાઓને ભૂલી જાય છે, ત્યાં કલાવાન પુરૂષો દેવળોમાં ઘરોમાં અને રસ્તે રસ્તે એ પ્રભુ એ કુદરત અને એ ઉચ્ચ જીવનનું ભાન કરાવવા કેવા મથ્યા કરે છે તે જોવું હોય તો અમદાવાદનાં મસજીદો અને મન્દિરોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવા ખાસ ભલામણ છે. આવાં સ્થળોના બે પેટા વિભાગ પાડી શકાય છે, એક શહેરની અંદરનાં અને બીજાં શહેરની બ્હારનાં. પ્રથમ આપણે પ્રાચીન સમયનાં શહેરની અંદરનાં જોવા લાયક સ્થળોનું નિરીક્ષણ કરીએ.

**જુમા મસજીદઃ**—ત્રણ દરવાજાથી અગ્નિ ખુણા તરફ અને માણેકચોકની પશ્ચિમે આવેલી આ મસજીદ અમદાવાદમાં સર્વથી મ્હોટી છે, એટલું જ નહી પણ હિંદુસ્થાનની બીજી જુમા મસજીદોમાં એક ખાસ નામાંકિત ગણાય છે. શહેર વસાવનાર સુલતાન **અહમદશાહ** ૧ લાએ બંધાવવા માંડેલી આ મસજીદ સને ૧૪૨૪ માં પૂર્ણ થઇ હતી. વિસ્તારમાં તે ૩૮૨ ફીટ લાંબી અને ૨૩૮ ફીટ પહોળી છે. મધ્યમાં એક મ્હોટું પત્થર જડેલું ચોગાન છે, જેની ઉત્તરે દક્ષિણે અને પૂર્વે એમ ત્રણ દ્વાર છે, અને ત્રણે બાજુએ ફરતી પડાળીઓ છે, જેના ઉપર ટુંકા અને સાદા ( કોતરકામ વિનાના ) પત્થરના આસરે ૨૪૦ થાંભલાઓથી ટેકવેલું ન્હાના ન્હાના ઘુમટોવાળું ઢાંકણ છે, અને ભીંતોએ કુરાને શરીફમાંનાં ટુંકાં વાક્યો આલેખેલાં છે. આ ચોગાનની મધ્યમાં એક મોટો પાણીનો હોજ છે. ચોગાનની પશ્ચિમ બાજુએથી ઠેઠ પશ્ચિમની દિવાલ સુધી વાસ્તવિક મસજીદ આવેલી છે, જેમાં કુલ આશરે ૩૬૦ સાદા પત્થરના થાંભલાઓની સીધી હારોથી પાંચ ખંડ પડે છે. મધ્યના સર્વથી પહોળા ખંડને મોખરે ખુલ્લી કમાન છે, અને તેની બંને બાજુએ મીનારાઓના, સુન્દર કોતરકામથી શણગારેલા, બાકી રહેલા નીચલા ભાગ છે. આ મીનારાઓ પ્રથમ ઉંચા હતા, અને તેમની ખાસ ખુબી એ હતી કે તે ઉપરથી હલાવતાં હાલેં એવા હતા; તે સને ૧૮૧૯ માં ધરતીકંપથી પડી જતાં ભીંત

સાથે વળગી રહેલા ઉપર જણાવેલા પાયા આગળના ભાગજ અવશેષ રહ્યા છે. મસજીદનો મંડપ ૨૧૦ ફીટ લાંબો અને ૯૫ ફીટ પહોળો છે; ભોંયતળીયું સફેત આરસથી જડેલું છે. સામે પશ્ચિમની ભીંતે નીમાજ માટેના ગોખો રંગબેરંગી આરસોથી સુશોભિત બનાવેલા છે. એકંદર રીતે મસજીદ અંદરથી જોનાર પ્રેક્ષકને સુન્દર ભવ્યતાનો અને શાંતિ મનોહર ખ્યાલ આપે છે.

**બાદશાહનો હજીરો**—સુલતાન **અહમદશાહ** ૧ લાની તથા તેમના દીકરા અને બીજા રાજકુમારોની કબરોવાળું આ મકાન બાદશાહના હજીરાના નામથી ઓળખાય છે. જુમા મસીદનું પૂર્વ દિશા તરફનું બારણું આ હજીરાના ચોગાનમાં પડે છે; પરંતુ તેની અંદર જવાનું સરીયામ દ્વાર માણેકચોકમાં પશ્ચિમ બાજુએ છે. ઘુમ્મટોથી ઢંકાયેલું પત્થરનું બાંધકામ ઘણું ભારે અને મજબુત છે; ભીંતોમાં વચ્ચે વચ્ચે કોતર કામવાળી બારીઓ છે. અંદર સફેદ આરસની પાંચેક કબરો છે.

**રાણીનો હજીરો**—બાદશાહના હજીરાની સામે જ અને માણેકચોકની પૂર્વ બાજુએ તેવુંજ બીજું સુલતાન **અહમદશાહ**ની બેગમોનું કબરસ્તાન છે, જેને રાણીનો હજીરો કહે છે. ઉંચા ભવ્ય દરવાજાથી અંદર પ્રવેશતાં આવતા લાંબા ચોગાનની મધ્યમાં દશેક ફીટ ઉંચા ભોંયતળીઆવાળા બાંધકામમાં ચોતરફ પત્થરની આરપાર કોરેલી અનેક આકારની જાળીઓવાળી ભીંતો છે; અંદર પાંચેક કબરોમાં મુખ્ય **મુગલાઇ બીબીની** સફેદ આરસની અને બીજી ખાસ માનીતી બેગમ **મુરકી બીબીની** કાળા આરસની છે. અંદરનું કોતરકામ સુન્દર કારીગરીનો ચિતાર આપે છે.

**ત્રણ દરવાજા**—ભદ્રના કિલ્લા આગળના વિશાળ મેદાનમાં મુખ્ય રાજમાર્ગોથી પશ્ચિમાભિમુખ પ્રવેશવા માટે સુલતાન **અહમદશાહે** બંધાવેલા આ પત્થરના ભવ્ય અને મજબુત દરવાજાઓ પ્રાચીન શિલ્પ કામના નમુનારૂપ છે. પ્રથમ આ દરવાજાઓ ઉપર પત્થરનું

છાપરૂ હતું, તે પડી જવાથી હવે તેના ઉપર માત્ર ખુલ્લી અગાસી રહી છે. મધ્યનો દરવાજો ૨૦ ફીટ અને બાજુના બે ૧૭ ફુટને શુમારે પહોળા છે, કમાનોની ટોચ જમીનથી ૨૫ ફીટ ઉંચી છે, તથા ઉંડાઇ લગભગ ૨૫ ફીટ જેટલી છે. આ ઉંડાઇની દીવાલોમાં વચલા દરવાજામાંથી બંને બાજુના ન્હાના દરવાજાઓમાં જવા માટે બંને તરફ ત્રણ ત્રણ કમાનદાર ઉંચી બારીઓ છે, અને તેમની બરોબર સામે બંને ન્હાના દરવાજાઓની બાજુની દીવાલોમાં ઉંડા–પાંચેક માણસો બેસી શકે એવડા–ગોખો છે.

**કારંજાનું ચોગાન**—ત્રણ દરવાજાથી પશ્ચિમ તરફ જતાં ભદ્રના કિલ્લાની અંદર પૂર્વે 'મેદાનેશાહ' નામે ઓળખાતું એક વિશાળ ચોખુણ ચોગાન છે, જે ૭૦૦ વાર લાંબુ અને ૪૦૦ વાર પહોળું છે. બાદશાહી વખતમાં તેમાં એક મ્હોટો 'કારંજ' એટલે હોજ હતો. ( હાલમાં 'કારંજાવાલા' ના નામે ઓળખાતા એક પારસી કુટુંબની માલીકીના ગંજાવર મકાનને ભોંય તળીએ જે ભોંયરૂં છે, તેજ આ હોજ હતો. ) ત્યાં બાદશાહ પોતાના દરબારીઓ સાથે ધણે ભાગે દર જુમ્મા–શુક્રવાર–ને રોજ આવતા અને પાસે જ બેસતું 'ખાસ બજાર' જોતા. ( હજી પણ દર શુક્રવારે આ સ્થળે વિવિધ પ્રકારની જુની વસ્તુઓનું બજાર ભરાય છે.) આ ચોગાનને ચારે દિશામાં દરવાજા હતા. પૂર્વે તરફના ત્રણ દરવાજા, તથા પશ્ચિમ તરફનો ભદ્રમાં જવાનો દરવાજો હજુ મોજુદ છે, પરંતુ ઉત્તર તરફનો સીલહા ફિરોશ (જેની યાદગીરી જ માત્ર હવે સલાપોશના અપભ્રષ્ટ નામે કાયમ રહી છે,) નો દરવાજો તથા દક્ષિણ તરફનો બારૂ નામનો દરવાજો એ બંને પડી ગયા છે. વાયવ્ય ખૂણા તરફ **અલેફની મસજીદ** છે. સામે પશ્ચિમ તરફ ભદ્રનો કીલ્લો, તેની અંદર જવાનો લાંબો–કાટખૂણે બે દ્વાર અને ઉંચા બુરજવાળો–દરવાજો, ભદ્રકાલી માતાનું પ્રતિષ્ઠિત દેહેરૂં, અને તેની લગોલગ દક્ષિણે આઝમખાનનો મહેલ છે.

**આઝમખાનનો મહેલ**—ભદ્રના કિલ્લામાંનો આ મહેલ,

આઝમખાન નામના એક સુબા (૧૬૩૫-૧૬૪૨) એ ૧૬૩૬ માં બંધાવેલો હોવાથી તે નામથી ઓળખાતો હતો (જો કે હાલ તો તે નામ તદ્દન ભૂલાઇ ગયું છે). એક માળ વાળા આ મકાનમાં મોખરે માળ ઉપર પત્થરની કોતરેલી બારીઓ તથા છજાં છે. લગભગ ૧૮ ફીટ ઉંચા કમાનદાર દરવાજામાં થઇને જતાં જ એક મ્હોટો અષ્ટકોણી સુન્દર મંડપ આવે છે; તેની આઠ બાજુઓમાંની દરેકમાં માળ ઉપર પત્થરના જાળીદાર કઠેરાવાળા ઝરૂખા છે, જેના ઉપર સ્હેજ ઢળતા નીચેથી આરસ જડેલા ન્હાના ઘુંમટો છે. આ મંડપની બ્હાર, બાજુએ અને પાછળ, લાંબાં એકેક માળનાં ન્હાના મ્હોટા ખંડવાળાં મકાનો છે. આ મંડપની નીચે તેટલાજ માપનું, એક ભોંયરૂં છે. આ પ્રથમ આઝમખાનના મહેલ તરીકે જન્મ પામેલા મકાને અનેક અવતાર ધરી અનેક ઉપયોગ રૂપે સેવા કરી છે. મહેલનું કાર્ય પૂરૂં કર્યા પછીથી તે ઉચ્ચ દરજ્જાના મુસાફરો માટે સરાઈ બન્યું હતું, તે પછી મદ્રેસા થયું; મરાઠી અમલમાં એક લશ્કરી સરદારનું રહેઠાણ હતું; આ અધોગતિમાં ઢળતાં અધુરાં રહી ગયેલાં પાપફલ ભોગવવા અંગ્રેજોને હાથે તે કેદખાનું બન્યું; પૂર્વે સુશોભિત અને રળીયામણો દીસતો મહેલ

"કાળા મુખવાળા વસે કાળાં કૃત્ય કરનાર,
તે કારણ કાળાશથી ભદ્ર **દીસે ભયકાર.**"

પરંતુ એ જેલ-અવતારમાં તેની પાપમર્યાદા પૂર્ણ થઇ હશે; તેથી આશરે પંદરેક વર્ષ થયાં મુખ્ય ડાકઘર (હેડ પોસ્ટ ઓફીસ) તથા દીવાની કચેરીઓનો મત્સ્યાવતારની પેઠે બે અંગોવાળો, નવો દેહ ધરી તે કાંઇક સદ્દગતિ પામ્યું છે.

**ભદ્રનો કિલ્લો**—અણહીલવાડ પાટણના કિલ્લાનું નામ ભદ્ર હતું તે જ નામ તે નગર ત્યાગી પોતે નવા વસાવેલા શહેરમાંના કિલ્લાને અહમદશાહે આપી તે કિલ્લો શહેરની સ્થાપનાની સાથેજ બંધાવેલો હતો. ચોરસ આકારના તે કિલ્લાનો વિસ્તાર લગભગ ૪૩ એકર

જેટલો છે. પહેલાં તેને આઠ દરવાજા હતા. પશ્ચિમે નદી કિનારે શહેરનો કોટ, એજ આ કિલ્લાની દિવાલ બને છે, પરંતુ તેને બીજી ત્રણ બાજુએ ઉંચી, જાડી, માટીએ ચણેલી દીવાલ છે. તેના પૂર્વ તરફના મુખ્ય દરવાજાની લગોલગ આવેલું ભદ્રકાળી માતાનું મન્દિર કોણે અને ક્યારે સ્થાપ્યું તેની પ્રમાણભૂત માહીતી મળી શકતી નથી.

**અહમદશાહની મસજીદ**—ભદ્રના કિલ્લામાંજ દક્ષિણ તરફ આવેલી મસજીદ બાદશાહના કુટુમ્બની ખાનગી ઉપયોગની હતી. તેની સાદી બાંધણી તથા ઘણીક બાબતોમાં અનિયમિત ઘટના બતાવી આપે છે કે મુસલમાની ઢબ ઉપરનું હિંદુ કારીગરોને હાથે બંધાયેલું આ પ્રથમજ (સને ૧૪૨૪માં) બાંધકામ હોવું જોઇએ. તેની અંદરના હારબંધ આવેલા થાંભલાઓમાંના કેટલાકમાં હિંદુ શિલ્પનાં મનુષ્યાકાર અને અન્ય ચિત્રો છે. તેની એક દેવડી જુમામસીદની દક્ષિણ દ્વાર ઉપરની દેવડીની પેઠે તદ્દન હિંદુ ઘાટની, કદાચ કોઇ હિંદુ દેવળમાંથી આખી ઉપાડી આણેલી, સ્પષ્ટ જણાય છે. ભોંય તળીયું સફેત આરસથી, અને સામે છત્રવાળી બેઠક પીળા આરસથી, જડેલાં છે.

**સીદીસૈયદની મસજીદ**—ભદ્રના કિલ્લાથી ઈશાન ખૂણામાં પૂર્વે સમયમાં હયાતી ભોગવતા લાલ દરવાજાની નજદીકમાં આવેલી આ મસજીદ **સીદી સૈયદ** નામના **અહમદશાહના**, પ્રથમ ગુલામ પણ પાછળથી માનીતા થયેલા, એક સરદારે પોતે બંધાવેલી હતી. બાદશાહી સ્થાનની નજીકમાં હોવાથી અનેકવાર તે ભાંગફોડનો ભોગ થઇ પડી હતી. મરાઠાઓને હાથે પણ તેમાં કેટલીક ભાંગફોડ થઈ હતી. બ્રીટીશોએ તેની અંદર મુલકી ખાતાની—મામલતદારની—કચેરી બાંધી હતી. તેની પશ્ચિમ તરફની દિવાલમાં ઉપરના ભાગ તરફ ૧૦ ફીટ લાંબી અને ૭ ફીટ પહોળાઇની ચાર કમાનો છે, તેમાંની બેમાં એટલાજ મ્હોટા એકજ પત્થરમાં વૃક્ષવેલી આકારે આરપાર કોતરેલી જે જાળી છે, તેમાંની બારીક અણીશુદ્ધ, અખંડ અને સુન્દર ગુંથણી વાળી કોતરણી એટલી ઉત્તમ અને અનુપમ છે, કે તેના જેવું કોતરકામ

આખા હિંદુસ્થાનમાં ક્યાંય પણ નથી. અમદાવાદની શિલ્પકળાનો એક નામાંકિત અને ખાસ જોવા લાયક, બારીકાઇથી નીહાળવા લાયક, નમૂનો આ જાળીઓ છે.

**મિરજાપુરમાં રાણીની મસજીદ**–લાલ દરવાજેથી દીલ્લી દરવાજા તરફ જતાં આવતા મિરજાપુર નામના વિભાગમાં આવેલી આ મસજીદ **અહમદશાહ** બાદશાહનાં પાછલાં વર્ષોમાં, એટલે લગભગ ૧૪૩૫ ના અરસામાં, બંધાવેલી હોવાનું અનુમાન થાય છે. આમાં બે રાણીઓની કબરો છે, તેમાંની એકનું નામ **રૂપાવતી** હતું, તે કોઇ હિંદુને વટલાવી બેગમ બનાવેલી સ્ત્રી હશે. આ મસજીદ ૧૦૫ ફીટ લાંબી ૪૬ ફીટ પહોળી અને ૩૨ ફીટ ઉંચી છે. તેના મિનારાઓ સને ૧૮૧૯ ના ધરતી કંપથી પડી ભાગેલા હોવા છતાં તેના પાયા આગળના ભાગોમાંનું બારીક નાજુક કોતરકામ તથા તેના ગોખોમાં વેલપત્તાંની કોતરણી ઘણી સુન્દર અને તાજુબી પમાડે એવી છે. કબરો ઉપરના ઘુમટોની અંદરની બાજુઓ જાળીઓના કોતરકામથી ભરપુર છે.

**શેખ હુશેનમહમદ ચીશતીની મસજીદ** શાહપુરમાં આવેલી છે, તે ૧૫૬૫માં બંધાવવા માંડેલી, પણ કદાચ સમયના તોફાની સંજોગોને લીધે અપૂર્ણ રહેલી લાગે છે. તેનો વિસ્તાર ૭૦×૩૮ ફીટ છે. તેની અંદરના સાદા છતાં સુઘટિત બાંધકામ સાથે સરખાવતાં તેના મિનારામાંની બારીક કોતરણી તથા શણગારની ભરપૂરતા આકર્ષક રીતે તરી આવે છે, અને શહેરના કોઇપણ મીનારામાંના કામ કરતાં ચઢીયાતી છે.

**રાણી સીપ્રી (અથવા અશની)ની મસજીદ**–આસ્તોડીયા દરવાજાની પાસે આવેલી આ મસજીદ **મહમદ** બેગડાની વિધવા રાણી અશનીએ સને ૧૫૧૪ના અરસામાં બંધાવેલી હતી. આ મસજીદ અમદાવાદના એક જવાહીર તરીકે, દુનીયાંનાં સૌથી સુશોભિત મકાનોમાંની એક મનાય છે. વિસ્તારમાં તે ન્હાની ૫૫×૨૦ ફીટ છે.

અને તેને પચાસેક ફીટ ઉંચા મિનારા છે. તેની શિલ્પશૈલી હિંદુ છતાં તેની સાદી અને સર્વ બાજુએ સમાન ઘટનાથી તેમજ રમણીય ઝીણવટથી તેની મનોહરતામાં વધારો થાય છે. કબરની આસપાસની દીવાલમાંની કોતરેલી જાળીઓ બ્હારથી જોતાંજ સુન્દર લાગે છે.

**દસ્તુરખાનની મસજીદ**—રાણી સીપ્રીની મસજીદથી થોડેકજ દૂર ઘણે ભાગે સુલતાન **મહમદ બેગડાના** એકાદ વજીરે સને ૧૪૮૬માં બંધાવેલી હતી. ચોગાનની આસપાસની ભીંતમાંની સુન્દર નકશીકામ વાળી જાળીઓ એજ તેમાં ખાસ જોવા લાયક વસ્તુ છે. તેનાં નીચે ભોંયરામાં હોજ હતો.

**હીબતખાનની મસજીદ**—ઉપરની મસજીદથી નૈઋત્ય ખૂણા તરફ લગાર દૂર આવેલી આ મસજીદ **અહમદશાહના** એ નામના કોઈ એક સરદારે, દંતકથા મુજબ કોઇક ભ્રષ્ટ કરેલા હિન્દુ મન્દિરના સ્થાન ઉપરજ, બંધાવી હતી; અને ઘણે ભાગે તેનોજ સામાન વાપરવાથી તેમાં હિન્દુ અને મુસલમાન તત્ત્વોનું ઘણું મિશ્રણ સ્પષ્ટ દેખાય છે. તેમાં મિનારા ધુમાડીયાની પેઠે છાપરાના મથાળા ઉપરથી ઉભા કરેલા છે. વચલો ઘુમટ પ્રમાણમાં નીચો છે.

## પ્રાચીન શહેર બ્હારનાં સ્થળો.

શહેરની અંદરનાં ઉપર જણાવેલાં મુખ્ય સ્થળો નિરખ્યા પછી શહેરની—કોટની—બ્હારનાં નામાંકિત સ્થળો હવે આપણે અવલોકીએ.

**માતા ભવાનીની વાવ**—અમદાવાદથી ઇશાન ખૂણા તરફ આવેલા અસારવા કહેવાતા પરામાં આ નામની એક ઘણી પ્રાચીન વાવ છે. પ્રાચીન આશાવલ અથવા કરણાવતી નામનું નગર, જેનું અવશેષ માત્ર હાલનું આ અસારવા ગામડું રહી ગયું છે, તેનો તે સમયના બાંધકામ તથા કારીગરીનો આ વાવ એક રહી ગયેલો નમૂનો છે. અંદર જવાનાં પગથીયાંની બંને બાજુએ મ્હોટા મજબુત થાંભલાઓ ઉપર ખુલ્લાં ધાબાં સૂતેલાં છે. નીચે કુવાની સામી બાજુએ

એક ગોખમાં માતા ભવાનીની મૂર્તિ છે, અને કુવાની આસપાસની સાંકડી પગથી ઉપર થઇને તેની પાસે જવાય છે.

**દાદા હરીની વાવ**–ઉપર જણાવેલી વાવથી થોડેક છેટે અસારવાને સીમાડે એક બીજી આ નામની વાવ છે. સને ૧૪૮૫માં મહમદ બેગડાના ઝનાનાની એક દાઈ–દાદા હરી નામની કોઇ દાસીએ ત્રણેક લાખ રૂપીયાના ખરચે આ વાવ બંધાવેલી કહેવાય છે. દંતકથા એવી છે કે એ બાઇ પાસે ઘણાંજ કીંમતી બે ઝાંઝર હતાં, તેમાંનું એક ઝાંઝર વટાવી આ વાવ બંધાવી અને બીજું તેના કુવામાં નાંખ્યું છે. તે ૧૯૬ ફીટ લાંબી અને ૪૦ ફીટ પહોળી છે. પૂર્વથી પશ્ચિમ તરફ આઠ આઠ પગથીયાંના ત્રણ ઉતાર ઉતરતાં કુવાના પાણીએ પહોંચાય છે. દરેક ઉતારની બંને બાજુએ સામેથી મળતી પગથીઓ છે. કુવો અષ્ટકોણી અને વિશાળ છે. માતા ભવાનીની વાવ કરતાં આ વાવનું શિલ્પ કામ વિશેષ ચોકસાઇથી અને ધ્યાનપૂર્વક રચાયેલું છે. તેની ઉત્તર દક્ષિણ બે ભીંતો ઉપર એક સંસ્કૃતમાં અને એક એરેબીકમાં એમ બે શિલાલેખો છે.

**શાહીબાગ**–દીલ્હી દરવાજેથી ઉત્તરે આશરે સવા માઇલ દૂર શાહીબાગ–બાદશાહી બગીચો–ગુજરાતના સુબા તરીકે (૧૬૧૬–૧૬૨૨) અમદાવાદ આવી વસેલા **શાહજહાને** પોતાના નિવાસ માટે રચાવેલો હતો. ગુજરાતની શિલ્પ કળા જોઇનેજ એને એ કળા ઉપર પ્રેમ થયો હતો એમ કહેવાય છે. વિશાળ પ્રદેશ ઉપર બનાવેલો આ બાગ સત્તરમી સદીમાં ઘણો મશહુર અને આખા દેશમાંના ઉંચી પ્રતિના બગીચાઓમાંનો એક મનાતો હતો. તેની અંદરનો મહેલ હાલ ઉત્તર વિભાગના કમીશનર પોતાના રહેઠાણ તરીકે વાપરે છે. મહેલના ઓરડા, ચોક અને જરૂખા મનોહર છે. એનાં પગથીયાં ઉત્તરે છેક નદીના પાણીમાં પડે છે. સને ૧૭૮૧ માં ફોર્બ્સ સાહેબ તેનું આ પ્રમાણે વર્ણન કરી ગયા છે. "વચલો હૉલ વિશાળ અને ઉંચો છે; ભીંતો આરસના જેવી સુંવાળી અને ચકચકિત છે, અને ઉપરની છત વિવિધ

વિભાગોમાં સુન્દર અને તરેહ તરેહના ચિત્રકામથી શણગારાયેલી છે. દરેક ખૂણે ચાર નીચે અને ચાર ઉપર એમ આઠ અષ્ટકોણી ખંડો છે, અને તે દરેકને માટે જુદી જુદી નીસરણીઓ છે; આ ખંડો પણ મધ્યના હૉલના જેવાજ અલંકૃત છે. છાપરાનું કામ કરતી મહાન અગાશી આસપાસના વિશાળ પ્રદેશનો દેખાવ આપે છે.”

**અડાલજની વાવ**–શહેરની ઉત્તરે લગભગ દશેક માઇલ દૂર અડાલજ નામનું હાલના વખતમાં એક ન્હાનું ગામડું છે. દિલ્લી તરફ રજપુતાના માલવા રેલ્વે લાઇન ઉપર અમદાવાદથી જતાં બીજું ખોડીઆર સ્ટેશન આવે છે ત્યાંથી પૂર્વ દિશાએ બેએક માઇલિને અંતરે આ ગામ આવે છે. ગુજરાતના એક વિખ્યાત રજપૂત રાજા સિદ્ધરાજ જયસિંગે લેઉઆ પાટીદારો જેવા ઉદ્યોગી ખેડૂતોને અહીં ખાસ વસાવી તેનું મહત્વ વધાર્યું હતું, અને પાછળથી આ ગામ વૃદ્ધિ પામી નામાંકિત નગર બન્યું હતું. પંદરમા સૈકાની આખરમાં રાજા **વીરસીંગ** નામના કોઇ રજપૂતની સ્ત્રી અને રાજા વેણુની **રૂડા રાણી** નામની પુત્રીએ ચોકસ સંજોગોમાં આ વાવ બંધાવરાવી હતી. એ ચોકસ સંજોગોની દંતકથા આ પ્રમાણે છે. અમદાવાદના કોઇ સુલતાન અગર સુબાની શિકારેથી આવતાં આ રૂડા ઉપર નજર પડતાં તેણે તેને પોતાના ઝનાનામાં બોલાવી મંગાવવા માણસો મોકલ્યાં. આ કલંક ભરેલી સ્થિતિથી ક્રોધિત છતાં અશક્ત બનેલા સંબંધીઓને રૂડાએ પોતે સર્વદા પવિત્રજ રહેશે એવી ખાત્રી આપી સાન્ત્વન આપ્યું અને એક યુક્તિ રચી. “મ્હારો તરફ પ્રેમ હોય તો મ્હારી નામના થાય એવું કાંઇક પ્રથમ કરી બતાવો ત્યાર પછી હું તમારી પાસે આવું” એમ કહેડાવતાં સુલતાને હા પાડી અને તેવું કયું કામ તે ઇચ્છે છે એમ પૂછાવ્યું. રૂડાએ પોતાના ગામ પાસે એક મ્હોટી વાવ બંધાવી આપવા અને તે પૂરી થાય તે પછી બોલાવી મંગાવવા કહ્યું. આથી વાવ બંધાવા માંડી, પણ રૂડાએ શિલ્પીઓ સાથે એવી ગોઠવણ કરી રાખી કે અનેક નિમિત્તે ઢીલ થવાદઈ તેનું બાંધકામ કીડીવેગેજ વધે. આમ

ઘણો વખત વીતી જતાં રૂડાની આ યુક્તિ સુલતાનના કળવામાં આવી જવાથી તેણે તેને પકડી મંગાવવા લશ્કર મોકલ્યું. રૂડા બાઇએ એક બાર વાવ જોઇ આવવાને બ્હાને લશ્કર ઉભું રખાવ્યું અને પોતે અંદર જઇ ધર્મ અને શીલનું પાલન કરવા બીજો માર્ગ ન રહેલો જોતાં એજ વાવમાં ભૂસકો મારી દેહ ત્યાગ કર્યો. આ પ્રમાણે એક આર્ય મહિલાના સતીત્વનું ચિરકાલ સંસ્મરણ કરાવતી વાવમાં સંવત્ શિલ્પકારનું નામ તથા બાંધકામના ખર્ચની વિગત આપતો એક શિલાલેખ તે સમયની ગુજરાતી ભાષામાં લખેલો છે; તેમાં સંવત્ ૧૫૫૫ (એટલે ઈ. સ. ૧૪૯૫) ની સાલ જણાવી છે.

આ વાવ અપૂર્ણ છતાં વિશાળ અને જોવાલાયક છે. રોજા અને મસજીદોમાં જે ઉત્તમ કોતરકામ અને સુન્દર કારીગરી છે તેના ઘણા નમુના અહીં સુઘટિત રીતે અને પ્રમાણસર દૃષ્ટિએ પડે છે. વાવની અંદર જવાના ત્રણ માર્ગ છે, એ ત્રણે એક સ્થળે એકઠા થયા બાદ છેક પાણી સુધી જવાની પગથીયાંની પહોળી હાર શરૂ થાય છે. અંદર બારીઓ, ઝરૂખા, થાંભલા, કમાનો, તોરણો, ભીંતો અને ખંડો એ બધામાં જે બારીક અને સુરૂચિવાળી દીલપસંદ કારીગરી છે, તેવી અન્ય સ્થળે ભાગ્યેજ જોવામાં આવે છે. ઉપરના ભાગમાં ઘુંમટો અને કઠેરા જેવું ઘણું કામ અપૂર્ણ રહી ગયું છે, છતાં એના સ્થાપત્યની આખી છાપ ન વિસરાય એવી છે. વાવની આસપાસ તળાવ, મ્હોટાં વડનાં ઝાડ, સુન્દર ભાગોળ અને તેમાં મોર સારસ વગેરેના કલ્લોલ કરતા સૂર—એ સર્વ સૃષ્ટિસૌન્દર્ય પણ આનન્દજનક છે. રૂડા બાઇના અધુરા રહી ગયેલા પવિત્ર જીવનના જેવીજ આ વાવ એની આંતરિક મીઠાશની આપણા અંતઃકરણ ઉપર કાયમની અસર કરે છે. અફસોસ એટલો છે, કે આવા ઐતિહાસિક સ્થાનની જનસમાજે એટલી બધી અવગણના કરી છે કે તેનું દર્શન કરવા જતાં, ખોડીઆર સ્ટેશનથી ત્યાં જવાના અતિશય ધૂળ અને કાંટાઓથી ભરપૂર રસ્તાને લીધે, તેમજ અવાવર રહેલી વાવની અંદર ભમરાઓએ મેળવેલા અનન્ય ઇજારાથી તે લગભગ

દુર્ગમ્ય થઈ પડવાને લીધે, ભાવિક મુસાફરોના રસમાં ઘણો ભંગ થાય છે.

**દરીયાખાનનો રોજો**—દિલ્લી દરવાજાથી વાયવ્ય ખૂણા તરફ દુધેશ્વરના આરા તરફ જવાના રસ્તાની બાજુએ આવેલો આ રોજો મહમદ બેગડાના દરીયાખાન નામના એક વઝીરે સને ૧૪૫૩માં પોતાને માટે જીંદગી દરમીયાન જ બંધાવેલો હતો. આ દરયાખાનનું ચારિત્ર્ય બહુ દુષ્ટ હોવાથી સુલતાને તેને કહાડી મુકયો હતો એમ કહેવાય છે. આ રોજો ગુજરાતમાં સૌથી પ્રચંડ છે, અને એ પ્રચંડતા તથા એની ઉપરનો ભારે જાડો અને ગંજાવર ઘુમટ એજ એની વિખ્યાતિનું કારણ છે. એની દિવાલની તથા ઘુમટના માટીના ઓસારની જાડાઇ ૯ ફીટ છે. એની ભવ્યતાએ ભયાનકતાનું સ્વરૂપ ધારણ કરવાથી તેમજ ત્યાં સુતેલા દરીયાખાનના મેલા ચારિત્ર્યથી એ ભૂતપ્રેતોનું નિવાસસ્થાન મનાય છે.

**મલેક શાબાનનું તળાવ**—સરસપુર નામના પરાની દક્ષિણે, ત્યાંથી આશરે પોણા માઇલને અંતરે, રખીઆલ નામના ગામડાની બીજી બાજુએ આવી રહેલું આ તળાવ અષ્ટકોણાકારનું પત્થરનું બાંધેલું છે. લગભગ ૩૫ એકર જમીન તેમાં રોકાયેલી છે. આસપાસનો દેખાવ સારો છે.

**કાકરીઆ તળાવ અથવા હોઝ–ઇ–કુતુબ**—અમદાવાદના એક સુલતાન કુતુબ–ઉદ–દીને બંધાવેલો આ હોજ હોજ તરીકે હિંદુસ્તાનમાં સૌથી મ્હોટો છે, પણ સાધારણ રીતે તે તળાવ તરીકેજ ઓળખાય છે. તે શહેરની દક્ષિણે રાયપુર દરવાજેથી આશરે પોણા માઇલને છેટે છે. ૭૨ એકરના વિસ્તાર અને માઇલેકના ઘેરાવાવાળા આ બહુકોણી તળાવને પત્થરનાં પગથીયાં વાળી ૩૪ બાજુઓ છે, અને તે દરેક બાજુ ૧૯૦ ફીટ લાંબી છે. તેમાં ૭ જુદેજુદે સ્થળે પત્થરના બાંધેલા લાંબા ઢાળ, અને તેના ઉપર દેવડીઓ છે. પૂર્વ તરફ પાણી આવવાનું સુન્દર કલાથી કોતરેલું પંથરનું ધરનાળું છે. બરાબર મધ્યમાં એક

ઉંચા ટેકરા ઉપર મ્હેલ તથા તેની આસપાસ રમણીય ન્હાનો સરખો બાગ હતો જેને 'નગીનાવાડી' કહે છે. તળાવને ફરતી મ્હોટી પાકી સડકની દક્ષિણ તરફથી ઉતરી નગીનાવાડીમાં જવા માટે સીધી પંદરેક ફુટ પહોળી માટીની પાકી સડક છે, જે પણ આ વાડીનોજ ભાગ હોઇ ફુલ ઝાડથી શણગારાયેલી છે. મહેલનું પ્રથમ નામ 'ઘટામંડપ' હતું, અને તે સમયે રાજાઓનું તે પ્રિય વિશ્રામસ્થાન હતું. કાળબળે આ મહેલનું મકાન ખંડિત થઇ જવાથી અમદાવાદના બૉરેડેલ નામના શોખી કલેકટરે સને ૧૮૭૨માં નવો બંગલો બંધાવી ત્યાંનો બાગ નવી યુરોપી ઢબ મુજબ સુધરાવ્યો છે. આ તળાવ તથા વાડી શેહેરનાં હવા ખાવાનાં વિરલ સ્થાનોમાંનું એક છે.

**શાહઆલમનો રોજો**—શેહેરની દક્ષિણે આસ્તોડીયા દરવાજાથી જતાં લગભગ દોઢેક માઇલને અંતરે, પહેલાં 'રૂસ્તમાબાદ' નામે કહેવાતા પરામાં, ઉંચી દીવાલથી ઘેરાયેલાં થોડાંક મકાનોનો સમુદાય આવે છે, તે **શાહ**આલમના રોજાના નામે પ્રખ્યાત છે. **શાહ**આલમ વટવામાં નિવાસ કરી રહેલા કુતુબ-ઉલ-આલમ નામના એક પીરનો પુત્ર હતો. તે **મહમદ બેગડાનો** બાલપણમાં ધર્મગુરૂ અને પછીથી ખાસ માનનીય સલાહકાર હતો, અને અન્ય મુસલમાન વર્ગ પણ તેના તરફ ઘણા પૂજ્ય ભાવથી જોતો. સને ૧૪૭૫માં થયેલા તેના મૃત્યુ પછી સુલતાને તેની કબર બંધાવી હતી. સુન્દર યોજનાથી રચાયેલા આ બાંધકામમાં તે સમયના શિલ્પની બધી કારીગરી નજરે પડે છે. ૧૭મા સૈકાના પ્રથમ અરસામાં પ્રખ્યાત **નૂરજહાનનો** ભાઇ **અસફખાન** આ શેહેરમાં હતો ત્યારે તેણે આ કબરની ઉપરના ઘુમટને સોના અને કીંમતી જવાહીરથી જડીત્ર બનાવી શણગાર્યો હતો. કબરનું ભોંયતળીયું સફેત અને કાળા આરસનું છે; કમાડ કોતરેલા પીત્તળનાં છે, અને તેની આસપાસનું ચોકઠું તથા ભીંતો આરસની કોતરણી વાળાં છે. કબરની આસપાસ પત્થરની કોતરણી વાળી ભીંત છે. કબરની પશ્ચિમે **મહમદ સાલેહ બદખશીએ** બંધાવેલી મસજીદ છે, તેને

બે ઉંચા અને મ્હોટા મીનારા છે, જેની ઉપર મથાળે સુધી અંદરનાં ગોળ પગથીયાંથી ચ્હડીને જોતાં આસપાસનો દેખાવ ઘણો વિશાળ અને સુન્દર લાગે છે. રોજામાં જતાં અન્દરના બીજા દરવાજાની ડાબી બાજુએ સુલતાન ત્રીજા મુજફ્ફરશાહે (૧૫૬૧–૧૫૭૨) બંધાવેલો મીજલસ હૉલ છે, જેમાંની કેટલીક ચીજો અંગ્રેજોએ ૧૭૮૦ માં શેહેર ઉપર ઘાલેલા ઘેરામાં વાપરવા ઉખાડી લીધી હોવાથી તે મંડપ ખંડિત થઇ ગયેલો દેખાય છે. મધ્યમાં ન્હાનો પણ સ્વચ્છ હોજ છે, જેમાં સભામંડપની નીચેના ટાંકામાંથી પાણી આવે છે. રોજાના કોટની બ્હાર તળાવ છે.

**સરખેજનો રોજો**–મૂળ **અણહિલવાડ પાટણ**થી આવી રહેલો **શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ**, જે સુલતાન **અહમદશાહ** ૧ લાનો દોસ્ત અને સલાહકાર હતો, અને જેણે શહેર બંધાવવામાં ઘણો આગળ પડતો ભાગ લીધો હતો, તે પોતાની ઉત્તરાવસ્થામાં શહેરના નૈઋત્ય ખૂણા તરફ પાંચેક માઇલ દૂર આવેલા **સરખેજ** ગામમાં નિવાસ કરી રહ્યો હતો. (ધોળકા લાઇનમાં એલીસબ્રીજ સ્ટેશનેથી જતાં બીજું સ્ટેશન આ ગામનું છે.) ૧૪૪૫ માં તેનું મરણ થતાં આ જ ગામમાં **મહમદશાહ** બીજાએ બંધાવવા માંડેલી તેની કબર ૧૪૫૧ માં કુતુબ–ઉદ–દીનના વખતમાં પૂરી થઇ હતી. **મહમદ બેગડા**નું આ ખાસ આરામસ્થાન હતું. તેણેજ ચોપાસ પત્થરનાં પગથીયાંવાળું તળાવ કરાવી તેના ઉપર જ એક ખુણે પોતાનો સુન્દર મજબૂત મહેલ બંધાવ્યો હતો, અને પછી આ ઓલીયાપીરની કબરની સામેજ પોતાને તથા પોતાના કુટુંબને વાસ્તે રોજો બંધાવી મુકયો હતો, જ્યાં તે, તેનો પુત્ર **મુઝફ્ફરશાહ** બીજો અને તેની રાણી રાજબાઈ પરમશાંતિથી આરામ લે છે. આ રોજો ગુજરાતમાં સૌથી મ્હોટો ગણાય છે. **ગંજબક્ષ**ની કબરની આસપાસ ધાતુની, આરપાર તરેહ તરેહની કોતરણીવાળી, જાડી જાળીઓ છે. તેની બહાર એકાદ એકરના વિસ્તારવાળા ચોગાનની ચોતરફ પત્થરની પડાળીઓ છે,

અને તેની પશ્ચિમ બાજુએ એક મસજીદ છે, જે પણ વિશાળતામાં ફક્ત જુમા મસજીદથી જ ઉતર એમ છે. મસજીદ બ્હારથી નીચી બાંધણીની અને મીનારા વિનાની છે છતાં તેની અંદરનો ભાગ જોતાં તેની સાદાઇભરી મનોહરતા પરત્વે દીલ્લીની મોતી મસજીદ શિવાય બીજું કોઈ સ્થળ તેની બરાબરી કરી શકે એમ નથી. તળાવ અને તેની સાથેનાં આ સર્વ મકાનોની બાંધણી વિશુદ્ધ અને કોમળ રમણીયતાથી ભરપૂર હોવા સાથે, તેનું વિશેષ લક્ષણ એ છે કે તે જુજ અપવાદ શિવાય-ઘણે ભાગે હિન્દુ શૈલીની જ છે. એકંદરે, આ રોજો અને તેને લગતાં સર્વ સ્થાનો, હવે કાળબળે જીર્ણ થતાં જતાં છતાં પણ, બંધાવનારાઓની રસિકતા અને બાંધનારાઓના કળાકૌશલ્યનો આશ્ચર્યકારક ખ્યાલ ઉપજાવી સુસાફરને ચેન અને આરામ સાથે વિશ્રાંતિ આપે છે.

આ રીતે આપણે અમદાવાદ શહેરનાં પ્રાચીન સમયનાં મુખ્ય અને વિખ્યાત સ્થળોનું નિરીક્ષણ કર્યું. "માનવરાજે રચ્યાં મંદિરો કીર્તિ કાજે" તે નિહાળ્યાં અને ધર્મિષ્ટ તથા રસિક જનો "કરતા કીર્તિસ્થંભ ઉભા અમર નામ કરવા" એ પણ આપણે જોયું. "કાળ મહોદધિ મહીં કહીં લુપ્ત થયાં આજે" અને "ઘસાઇ ભૂંસ્યા આજ દટાયા ધૂળમાં દેખો" એ કાળચક્રનો પ્રભાવ દર્શાવતાં કથનો આ સર્વ સ્થળોને પણ લાગુ પડતાં છતાં હજી જ્યાં સુધી તે વિદ્યમાન છે ત્યાં સુધી તો કાળની અનંતતાનો વિચાર ઘડીભર વિસારી ભૂતકાળે સોંપેલા આ વારસાને વધાવી લેવો અને તેમાંથી મળતો સદ્બોધ ગૃહવો એ ખરૂં કર્તવ્ય રહે છે. એ શિલ્પસૃષ્ટિઓ કળાની દૃષ્ટિએ નિરખતાં આપણને સમજાશે કે તે ભૂત છતાં વર્તમાન પણ છે, જડ છતાં ચેતન પણ છે, મૃત છતાં વાતો પણ કરી શકે છે અને આત્મજીવનોની સુખદુ:ખભરી કથનીઓ વર્ણવી શકે છે; તેમને સૃજાવનારાઓની રૂચિ અને રસિકતા તેમજ સૃજનારાઓનાં બુદ્ધિ કૌશલ્ય અને ભાવમયતાનો તાજુબી ભર્યો ખ્યાલ આપે છે. તેમની ચેતનતા એ-

ળખવી, તેમની વાતો સમજવી, અને તેમના સૌન્દર્યની કદર કરવી એજ ભૂતકાળને ઉકેલવાનો માર્ગ છે.

આ પ્રાચીનતાની મનોરંજક વાટિકામાંથી બ્હાર આવી આપણે અર્વાચીન રણપ્રદેશમાં પ્રવેશીએ. મ્હેં આગળ જણાવ્યા પ્રમાણે બ્રીટીશ અમલનો આરંભ જ આપણા નિરીક્ષણ માટેની અર્વાચીનતાનો પણ આરંભ છે. આ સમય દરમીયાન શિલ્પકળાને પોષતાં મકાનો કે સ્થળોની શોધ કરતાં આપણી નજર આગળ લગભગ શૂન્યતા જ ખડી થાય છે. રાજ્યઅમલ સુસ્થિર રાખવા માટેનાં, સુલેહશાંતિ કાયદાને વશવર્તીપણું અને એવાં, સાધનો જાળવતા રહી દ્રવ્યઆકર્ષણના નવનવા માર્ગો ઉત્પન્ન કરવા એ આ રાજ્યપદ્ધતિનાં ધ્યેયોમાં મુખ્ય હોઇ, તેમજ ઉડતાં પક્ષીઓની પેઠે આવતા અને જતા રાજકર્તાઓને આ દેશભૂમિ માટે લગાર પણ મમતા ન હોવાથી સ્વાભાવિક રીતેજ તેના ઉપર "કીર્તિસ્તંભો" રોપવાની તેમનામાં લાલસા હોઇ શકે નહીં. એ ખરૂં કે બોરેડેલ જેવા કોઇક કોઇક અમલદારો શહેરના કોટને સમરાવવાનું તથા કાંકરીયા તળાવને સ્વચ્છ કરાવી તેમાંની નગીનાવાડીનામાંના ખંડેર મહેલને સ્થાને નવું મકાન ઉભુ કરવાનું કાર્ય કરી ગયા છે. પરંતુ સામાન્ય રીતે તો તેમનું બુદ્ધિગૌરવ આઝમખાનનાં મહેલને જેલ બનાવવામાં અને સીદી સૈયદની મસજીદની અંદરજ જગત્‌–અનુપમ જાળીઓને ઢાંકી દેતી કચેરી ચણવામાં જ પરખાઈ આવે છે. ભલું થજો લોર્ડ કર્ઝન સાહેબનું કે જેની, રાજકીય બુદ્ધિ ઉંધી હોવા છતાં, શિલ્પરસિકતાએ હિંદુસ્તાનનાં અન્ય મર્કટવેડાથી ક્ષીડાતાં સ્થળોની પેઠે આ મસજીદને પણ ખાલી કરાવવા જેટલું મનોબળ વપરાવ્યું; જો કે તેનું તે મનોબળ શાહીબાગના મહેલમાંથી કમીશનરનું રહેઠાણ હજી હઠાવી શક્યું નથી. પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનીંગ કોલેજ, મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજ, રણછોડલાલ હાઇસ્કુલ તથા ગુજરાત કોલેજ અને એવાં થોડાંક, શ્રીમંત સખી ગૃહસ્થોને પૈસે બંધાવેલાં પણ રાજ્યની માલીકી થઈ પડેલાં, લાંબાં

પ્હોળાં મકાનો થયાં છે, પરંતુ કળાની દૃષ્ટિએ તો તે ઈંટોચુનાના નિર્જીવ થરો જ છે. શાહીબાગમાં શેઠ અંબાલાલ સારાભાઇનો તથા સર ચીનુભાઇ માધવલાલનો એ બે બગીચાવાળા વિશાળ બંગલાઓ ઘાટીલા અને સુશોભિત છે. પરંતુ તેમનું યુરોપીય શિલ્પ હિંદી હૃદયમાં ભાગ્યે જ ઉલ્લાસ કે અભિમાન પ્રેરે છે.

આમ ભૂતકાળની હિંદી શિલ્પકળા દબાઇ ભૂસાઇ ગઇ છતાં સુભાગ્યે તે તદ્દન નાશ પામી નથી, હજી તેનો કેટલોક પ્રકાશ આ સમય દરમીયાન થયેલાં હિન્દુ અને જૈન દેવાલયોમાં ઝળહળતો આપણે જોઇ શકીએ છીએ.

**સ્વામીનારાયણનું મન્દિર**—૧૯ મા સૈકાની શરૂવાતમાં ગુજરાત કાઠીયાવાડમાં સહજાનન્દ સ્વામીએ પ્રવર્તાવેલા સ્વામીનારાયણ પંથનું મન્દિર આ કળાના અંશરૂપ છે. ઝવેરીવાડથી દરીયાપુર તરફ જતાં માર્ગમાં આવતા આ ભવ્ય મન્દિરમાં પશ્ચિમાભિમુખ, કમાનદાર તથા મેડા ઝરૂખાવાળા, દરવાજામાં થઇ અંદર જતાં, મ્હોટાં ચોગાનમાં ઉંચા તળીયા ઉપર બાંધેલું મહાન દેવાલય છે, તેમાં નર અને નારાયણની ઉભી સુન્દર મૂર્તિઓ છે. દેવગૃહની આગળના ચોક ઉપર હિન્દુશૈલીવાળા બાર થાંભલાથી ટેકવાયેલો અષ્ટકોણી ઘુમટ એ આ દેવાલયનું ખાસ લક્ષણ છે. આ ઘુમટની નીચેની છત પૌરાણિક કથા સૂચક રંગબેરંગી ચિત્રોથી શણગારાયેલી છે. દેવાલયની સામે તથા બંને બાજુએ ધર્મગુરૂ મહારાજના કુટુંબના તથા તે ધર્મના ત્યાગી સાધુ સંતોના નિવાસ માટેનાં ઉંચા અને મજબૂત મકાનો છે. આ સમગ્ર મજબુત બાંધણીનું અને ભારે ખરચે બંધાવેલું મન્દિર સને ૧૮૫૦ માં પૂર્ણ થયું હતું.

પરંતુ જૈન કોમ જેવી શિલ્પકળાની પોષક તથા આશ્રયદાતા બીજી કોમ ગુજરાતમાં ભાગ્યે જ જોવામાં આવે છે. જૈન ભાઇઓમાં દેરાસરો બંધાવવાનું તથા તેમને ઉત્તમ કારીગરી અને અલંકારોથી શણગારવાનું બહુ પુણ્ય મનાય છે, અને તેથી અમદાવાદમાં સ્થળે

સ્થળે ઉંચા પ્રકારનાં જૈન દેરાસરો જોઈએ છીએ. કેટલાંક દેવાલયોમાં ભીંતોપર પાકા રંગથી દોરેલાં મ્હોટાં ચિત્રો પણ હોય છે, એમાં જૈન પુરાણો અને તિર્થંકરોનાં જીવનચરિત્રોની અને જૈન આદર્શોને પોષે એવી ચિત્રમાળા આલેખેલી હોય છે.

**હઠીસીંઘનું દેવળ**—આવાં જૈન દેરાસરોમાં દીલ્લી દરવાજા બ્હાર શેઠ હઠીભાઈની વિશાળ વાડીમાંનું દેરાસર સર્વથી મ્હોટું અને સુશોભિત છે અને તેટલું જ તે પવિત્ર મનાય છે. તેના શિલ્પીઓ પ્રાચીન મુસલમાન સમયના શિલ્પશાસ્ત્રીઓના જ સંપ્રદાયના હોવા જોઇએ એમ જણાય છે, ફેર એટલો કે અહીં એમણે મુસલમાનોની આજ્ઞાઓથી સ્વતંત્ર રહી પોતાનો હાથ ચલાવ્યો છે. દરવાજેથી શાહીબાગ તરફ જવાના માર્ગ ઉપરજ જમણે હાથે વિશાળ હવેલી, અને તેની પાછળ વાળેલા વંડામાં ધર્મશાળા તથા દેરાસર એ ત્રણ સને ૧૮૪૮ માં લગભગ દસ લાખ રૂપીયાના ખરચે બંધાવેલાં મકાનો શેહેરની શોભામાં વધારો કરે છે. હવેલીમાંના પોર્ટીકો, થાંભલા, ખંડો, મ્હોટા હૉલ, નીસરણીઓ ૯૦ ભાગ તદ્દન રોપીય ઘાટ અને શૈલીના છે. મધ્યમાં આવેલા ધર્મનાથ તિર્થંકરના દેવાલયની બંને બાજુએ ન્હાનાં ન્હાનાં પર દેરાસરોની હાર છે, જે દરેકમાં જૈન તિર્થંકરોની સફેત આરસની શાંત નિર્લેપ મુખમુદ્રા વાળી પ્રતિમાઓ છે. આ સર્વ દેવળોની રચના પાલીતાણા અને દેલવાડાના દેવળો જેવી જ કહેવાય છે. તોરણો અને સ્તંભો મોઢેરાના સૂર્યમન્દિર અને સિદ્ધપુરનાં જીર્ણ શિવાલયો સાથે કૌટુમ્બિક સંબંધ દર્શાવે છે. ઝીંઝુવાડાના દરવાજાના મેરાળ જેવા જ મેરાળ આ દેવળોમાં તમે જોશો.

આ હઠીસીંઘના દેરાસરના યોજક **પ્રેમચંદ સલાટ** નામના શિલ્પી પછી પણ અમદાવાદમાં આ કળાનો ઝરો છેક સૂકાઈ ગયો નથી. **ગુલાબચંદ** નામના એક શિલ્પીએ તથા તેમના શિષ્ય **રવિકરણે** થોડાંજ વર્ષો ઉપર બે દેરાસરો બાંધ્યાં છે. ફતાશા (ફતેહશાહ) ની પોળમાં **બારમા વાસુપૂજ્ય સ્વામીનું શેઠ માણેકચંદ કપૂર**-

**ચંદનું દેરાસર** ગુલાબચંદની યોજના અને દેખરેખ નીચે થયેલું છે. આ દેવળને માટે એક લાખ રૂપીઆનું ખર્ચ થયેલું અને તેને પૂર્ણ થતાં ૧૦–૧૨ વર્ષ લાગ્યાં હતાં. એના સ્તંભો, ચોક, વેલો, સાથીયા વગેરે કામ બહુ સુરૂચીવાળું તથા કોમલતા અને લાલિત્ય ભરેલું છે. માણેકચોકમાંની ખેતરપાળની પોળમાં એક બીજું જૈન દેરાસર છે, તે રવિકરણની બુદ્ધિકુશળતાનું પરિણામ છે. એના સ્તંભો ભીંતો અને ચોક ઉપર સુન્દર આરસ પહાણમાં રંગબેરંગી કકડાથી જડિત કામ કરીને વેલો, પુષ્પો, પક્ષીઓ વગેરે ઉપજાવ્યાં છે. આ દેવળ વર્તમાન શિલ્પ અને અલંકારિક કલાને માટે જોવા લાયક છે.

આ ઉપરાંત કાળુપુરમાં હાજાપટેલની પોળમાંનું શાંતિનાથનું દેરાસર તથા ઝવેરીવાડમાં, ઘડીયાળી પોળમાં, તથા દોશીવાડાની પોળમાં કેટલાંક પ્રાચીનકાળનાં લાકડાની કોતરણીવાળાં મકાનો છે. એ બધાં નિહાળતાં લાકડકામ ઉપર પણ આપણા કારીગરો કેવી કલા ખીલવતા હતા એ જાણી યોગ્ય આનન્દ અને ગર્વ અનુભવાય છે.

વર્તમાન સમય માટે અફસોસની વાત છે કે હવે જૈન કોમ જેવો બીજો કોઈ લોકવર્ગ આ લલિતકલાનો પોષક રહ્યો નથી, અને એ ભાઇઓમાં આવી ધર્મભાવના ન હોત તો આ બુઝાતી કલાની આટલી ચણગારીઓ પણ ચળકતી રહી હોત નહીં.

છેલ્લું, છતાં આ જમાના માટે સર્વથી પહેલું મનાયેલું, જોવા લાયક સ્થળ તે **મહાત્મા ગાંધીજીનું સત્યાગ્રહ આશ્રમ** છે. ન્હાની નીચી છાપરીઓના સમુદાય રૂપ આ આશ્રમને કેટલાક તીર્થસ્થાન કહે છે, કેટલાક રાજકીય પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન ગણે છે, કેટલાક હીંદી જીવનની ઉચ્ચ ભાવનાઓનું પ્રેરણાસ્થાન માને છે; પરંતુ એતો નિર્વિવાદ છે કે અનેક સ્થળેથી આવતા અસંખ્ય ભાવિકોનું તે યાત્રા-સ્થાન બની રહ્યું છે. શહેરના તેમજ બ્હારથી આવેલા અનેક જીજ્ઞા-સુઓની હાર હરરોજ તે તરફ જતી આવતી ચાલુજ દેખાય છે; એટલુંજ નહીં પણ નદીના પૂલ ઉપરથી પસાર થતી દરેક ટ્રેનમાં

પશ્ચિમ બાજુએ નદીના ઉત્તર કિનારા તરફ લંબાતા હાથની આંગળી-ઓ તથા બારીઓની બ્હાર ઉત્કંઠ થતાં દર્શનોત્સુક મસ્તકો આશ્રમ પ્રત્યે જનસમાજનો પ્રેમ તથા જીજ્ઞાસાનો પ્રવાહ સૂચવે છે. આશ્રમમાં મહાત્માજીના નિવાસ માટે એક બે નાનકડા ખંડો તથા તે સાથે ત્યાં કાયમ રહેનારાં આશ્રમજનોની કેટલીક ઓરડીઓ છે; ઉપરાંત વણાટશાળા, રાષ્ટ્રીયશાળા, વિદ્યાર્થીગૃહો, ભોજનગૃહો, ગોશાળા ઇ૦ નાં પૃથક્ પૃથક્ મકાનો છે. સર્વ નિવાસીઓમાં પરસ્પર સેવાભાવ, સ્વાશ્રય, નિયમિતતા, સંયમ, પ્રભુભાવના ઇ૦ નો આવિર્ભાવ પ્રેક્ષકને સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. પૂર્વ તરફનો વિશાળ રેતાળ નદીતટ, તેમાં નીચે વ્હેતી સરિતાનો શાંત આળસુ પ્રવાહ ચોતરફ વૃક્ષવેલડીઓની વનરાજી અને આશ્રમમાંની નાનકડી સુન્દર વાટિકાઓ, તેમાં પૂર્ણ સ્વતંત્રતાથી મ્હાલતાં વિવિધ પક્ષિગણોનો મધુર કલરવ, પ્રભાતમાં ઉષાની પાછળ દોડતા આવતા સૂર્યનાં તથા તેની સાથેજ તેના આછા અજવાળામાં ઉદય પામતા ચીનુનાથ મહાદેવના હીમ જેવા શ્વેત શિવાલયનાં દર્શન, પ્રાતઃ તેમજ સાયં સંધ્યા સમયે આબાલવૃદ્ધોના મુખથી થતું પ્રભુસ્તવનનું મધુર સંગીત,–ઇત્યાદિનાં દૃશ્ય એટલું મનોહર રમણીય અને આત્માહ્લાદક છે કે તેનું પ્રત્યક્ષ દર્શન ન કરનાર ખરેખર એક અવર્ણ્ય લાભ ગુમાવે છે.

---



सीदी बूसेरनी मसजिद अने रोजो.

"त्रीवेदी ब्रधर्स"–अमदावाद.



दादाहरिनी वाव.

"त्रीवेदी ब्रधर्स"—अमदावाद.



शेठ हठीशिंगनुं देहेरु.

"त्रीवेदी ब्रधर्स"—अमदावाद.



शाहआलमनो रोजो.

ज्ञानमन्दिर प्रेस



सुल्तान अहम्मद शाहनो रोजो.

ज्ञानमन्दिर प्रेस



मिरजापुरमांनी राणी मसजिद–उत्तरनी बारीओ.

ज्ञानमन्दिर प्रेस.



मुहा फिझखाननी मसजिद—उत्तर मिनारानो गोख.

## ( ૪ ) આબોહવા.

લેખકઃ—શ્રીયુત મુકુન્દરાય સામળપ્રસાદ.

( સીનીયર સેનીટરી સુપરીન્ટેન્ડન્ટ, અ૦ મ્યુનીસીપાલીટી. )

**સ્થળ**—અમદાવાદની ઉંચાઈ દરીયાની સરેરાશ સપાટીથી ૧૭૩ ફીટ છે. પશ્ચિમે શેહેરની લગભગ બે માઇલ જેટલી લંબાઈ સુધી નદીકિનારો છે. તેની વસવાટની જમીન સાધારણ રીતે સપાટ હોવાથી પાણીના કુદરતી પ્રવાહ માટેની સગવડો ખામી ભરેલી છે, અને તેથી વરસાદનું પાણી ઘણેક ઠેકાણે ખાબોચીયાં રૂપે એકઠું થઈ મચ્છર વગેરે જન્તુઓનું જન્મસ્થાન બને છે. પૂર્વે અને દક્ષિણ તરફ ત્રણ મુખ્ય તળાવો છે; (૧) ચંડોળાનું તળાવ, ૧૮૧ એકરનું, શાહ આલમના રોજા પાસે શહેરની લગભગ બે માઇલ દક્ષિણે છે; (૨) કાકરીયા, ૭૨ એકરનું, એકાદ માઇલ ફરતું, રાયપુર દરવાજાથી સુમારે પોણો માઇલ દક્ષિણે છે; (૩) સુસ્કરનું તળાવ, મેલેરીયાના મચ્છરનાં જન્તુ ઉત્પન્ન કરવા માટે ખાસ નામીચું છે.

**જમીન**—સપાટી ઉપરની જમીન સ્હેજ રેતાળ છે, જમીનની નીચે ૨૦ થી ૩૦ ફીટ ઉંડાઇએ પાણી મળી આવે છે.

**હવા**—શીયાળો, જે નવેમ્બરથી ફેબ્રુઆરી સુધી ચાલે છે, તેમાં જો કે ગરમીના માપમાં ઘણો તફાવત રહે છે, અને ખાસ કરીને ઇશાન ખૂણા તરફનો કોરો ઠંડો પવન ઘણો સખત વાય છે, છતાં થરમોમીટર ૩૨ ડીગ્રીથી નીચે ભાગ્યેજ જાય છે. માર્ચ મહિનાથી વરસાદ ઠીક ઠીક પડે ત્યાં સુધી પવન પશ્ચિમ તરફ વળી દીવસના વખતે ઘણો ઉનો રહે છે. સામાન્ય રીતે, શહેરની હવા ઉનાળામાં ઘણી ત્રાસદાયકરીતે ગરમ અને ચોમાસામાં ઉકળાટવાળી હોય છે. વધારેમાં વધારે ગરમીનું માપ, મે કે જુનમાં, ૧૧૮ સુધી અને ઓછામાં ઓછું ૭૨ સુધી ગયેલાની, અને ડીસેમ્બરમાં વધારેમાં વધારે

૯૦° અને ઓછામાં ઓછું ૫૦° સુધી ઉતરેલાની નોંધ મળી આવે છે. એમ કહેવાય છે કે સને ૧૬૧૮ માં જ્યારે જહાંગીર બાદશાહ અમદાવાદમાં નવેક માસ રહ્યો હતો, ત્યારે તેની ધૂળભરી હવા, ધગધગતો પવન, અને નદીનો સુકો કોરો પટ, અનુભવી ત્રાસી ગયો અને અમદાવાદને "ગીરદાબાદ" "જહાનમાબાદ" અને એવાં અપમાનભર્યાં નામ આપતો ગયો હતો.

**વરસાદ**—આ શહેરમાં વરસાદની મોસમ જુનની અધવચથી સપ્ટેમ્બરની આખર સુધીની રહે છે. વરસાદનું સરેરાશ માપ ૨૫ થી ૩૦ ઇંચ ગણાય છે; છેલ્લા દસકા દરમીઆન વધારેમાં વધારે ૪૧.૫૭ ઇંચ સને ૧૯૧૨માં અને ઓછામાં ઓછો ૧૦.૦૯ ઇંચ ૧૯૧૧માં હતો.

(૩) કુંભારના નિભાડા અને ચુનાની ભઠ્ઠીઓ, શેહેરમાં લગભગ બધે;
(૪) ઘીની બનાવટ, ખાસ કરીને દરીયાપુર અને રેલવે પરામાં;
(૫) ચાંમડાં સુકાવવાં વીગેરે, શાહપુરમાં;
(૬) આટામીલો, છાપખાનાં, અને એવાં તેલથી ચાલતાં એન્જીનો વાળાં કારખાંનાં;
(૭) મોટર અને મોટર લાઇઓ, પેટ્રોલથી ચાલતી;
(૮) રબારીઓના ગાય ભેંશોનાં તબેલા.

શેહેર રચનાની નવી યોજનામાં આવા ઉદ્યોગોનાં ઘણાં ખરાં મથકો વસ્તીની બ્હાર અગર વધારે સ્વચ્છ સ્વરૂપમાં રાખી શકાય એવી ગોઠવણ ધારેલી છે.

**તંદુરસ્તી ખાતુ**—મ્યુનીસીપાલ તંદુરસ્તી ખાતાની વ્યવસ્થા રાખવા માટે પાંચ કાઉન્સીલરોની એક સેનીટરી કમીટી (આરોગ્ય સમિતિ) હોય છે, જે મ્યુંનીસીપાલીટીના સામાન્ય મંડળને જવાબદાર હોય છે. આ ખાતાના પગારદાર કાર્યવાહકો નીચે પ્રમાણે હોય છે. ૧ ફર્સ્ટ ક્લાસ હેલ્થ ઓફીસર, તેમના હાથ નીચે ૩ પાસ થયેલા સેનીટરી હેડ ઇન્સ્પેકટરો, ૯ પાસ થયેલા સેનીટરી ઇન્સ્પેકટરો, ૫ ડ્રેનેજ (ગટર ખાતાના) ઇન્સ્પેકટરો, ૨૪ સબ ઇન્સ્પેકટરો, ૬ સુયાણીઓ તથા દાક્તરો; એ ઉપરાંત ૫૫૦ રસ્તા વાળનાર તથા બીજા કચરાનાં ગાડાં હાંકનારા, મેલા પાણીનાં ગાડાં હાંકનારા; તેમજ જન્મ મરણ નોંધવાનું ખાતું, શીતળા ખાતું, રસ્તા ઉપર છંટકાવનું ખાતું, માર્કીટ ખાતું, કતલ ખાતું, મેલાની ટ્રામવે ઇ૦ ખાતાં પણ હેલ્થ ઓફીસરના તાબામાં છે.

**પાયખાનાંઃ**—શહેરનાં પાયખાનાં કેટલાંક ખાનગી એટલે ઘરવાળાઓની પોતાની જ માલીકીનાં, કેટલાંક પંચનાં એટલે પોળ અથવા લત્તાનાં ઘણાં ઘરવાળાંઓની એકઠી વપરાશનાં, અને થોડાંક મ્યુનીસીપાલીટીએ પોતાના તરફથી જાહેર ઉપયોગ માટે બંધાવી આપેલાં, એમ ત્રણ પ્રકારનાં છે. આમાંનાં ઘણાંક, જેમાં કેટલાંક ચણતરવાળાં તથા કેટલાંક

ખુલ્લી જમીન ઉપર રેતી નાખેલાં છે, તે બધાં ભંગીઓને હાથે સાફ થાય છે, અને થોડાંક ગટર સાથે જોડેલાં અને ટાંકીમાં ભરેલા પાણીના (ફ્લશ) જોસબંધ પ્રવાહથી સાફ થાય એવાં છે. હાથે સાફ કરનારા ઘરાકી ભંગીઓ છે, એટલે અમુક ભંગીઓને અમુક ચોક્કસ લત્તાઓની લાંબા વખતથી ચાલતી આવેલી ઘરાકી હોય છે; અને તે લત્તાઓનાં પાયખાનાં સાફ કરવાનો તેમનો જ હક હોય છે. તે તેઓ પોતપોતાની મરજી મુજબ વેચાણથી ઘરેણેથી કે એવી કોઈ રીતે અદલબદલ કરી શકે છે, પણ તેમની પાસેથી કોઇ તે ખુંચવી શકતું નથી, તેમ તે હક સમૂળગો એમનો એમ છોડી દેવા તેઓ બીલકુલ ખુશી નથી; અને નાણાંનો બદલો આપી તે હક તેમની પાસેથી, કામની વધારે સગવડને ખાતર, લઇ લેતાં મ્યુનીસીપાલીટીને એકંદર લાખો રૂપીઆના ખરચમાં ઉતરવું પડે, એટલી તેની તેઓ કીંમત આંકે છે.

**પાણી**—શહેરને પુરૂં પાડવામાં આવતું પાણી મુખ્યત્વે કરીને નદીમાંથી જ લેવામાં આવે છે. શહેર બ્હારે ત્રણેક માઇલ છેટે વાયવ્ય ખૂણા તરફ દુધેશ્વર મહાદેવના આરા પાસે રેતીના પટમાં ૧૨ કુવાઓ ખોદી તેમાંથી યાંત્રિક બળે ઉપર ખેંચેલું પાણી નળ વાટે આખા શહેરમાં તેમજ બ્હાર પરામાં મોકલી આપવામાં આવેલું છે. પાણી રેતીમાં થઈ ગળાઇને જ આવતું હોવાથી કૃત્રિમ રીતે ગાળવાની જરૂર રહેતી નથી; જો કે ચોમાસામાં આખા પટ ઉપર પાણી ફરી વળે છે ત્યારે ભીનાશને લીધે આ ગળાવાનું કામ (ફીલ્ટરેશન) પુરતી રીતે અસરકારક હોતું નથી. વોટરવર્ક્સ દરરોજ ૬૪ લાખ ગ્યાલન પાણી પુરૂં પાડે છે, છતાં ઉનાળામાં નદીમાંજ પાણીની તંગી હોવાથી આ પાણીનો જથો ઘટી જાય છે, અને ચોમાસામાં, ઉપર જણાવ્યું તેવાં કારણોથી તે જોઇએ તેવો સ્વચ્છ મળી શકતો નથી. પરંતુ આ તંગીની અગવડ ઓછી કરવા માટે 'કોમ્પ્રીહેન્સીવ પ્રોજેક્ટ' નામે ઓળખાતી યોજના થોડેક અંશે અમલમાં મૂકાઈ છે અને વિશેષ માટે વિચાર ચાલે છે;

અને ચોમાસામાંની અસ્વચ્છતા દૂર કરવા માટે 'કલોરીનેશન' નું યંત્રકામ ગોઠવાઈ અખતરા તરીકે ચાલુ કરવામાં આવ્યું છે. મ્યુનીસીપલ હદના થોડાક ગરીબ લત્તા શિવાય બધા ભાગમાં લગભગ ઘેરેઘેર પાણીના નળ લેવાઇ ગયા છે, પરંતુ તેના પ્રવાહમાં દબાણ પુરતું ન હોવાથી એક બે માળ કરતાં વધારે ઉંચાઇએ પાણી કોઇકજ ઠેકાણે ચ્હડે છે, અને ઉંચી જમીનવાળા લત્તાઓમાં તો, ખાસ કરીને તે ભાગની પોળો તથા ખાંચાઓમાં, ભોંય તળીએથી ઉંચે પણ ચડી શકતું નથી. શહેરમાં નળ દાખલ થયે લગભગ ૩૦ વરસ થયા છતાં અને તે સર્વ સ્થળે પ્રસરેલા છતાં હજી થોડાક હિન્દુઓ ધર્મના સબબે, તેમ કેટલાક આ પાણી માફક ન આવવાના કારણથી, તે ન વાપરતાં કુવા અગર ટાંકામાંથી કાઢી વાપરે છે. શહેરમાં શુમારે ૬૫૦ પંચના કુવા છે, તેમાંના ૩૭૦ હજી એવા વપરાશમાં રહેલા છે, ખાસ કરીને જ્યારથી જે જે લત્તાઓમાં ખાળકુવા પૂરાવી નાંખી ગટરો નાંખવામાં આવી છે ત્યારથી તે લત્તાઓમાંના કુવાનાં પાણી મીઠાં થઈ જવાથી પીવામાં વપરાવા માંડયાં છે. નળના પાણીની સ્વચ્છતા વિષે તો કાંઇ શકજ નથી, અને તે જ્યારથી શહેરમાં દાખલ થયું છે ત્યારથી પ્હેલાં લગભગ દર વર્ષે ફાટી નીકળતો કોલેરા હવે લગભગ નાબૂદ થયો છે.

**ડ્રેનેજ** (મેલા પાણીનો નિકાલ)—શહેરના લગભગ ¾ ભાગમાં મેલા પાણીના નિકાલ માટે જમીન નીચે માટીના પાઇપવાળી ગટર દાખલ કરવામાં આવી છે; બાકીના ભાગમાં તે દાખલ કરવાનો વિચાર મ્યુનીસીપાલીટી તરફથી ચાલે છે.

**જન્મ પ્રમાણ**—વસ્તીના દર હજાર માણસ દીઠ જન્મનું સરેરાશ પ્રમાણ નીચે પ્રમાણે છે:–

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૦૦–૦૧ | થી | ૧૯૦૯–૧૦ | સુધીના | ૧૦ વરસમાં | ૨૦·૪૬ |
| ૧૯૧૦–૧૧ | ,, | ૧૯૧૯–૨૦ | ,, | ,, ,, | ૩૩·૩૦ |
| ૧૯૧૫–૧૬ | ,, | ૧૯૧૯–૨૦ | ,, | ૫ ,, | ૪૦·૫૩ |

૧૯૧૭-૧૮ „ ૧૯૧૯-૨૦ „ ૩ „ ૩૮·૬૬

૧૯૨૦-૨૧ દરમીયાન { ૩૩·૬૯ નવી વસ્તી મુજબ. ૪૦·૪૫ જુની „

રોગવાર મરણ પ્રમાણ-

| રોગ | મરણ પ્રમાણ. | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૦-૧૧ | | ૧૯૧૫-૧૬ | | ૧૯૨૦-૨૧ | |
| | સંખ્યા. | સરેરાશ. | સંખ્યા. | સરેરાશ | સંખ્યા. | સરેરાશ. |
| કોલેરા | ૩૦ | ૦·૧૬ | ૦ | ૦ | ૦ | ૦ |
| બળીયા | ૫૧૦ | ૨·૮ | ૨૨ | ·૦૯ | ૩૨ | ·૧૧ |
| પ્લેગ | ૨૫ | ૦·૧૩ | ૬ | ·૦૩ | ૦ | ૦ |
| તાવ | ૩૩૫૦ | ૧૮·૪૨ | ૩૪૪૩ | ૧૫·૧૭ | ૨૨૯૩ | ૮·૪૬ |
| મરડો અને ઝાડો | ૨૨૭ | ૧·૨૪ | ૩૬૯ | ૧·૬૩ | ૪૬૫ | ૧·૭૧ |
| ખાંસી | ૧૨૩ | ·૬૮ | ૧૬૩ | ·૭૨ | ૨૯૬ | ૧·૦૯ |
| દમ | ૩૪૫ | ૧·૦૮ | ૪૬૫ | ૨·૦૬ | ૯૧૩ | ૩·૩૬ |
| ક્ષય | ૮૭૯ | ૪·૮૩ | ૯૯૧ | ૪·૩૯ | ૮૯૧ | ૩·૨૮ |
| વરાધ | ૧૫૪૭ | ૮·૦૫ | ૧૪૧૦ | ૬·૨૫ | ૨૧૬૦ | ૭·૯૭ |
| ઓરી | ૧૨૬ | ·૬૯ | ૧૬૮૮ | ૭·૪૮ | ૧૧૯ | ·૪૩ |
| દુધ ન પીવાથી | ૭૫૫ | ૪·૧૫ | ૫૬૮ | ૨·૬૨ | ૬૩૩ | ૨·૩૩ |
| સુવારોગ | ૧૯૭ | ૧·૦૮ | ૨૧૧ | ·૯૩ | ૨૬૨ | ·૯૬ |
| અકસ્માત | ૬૮ | ·૩૪ | ૧૦૭ | ·૪૭ | ૧૪૩ | ·૫૨ |
| રતવા | | | ૩૨૬ | ૧·૪૪ | ૨૬૦ | ·૯૫ |
| ઉટાંટીયો | | | ૧૪૩ | ·૬૪ | ૧૮૬ | ·૬૮ |
| મુંઝારો | | | ૩૦૨ | ૧·૩૩ | ૨૯૨ | ૧·૦૭ |
| ઇન્ફ્લુએન્ઝા | | | | | ૨૪ | ·૦૮ |
| બીજા રોગો | ૭૪૫ | ૪·૦૯ | ૭૯૩ | ૩·૫૨ | ૧૪૭૦ | ૫·૪૨ |
| પક્ષઘાત | | | | | ૪૩ | |
| કુલ | ૮૯૨૭ | ૪૧·૭૭ | ૧૧૦૦૭ | ૪૮·૮૦ | ૧૦૫૩૨ | ૪૬·૭૦ |

વસ્તીના દર હજાર માણસ દીઠ મરણનું સરેરાશ પ્રમાણ નીચે પ્રમાણે છે.

૧૯૦૦–૦૧ થી ૧૯૦૯–૧૦ ના ૧૦ વર્ષમાં ૬૫·૫૯
૧૯૧૦–૧૧ થી ૧૯૧૯–૨૦ ના „ „ ૫૦·૩૮
૧૯૧૫–૧૬ થી ૧૯૧૯–૨૦ ના ૫ „ ૫૬·૪૧
૧૯૧૭–૧૮ થી ૧૯૧૯–૨૦ ના ૨ „ ૬૨·૪૪
૧૯૨૦–૨૧ માં „ ૩૮·૮૬ નવી વસ્તી ગણત્રી મુજબ.
૩૬·૭૦ જુની „

**બાળમરણ પ્રમાણ:**—દર હજારે બાળકોના મરણનું પ્રમાણ નીચે મુજબ છે.

૧૯૧૦–૧૧ થી ૧૯૧૯–૨૦ માં ૪૭૦·૨૩
૧૯૧૫–૧૬ „ ૧૯૧૯–૨૦ „ ૩૫૯·૩૩
૧૯૧૭–૧૮ „ ૧૯૧૯–૨૦ „ ૩૮૪·૬૯
૧૦૨૦–૨૧ „ ૩૫૫·૯૫

કુલ મરણસંખ્યાના લગભગ ૪ ટકા મરણનું કારણ ક્ષયરોગ છે. રસ્તામાં પાણીના પુરતા છંટકાવની ખામી અને તેને લીધે ઉડતી ધૂળ, શહેરમાં રહેઠાણની ધીચતા અને પરામાં ઘરોની ખરાબ સ્થિતિ, એ આ ક્ષયરોગની વૃદ્ધિનાં મુખ્ય કારણો છે. મેલેરીયા, ઇન્ફ્લ્યુએનઝા, બળીયા અને બીજા ચેપી રોગો સામે અટકાવનાં પગલાં તરીકે મ્યુનીસીપાલીટી તરફથી તે તે રોગોના ઉપદ્રવ વખતે લોકોને પુરતી માહીતી આપે એવી જાહેર ખબરો વ્હેંચી કેળવવામાં આવે છે, અને જરૂર વખતે રોગ અનુસાર દવાઓ પૂરી પાડવામાં આવે છે.

**દવાખાનાં:**—મ્યુનીસીપાલીટીની તરફથી ચાલતાં આઠ દવાખાનામાં સરેરાશ રોજ ૫૫૦ દરદીઓને દવા આપવામાં આવે છે, તેમાં જમાલપુર દવાખાનામાં સૌથી વધારે દરદીઓ હોય છે. સરકાર તરફથી ચાલતી એક સીવીલ હોસ્પીટલ છે, તેની સાથે જ આંખનું

દવાખાનું તથા સુવાવડ માટેના ઓરડા પણ છે. આ ઉપરાંત બેચરદાસ દવાખાનું, રણછોડલાલ દવાખાનું, સ્ત્રીઓ માટે વિકટોરીયા જ્યુબીલી દવાખાનું, રેવાબાઈ સુવાવડખાનું, એ ધર્માદા દવાખાનાં છે. તે ઉપરાંત લગભગ બીજાં બારેક દવાખાનાં શહેરમાં છે, જેમાં માત્ર એક આનો લઇ દવા આપવામાં આવે છે. વળી દા. હરીલાલની આંખના રોગો માટેનું મફત દવાખાનું, પતીયાં માટેનું દવાખાનું, ગાંડાની ઇસ્પીતાલ, ઢોરોનું દવાખાનું વગેરે જાહેર આરોગ્યસંસ્થાઓ છે. મ્યુનીસીપાલીટી તરફથી ૬ સુયાણીઓ રોકવામાં આવી છે, તે શહેરમાં ફરતી રહી ઘર ખાનગી સુવાવડોના વરસમાં ૭૦૦–૮૦૦ કેસોમાં મફત મદદ આપે છે. કેટલાક મીલ એજંટોએ પોતાની મીલોમાં ન્હાનાં બાળકોવાળી કામદાર સ્ત્રીઓ માટે દવા દુધ ઘોડીયાં વગેરેની સગવડ આપનારાં ખાતાં, જેને અંગ્રેજીમાં ક્રીચ (Creech) કહે છે, તે ઉઘાડી તંદુરસ્તીની સગવડમાં વધારો કર્યો છે. ખોરાક તપાસનાર ઇન્સ્પેકટર ન ખાવા લાયક ખોરાકની ચીજો કબજે લઈ તેનો નાશ કરી તે માર્ગે તંદુરસ્તીને થતી હાની અટકાવે છે.

**પાણીનો છંટકાવ**—ધૂળનો ત્રાસ દૂર કરવા માટે રસ્તાઓ (જેની લંબાઈ ઇજનેર ખાતાની ગણતરી મુજબ શુમારે ૫૦ માઇલ થાય છે) ઉપર પુરતી રીતે છંટકાવ કરવાના સવાલનો જોઇએ તેવો સંતોષકારક નિકાલ થઇ શકયો નથી; તેનું કારણ કાંઇક ઇજનેર ખાતાની અને કંઇક તંદુરસ્તી ખાતાની ખામીઓ અને મુશ્કેલીઓ છે. પાણી છાંટવાની એક મોટર લૅારી મંગાવી છે તે થોડાક વખતમાં આવી પહોચતાં તેથી સુધારો થવા સંભવ છે.

**નરકની ટ્રામવે**—એ આ શેહેર માટેની એક ખાસ વસ્તુ છે. કોટની બ્હાર લગોલગ બળદોથી ખેંચાતી ફરતી રહી તે શેહેરનું સર્વ નરક ત્રણ માઇલ દૂર આવેલા બાગ ફરદોપમાં ઠાલવે છે, જ્યાં તે ખાડામાં નાંખી ધૂળ સાથે મેળવાય છે, તથા પછી તેનું ખાતર બનતાં વેચવામાં આવે છે.

કચરો ખસેડવાનું કામ પણ, હાલમાં કેટલુંક સુધર્યા છતાં, હજી સંતોષકારક નથી. થોડાક વખતમાં તે પણ મોટરોના સાધનથી વધારે સારી રીતે ખસેડી શકાસે એમ માનવામાં આવે છે.

**સુધારાની જરૂર**—જાહેર તંદુરસ્તીને લગતી બાબતોમાં લોકો વધારે કેળવાય એ જરૂરનું છે. તેમનામાં તંદુરસ્તી સાચવવાના ખરા માર્ગોનું ભાન જાગ્રત કરવાની પણ તેટલીજ જરૂર છે. થોડોક વખત થયાં સ્થપાયેલું સેનીટરી એસોસીએશન નામનું મંડળ ભાષણોથી, જાદુઇ ફાનસો વડે દેખાવોથી તથા આરોગ્યવર્ધક સૂચના વાળી ન્હાની ચોપડીઓના ફેલાવા વગેરેથી આ માર્ગે સારૂં કામ કરી રહ્યું છે, પરંતુ હજી તેની સફળકારક અસર જણાતાં ઘણો સમય જશે એમ લાગે છે. (મ્યુનીસીપાલીટી તેને દરવર્ષે રૂ. ૧૦૦૦ ની ગ્રાંટ આપે છે.) મ્યુનીસીપલ તંદુરસ્તી ખાતાનો નોકર વર્ગ, જેને પોતાની વાસ્તવિક ફરજો ઉપરાંત ખરૂં જોતાં પોતાના ખાતાને લગતી નહી એવી અનેક જાતની ફરજો પણ બજાવવી પડે છે, તેનામાં પણ લોકોની સહાનુભૂતિ મેળવતા રહી બરાબર કામ કરવા માટેની જાગ્રતિ લાવવાની જરૂર છે. અને ખંદાઇભર્યા ભંગીઓનાં તરેહ તરેહનાં છળ કપટોને પહોંચી વળી કામ અસરકારક રીતે સારૂં થાય તેને માટે સત્તાધારીઓની સખત દેખરેખની પણ ખાસ જરૂર છે.

**શેહેરની જરૂરીઆતો**—ઘણી બાબતોની લોકોની માગણીઓ હજી પુરી પાડ્યા વગરનીજ રહી છે. તેમને ચોખ્ખું અને પુસ્કળ પાણી જોઇએ છીએ. આખા શેહેરમાં ગટર તથા વરસાદના દિવસોમાં પાણી ભરાઇ ન રહે એવો શેહેરના રસ્તાઓનો ઢાળ જોઇએ છીએ. કોરા દિવસોમાં ધૂળનાં વાદળથી અને વરસાદના દિવસોમાં વેંત વેંત ઉંડા કાદવકીચડના ખાડાથી છુટકારો મેળવવા તેઓ માગે છે. આવા મ્હોટા શેહેરમાં, કે જ્યાં જુદે જુદે સ્થળે દશેક શાક મારકીટો જોઇએ ત્યાં એક પણ મારકીટ નથી એ તેઓ શોચનીય ગણે છે. તેમને શેહેરની સફાઈ રાખવા સારૂ ગાડાં ગાડીઓ વગેરેનાં પુષ્કળ સાધનોની

તંગી સાલે છે. ચેપી રોગોને સંભાળવા તથા સારવાર કરવા માટે સારી હોસ્પીટલોની, તથા સ્વચ્છ હવા પાણીની જરૂરવાળાં રોગીઓ માટે સેનેટોરીયમોની, તેઓ માગણી કરે છે. પાણી દવાઓ વગેરેની શુદ્ધાશુદ્ધતા તપાસવા વગેરે કામ માટે પ્રયોગશાળાની પણ જરૂર છે. મીલમજુરો તથા ગરીબોને માટે સારાં મકાનો, સ્વચ્છ પાણી, જાજરૂઓ વગેરેની ખામીઓ પણ દૂર કરવાની છે. નદી પારના વિસ્તારોનો પુરતો લાભ લેવા માટે એક બે બીજા પૂલ પણ જરૂરના છે.

મ્યુનીસીપાલીટીના વિદ્વાન અને કાર્યનિપુણ ચીફ ઓફીસર સાહેબ શ્રીયુત નર્મદાશંકર દેવશંકરે શેહેરના સુધારા વધારાની એક મહાન યોજના ઘડી કહાડી પ્રગટ કરી છે, તે સંબંધી નિર્ણય કરવા વિચાર ચાલે છે; પરંતુ તે અથવા બીજી કોઈ યોજના તાકીદે અમલમાં મુકવાની જરૂર છે. આજથી ૩૦ વરસ બાદ આપણી શી શી જરૂરીઆતો ઉભી થશે તેનો અગમચેતી વાપરી આજથીજ વિચાર કરી તે તરફ પગલાં લેવા મંડાય તોજ પહોંચી વળાય; તેને બદલે હાલ તો ૫૦ વરસ પાછળના માર્ગો લેવાય છે.

# ( ૫ ) વિનોદનાં સ્થળો.

## લેખકઃ—શ્રીયુત ડાક્તર માધવજી બી. મચ્છર.

(સબ આસિસ્ટંટ સર્જન.)

જીવનનિર્વાહના સામાન્ય વ્યવસાયથી પરવારી વિવિધ રીતે જનસમુદાય આનંદજનક વિનોદ વ્યવસાયમાં ચિત્તને પરોવે છે. વિનોદ કુદરતી રીતે સર્વને પ્રિય હોયછે. માનસિક વિકાસના પ્રમાણ અને પ્રકાર પ્રમાણે વિનોદના પ્રકાર પણ વિધવિધ તરેહના હોય છે. સમાજમાં સર્વને જુદી જુદી રીતે રૂચિકર થાય એવા વિનોદનાં સાધનો નિયત કરેલી જગ્યાઓમાં પૂરાં પાડવામાં આવે છે. નિર્દોષ આનંદ સાથે જ્ઞાનપ્રાપ્તિ અને જીવનના વિકાસક્રમમાં પ્રગતિ કરાવે તેવો વિનોદજ ખરો વિનોદ ગણાય. આ વાતને લક્ષ્યમાં લઇને જ જ્યાં જ્યાં આવાં વિનોદનાં સાધનો જનસમાજ માટે પૂરાં પાડવામાં આવેછે તે સ્થળોનોજ ઉલ્લેખ આ લેખમાં કરવામાં આવ્યો છે.

અમદાવાદનાં વિનોદનાં સ્થળોમાં કલબો, જીમખાનાઓ, એસોસીએશનો, બધરહુડ, નાટકગૃહો, સીનેમા થીએટરો, બગીચાઓ, મેળાઓ, ઉરસો અને નિયત થએલી જગ્યાએ ગરબાઓનો સમાવેશ થઇ શકે. કલબો, એસોસીએશનો જીમખાનાઓ અને બધરહુડ જેવાં સ્થલોનો લાભ આધુનિક પદ્ધતિએ ઉચ્ચ કેળવણી પામેલાજ લે છે. ક્વચિત ક્વચિત નાટકગૃહો અને સીનેમામાં પણ આ વર્ગ જોવામાં આવે છે. પરંતુ આ સિવાયનાં અન્ય વિનોદનાં સ્થલોમાં તો બહુધા થોડી કેલવણી પામેલો મધ્યમ વર્ગ અને શ્રમજીવી કારીગર તથા મજુર વર્ગજ જોવામાં આવે છે. સારી રીતે કેળવાયલો વર્ગ જેમાં વકીલો, ડાકટરો ઇજનેરો, ઉચ્ચ દરજ્જાના સરકારી નોકરો, શેઠીઆઓ ઇત્યાદિનો સમાવેશ થાયછે તે વર્ગ પાશ્ચિમાત્ય પદ્ધતિએ વિનોદને પ્રાપ્ત કરનારો હોઇ યુરોપાદિ દેશોમાં હોય છે તેવાં વિનો-

દનાં સાધનોનો લાભ લે છે; જ્યારે મધ્યમ અને ઇતર વર્ગ પુરાણી પદ્ધતિએ મેળા ઉરસો ગરબાઓ ઇત્યાદિ દ્વારા વિનોદ પ્રાપ્ત કરે છે. આ વર્ગને નિત્યના વિનોદ તરીકે કથા ભજન ઇત્યાદિ સાધનો હોય છે, અને હાલના જમાનામાં સીનેમા અને નાટકગૃહો પણ તેમની આ હાજત પૂરી પાડે છે. બહુધા આ વર્ગનો વિનોદ—વ્યાપાર, વિનોદની ખાતર વિનોદ નહિ પરંતુ ધર્મ સાથેજ વિનોદ સંકવાયલો રહે એ પદ્ધતિથી ચાલે છે. ત્યારે શ્રીમંત અને કેલવાયેલો વર્ગ વિનોદ ખાતરજ વિનોદ લેનારો અને તેથી યુરોપાદિ દેશોની ઢબના વિનોદસ્થલોનો ઉપયોગ કરનારો છે.

## કલબો.

૧ **ગુજરાત કલબ**—અમદાવાદમાં જુની અને સારી રીતે પ્રતિષ્ઠા પામેલી આ કલબ છે. ઇ. સ. ૧૮૮૮ના માર્ચની ૧૯મી તારીખે આ કલબ ભાડાના મકાનમાં સ્થાપવામાં આવી હતી. તેના આદ્ય ઉત્પાદક સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠ કહી શકાય. ઇ. સ. ૧૯૦૫ માં કલબે રૂા. ૧૨૦૦૦ ને ખર્ચે ભદ્રમાં એક મકાન પોતાને માટે બાંધ્યું છે, જે મકાનમાં હાલ કલબ ચાલુ છે. આ મકાનની હાલમાં કિમ્મત રૂ. ૫૦૦૦૦ ને આશરે થાયછે.

આ કલબની શરૂઆત ૨૪ સભ્યોથી થઇ હતી. આ ૨૪ સભ્યોમાંના મુંબઇ યુનીવરસીટીના વાઇસ ચાનસેલર સાહેબ સર ચીમનલાલ સેતલવાડ હાલમાં હયાત છે. હાલમાં આશરે પોણા સાતસેં સભ્યો છે, જેમાં ૪૨૫ અહીંના, ૧૫૦ બહારના, અને ૫૦ પેટ્રન છે.

કલબના ઉદ્દેશો શારીરિક, માનસિક અને બુદ્ધિ વિષયક વિનોદનાં સાધનો પૂરાં પાડવાં અને કલબના સભ્યોને અરસપરસ સામાજીક દૃષ્ટિએ વધતા અને વધતા સહવાસમાં આવતા કરવા એ છે.

કલબમાં વકીલો, ડોકટરો, ઇજનેરો, સરકારી નોકરો (મુખ્યત્વે અધિકારીઓ), વેપારીઓ, શેઠીઆઓ અને ગુજરાત તથા કાઠિયા-

વાડના રાજા અને રાજકુમારો સભ્ય છે. હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, યાહુદી પારસી ઈ૦ દરેક કોમના સભ્યો તેમાં ભાગ લે છે. રાજાઓ, ગાયકવાડ મહારાજા અને અમદાવાદ તેમજ મુંબઇના શેઠીઆઓ પેટ્રનો છે.

નવા માણસને સભ્ય કરવા માટે કોઈ પણ ચાલુ સભ્યની દરખાસ્ત કલબની મીટીંગમાં વધુ મતે પસાર થવી જોઇએ.

સભ્ય પાસેથી માસિક ફી રૂા. ૧-૪-૦ લેવામાં આવે છે, પરંતુ બાર મહિનાની સામટી ફી રૂ. ૧૨-૦-૦ છે અને દાખલ ફી જે પ્રથમ રૂા. ૩-૦-૦ હતી તે હાલમાં વધારીને રૂા. ૧૫-૦-૦ કરવામાં આવી છે.

કલબમાં ટેનીસ, બેડમીન્ટન, ક્રીકેટ, બીલીઅર્ડઝ, પીંગપોંગ, પતાની રમત અને શેતરંજ વગેરેની ગોઠવણ છે. વાંચનાલયમાં દેશનાં ઘણાંક મુખ્ય ઇંગ્રેજી અને ગુજરાતી વર્તમાનપત્રો અને માસિકો રાખવામાં આવે છે.

હાલમાં સરાસરી ૭૫ સભ્યો નિત્ય લાભ લે છે. કલબની વાર્ષિક આવક આશરે રૂા. ૫૦૦૦) છે અને જાવક પણ લગભગ તેટલી જ છે. ઇ. સ. ૧૯૧૮ માં કલબે ટેનીસ ટુરનામેન્ટમાં કપ મેળવ્યો હતો. આ કલબની બહુ સારી સ્થિતિ સ્વ. મી. ચીમનલાલ નરભેરામ બેરીસ્ટરના લાંબા વખત સુધી સેક્રેટરી તરીકેના અથાક શ્રમને આભારી છે.

**૨. અમદાવાદ જીમખાના કલબઃ**—આ કલબ કેન્ટોનમેન્ટમાં છે અને મુખ્યત્વે યુરોપીઅનોજ તેના સભ્યો છે. ઇ. સ. ૧૮૯૫ ના ઓગસ્ટની ૧૯ મી તારીખે તે સ્થાપન થઇ હતી. અત્યારે આસરે ૫૦ સભ્યો તેમાં છે. સભ્યોના ત્રણ વર્ગ છે; જાથુકના, હંગામી અને મુલાકાત લેવા આવનારાઓ. ટેનીસ, બીલીઅર્ડઝ, બેડમીન્ટન, ગોલ્ફ ઇત્યાદિ રમત ગમતનાં સાધનો પૂરાં પાડવામાં આવે છે. ધર્મ કે જ્ઞાતિનો ભેદ પાળવામાં આવતો નથી.

**૩. રીફોર્મ કલબઃ**—ગુજરાત કલબના અનુકરણરૂપ આ

સંસ્થા લાલ દરવાજા ગ્રાઉન્ડ પાસે ખાનપુરના રસ્તા ઉપર આવેલી છે. નાત જાતના ભેદ વિના સર્વ કોઈ તેના નિયમો પ્રમાણે સભ્ય થઇ શકે છે. ટેનીસની સગવડ સારી છે. વળી પતાં, સેતરંજ ઈત્યાદિ રમત ગમતની પણ તેમાં સગવડ છે.

**૪. ઇન્ડસ્ટ્રીઅલ કલબ**—આ કલબ ઇ. સ. ૧૮૯૬ ના જુલાઇની ૧૨ મી તારીખે સ્થાપવામાં આવી છે. રા. દામોદરદાસ જમનાદાસ તુલાટ, ગુજરાત સ્પીનીંગ મીલના મેનેજરે કલબની સ્થાપનામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો. મકાન ભાડાનું છે, હાલમાં પાંચકુવા ચાર રસ્તા પાસે સ્વદેશી સ્ટોર્સ ઉપરના મેડામાં આ કલબ બેસે છે.

ઉદ્દેશોઃ—શારીરિક અને માનસિક વિનોદ પ્રાપ્તિ અર્થે, કલબના સભ્યો અરસપરસ સહવાસથી વિચારોનો વિનિમય કરી જ્ઞાનની પ્રાપ્તિ કરે, તથા હુન્નર ઉદ્યોગની જ્ઞાન પ્રાપ્તિમાં એક બીજાને મદદ કરી શકે તેટલા માટે કલબ સ્થાપવામાં આવી છે.

દાખલ ફી રૂ. ૩–૦–૦ છે, માસિક ફી રૂ. ૧–૦–૦ અને વાર્ષિક ફી સામટી રૂ. ૧૦–૦–૦ રાખવામાં આવી છે. આ કલબમાં શેઠીઆઓ, મીલના વ્યવસ્થાપકો, ઈજનેરો, કાંતનારાઓ, વણનારાઓ, પીંજનારાઓ, રસાયણિક કામ કરનારાઓ ઇત્યાદિ હુન્નર ઉદ્યોગમાં ભાગ લેનારાઓ સભ્ય થઇ શકે છે. નવા સભ્ય કરવા માટે કોઇ પણ સભ્યની દરખાસ્ત બહુમતીથી સભામાં પસાર થવી જોઇએ. સારા માનવંતા ગૃહસ્થને રૂ. ૨૦૦) ની ફી લઇ પેટ્રન કરવામાં આવે છે.

કલબમાં ગંજીફો, પીંગપોંગ, શેતરંજ, ઇત્યાદિ રમતોનાં સાધનો છે; શરૂઆતમાં ૨૫ સભ્યો હતા તે વધીને ૨૦૦) સભ્યો થયા હતા, પરંતુ હાલમાં ફકત ૩૦ સભ્યોજ છે.

**૫. મરચંન્ટસ કલબ**—વેપારી વર્ગના કેટલાક ઉમંગી ગૃહસ્થોએ વેપારી વર્ગના લાભ માટે આ કલબ ઇસ. ૧૯૧૯ માં સ્થાપી. હાલમાં એલીસબ્રીજને સામે છેડે શેઠ મંગળદાસના મકાનમાં તે મળે છે.

ઉદ્દેશોઃ—વાણિજ્યના પ્રશ્નોપર વિચાર ચલાવવા અને સભ્યોમાં

પરસ્પર સહાયક થવાની ભાવનાનો પ્રચાર કરવાના હેતુથી કલબ સ્થાપી છે. સભ્ય થવા ઇચ્છતા ગૃહસ્થે અરજી આપવી પડે છે અને તે અરજી કલબમાં બહુમતે પસાર થયે અરજી કરનાર ગૃહસ્થને દાખલ કરવામાં આવે છે. દાખલ ફી. રૂ. ૧૦-૦-૦, માસિક ફી. રૂ. ૧-૦-૦ અને વાર્ષિક ફી. રૂ. ૧૦-૦-૦ છે. બહારના સભ્યો માટે વાર્ષિક ફી. રૂ. ૩-૦-૦ છે.

શરૂઆતમાં ૪૦ સભ્યો હતા. હાલમાં લગભગ ૯૫ સભ્યો છે.

વિનોદના સાધનો તરીકે ક્રીકેટ, બેડમીન્ટન, પીંગ પોંગ; પત્તાં, શેતરંજ ઇત્યાદિ છે.

વાર્ષિક આવક આશરે રૂ. ૧૦૦૦) અને ખર્ચ લગભગ રૂ. ૭૦૦) નું છે. હાલમાં લગભગ બધા સભ્ય હિંદુ વેપારીઓ છે, પરંતુ ધર્મ કે જાતિનો ભેદ સભ્ય કરવામાં રાખવામાં આવતો નથી.

**૬. મ્યુઝીક કલબ**—સંગીતના શોખીનોને એકત્ર કરી સંગીત શિક્ષણને સારા પાયા પર મૂકવા અને અન્યોન્યને આ વિષયમાં સહાયક થવા તથા સંગીત વિનોદ કરવા આ સંસ્થા સ્થપાયલી છે. મીશન સ્કૂલની સામેના મકાનમાં આ સંસ્થા હાલ છે.

**૭. લેડીઝ કલબ**—ભોળાનાથ સારાભાઇ લીટરરી ઇન્સ્ટીટયુટની દેખરેખ નીચે આ કલબ ચાલે છે. ઇન્સ્ટીટયુટના મકાનમાં ઍાલીફંટ રોડ ઉપર ફીમેલ ટ્રેનીંગ કોલેજ સામે આવેલી છે. તેમાં સ્ત્રીઓ માટે મફત પુસ્તકાલય છે અને ટેનીસ કલબ છે. શહેરની સુશિક્ષિત સન્નારીઓ સભ્ય છે. પુસ્તકાલયનો લાભ સર્વ સ્ત્રીઓને છુટથી મળે છે.

**૮. પારસી જીમખાના**—લાલ દરવાજા ગ્રાઉન્ડ પાસે ખાનપુર જવાને રસ્તે આ સંસ્થા આવેલી છે. મકાન સાદું પણ સગવડ વાળું છે. ટેનીસ રમવાની સગવડ કરવામાં આવી છે. માત્ર પા । માટેજ આ સંસ્થા છે.

**૯ યંગમેન્સ એસોશીએશન**—આ સંસ્થા હિન્દુ

ઇ. સ. ૧૯૧૯ માં ખોલી છે, તેનું ભાડાનું મકાન મુંબઈ બેંક પાસે ભદ્રમાં આવેલું છે. વિનોદનાં સાધનો પૂરાં પાડવાં અને વાંચનાલય તથા ભાષણો દ્વારા તથા અરસપરસ સહવાસ અને વિચાર વિનિમયથી જ્ઞાનવૃદ્ધિ કરવા અર્થે આ સંસ્થા ઉત્પન્ન થઈ છે. દાખલ ફી રૂ. ૧૦), માસિક ફી. રૂ. ૧) અને વાર્ષિક ફી રૂ. ૧૨) છે; બહારગામના સભ્યોની વાર્ષિક ફી રૂ. ૩) અને દાખલ ફી રૂ. ૧૦) છે. ક્રીકેટ, પીંગપોંગ, પતાં, શેતરંજ ઇત્યાદિ રમતોનાં સાધનો રાખવામાં આવે છે. એક નાનું વાંચનાલય પણ છે. હાલમાં મુખ્યત્વે વેપારી યુવક વર્ગજ તેનો લાભ લે છે. ફકત હિંદુઓજ આ સંસ્થાનો લાભ લઈ શકે છે. શરૂઆતમાં ૧૫) સભ્યો હતા, હાલ ૭૫) છે. વાર્ષિક આવક લગભગ રૂ. ૧૦૦૦) અને ખર્ચ આશરે રૂ. ૮૦૦) નું છે.

**૧૦. સ્ટુડન્ટસ બ્રધરહુડ**—કોલેજના વિદ્યાર્થીઓ, ગ્રેજ્યુએટો, શેઠીઆઓ, અને સંભાવિત ગૃહસ્થો આ સંસ્થામાં ભાગ લે છે. રંગભુમિપર આ સંસ્થાએ ઘણી વખત પોતાના સભ્યો પાસે નાટકના ખેલો રજુ કરાવી ઉપજ ધર્માદા ખાતાઓમાં આપેલી છે. ક્રીકેટનો લાભ તેમના સભ્યો ઠીક લે છે.

**૧૧. મેડીકલ જીમખાના**—અમદાવાદની બી. જે. મેડીકલ સ્કૂલના વિદ્યાર્થીઓના લાભ માટે આ જીમખાના સીવીલસર્જન કરનલ એચ. એનેટે વિદ્યાર્થીઓ પાસે સ્થપાવ્યું છે. વાર્ષિક ફી રૂ. ૪) અને એક ટર્મના રૂ. ૨) લેવામાં આવે છે. સ્ત્રી વિદ્યાર્થીઓ સિવાય દરેક વિદ્યાર્થીને ફરજ્યાત રીતે સભ્ય થવું પડે છે. ક્રીકેટ, ટેનીસ, ફુટબોલ, અને હોકીનાં સાધનો પૂરાં પાડવામાં આવે છે.

**૧૨. યંગ મેન્સ મોહમેડન એસોશીએશન**—આ સંસ્થા મુસલમાન ભાઇઓએ પોતાના લાભ માટે સ્થાપેલી છે. મકાન ભાડાનું, ત્રણ દરવાજા પાસે મેડા ઉપર છે. વિનોદનાં સાધન તરીકે ક્રીકેટ, વાંચનાલય, અને પુસ્તકાલય રાખવામાં આવેલાં છે.

## નાટયગૃહો

**૧. આનંદભુવન થીએટરઃ**—આ નાટકશાળા ઘીકાંટે સીવીલ હોસ્પીટલની બાજુમાં શાહપુર જવાનો રસ્તો છે, તેના ઉપર આવેલી છે. માલિક શેઠ અંબાલાલ સારાભાઈ છે. આ નાટકશાળા સને ૧૮૯૩ માં બાંધવામાં આવી છે. તેની બાંધણી સાદી પણ મજબુત છે. સારી આવક થાય તેટલી જગ્યા પ્રેક્ષકો માટે પૂરી પાડવામા આવી છે. નાટક કંપનીના કામદારોને પણ રહેવા તેમાં ચાલો બાંધેલી છે.

**૨. શાન્તિભુવન થીએટરઃ**—આ નાટકશાળા ઘીકાંટાના રસ્તા ઉપર સીવીલ હોસ્પીટલ પાસે બ્રહ્મચારીની વાડીમાં આવેલી છે. તેના માલિક શેઠ ચંદુલાલ દલસુખરામ છે. તે ઇ. સ. ૧૯૦૦ માં બાંધવામાં આવી છે. મકાન પાકું છે. અંદરથી સુશોભિત છે. નાટકના કામદારો માટે તેમાં રહેવાની સગવડ કરવામાં આવી છે. પ્રેક્ષક વર્ગ માટે વધારે જગ્યા રોકવામાં આવી છે.

**૩. ભારતભુવન થીએટરઃ**—ઘીકાંટા ગેટ સામેની ગલીને નાકે ઇ. સ. ૧૯૨૧ માં રા. અજીતસિંહ મણીભાઈ હઠીસંગ વાળાએ બંધાવી છે. મકાન બહુ સારી ઢબનું છે. તેમાં શ્રોતાવર્ગ મોટા પ્રમાણમાં સમાઇ શકે તેવી સગવડ છે. અંદર અને બહારથી બહુ સુશોભિત છે.

## સીનેમા ગૃહો.

**૧. ગેઇટી થીએટરઃ**—આ થીએટર લગભગ ૧૧ વર્ષ પહેલાં નાટક કંપનીને ઉપયોગી થાય તેવી રીતે બંધાયેલું હતું, પરંતુ સીનેમાનો દોર વધારે જામતાં તેને સીનેમા ગૃહમાં ફેરવી નાખવામાં આવ્યું છે રીચીરોડ ઉપર જુની મુંબઈ બેંકવાળા કમ્પાઉન્ડની અંદર તે આવેલું છે. મકાન બહુ સુશોભિત અને પાકું છે.

**૨. સીનેમા ડી ફ્રાન્સઃ**—આ સીનેમાના માલીકોએ પોતા

માટે રીચીરોડ પુલ પાસે કામચલાઉ સામાનવાળું ન્હાનું મકાન બાંધ્યું છે. થોડી જગ્યામાં સગવડ કરી લેવા પ્રયત્ન કર્યો છે, પરંતુ તેમાં બેઠકોની સગવડ ઓછી તથા ફરનીચર બહુ જુનાં છે.

**૩. ક્રાઉન સીનેમાઃ**—ગેઈટી થીએટરની પાછળ સીનેમાના માલીકે પોતા માટે બંધાવ્યું છે. બેઠકની સગવડ ઠીક છે.

**૪. ઇંગ્લીશ સીનેમાઃ**—પાંચકુવા દરવાજા પાસે સીનેમાના માલીકે પોતા માટે બંધાવ્યું છે. અંદર સગવડ ઠીક છે.

**૫. ઇમ્પીરીઅલ સીનેમાઃ**—સ્ટેશન પાસે સીનેમાના માલીકે પોતા માટે બંધાવ્યું છે. તે ન્હાનું છતાં સુઘડ અને સારા ફરનીચરવાળું છે.

**૬. ઇગલ સીનેમાઃ**—આ સીનેમાના માલીકોએ પોતા માટે એલીસ્બ્રિજ રોડ ઉપર રા. બ. રમણભાઇના ઘર સામે સને ૧૯૨૧ માં બંધાવ્યું છે. થીએટર સગવડવાળું સુઘડ અને મજબુત છે.

## બગીચાઓ.

**૧. વિક્ટોરિયા ગાર્ડનઃ**—આ બગીચો બીજા બગીચાઓ કરતાં વધારે મોટો અને સુન્દર, ભદ્રના કિલ્લાની બહાર એલીસ્બ્રિજ રોડને છેડે, બારીના આરા પાસે, આવેલો છે. આ બગીચો મ્યુનિસિપાલીટીએ તૈયાર કરાવેલો છે. પ્રથમ આ બગીચાની જગ્યાએ ભદ્રમાં આવેલી જુની જેલના કેદીઓ પાસેથી ખેતી કરાવવામાં આવતી. ત્યાં વનસ્પતિ ઇત્યાદિ ઉગાડવામાં આવતું હતું. જુની જેલ ભદ્રમાંથી નીકળી ગયા પછી આશરે ૧૬-૧૭ વર્ષ અગાઉ મ્યુનિસિપાલીટીએ આ જગ્યાએ આ બગીચો કર્યો. તેમાં મહારાણી વિકટોરીઆનું બાવલું જોવા લાયક છે. વળી એક બેન્ડસ્ટેન્ડ પણ છે, પરંતુ મ્યુનિસિપાલીટી બેન્ડ વગડાવવાનું ખર્ચ હાલમાં વેઠી શકતી ન હોવાથી થોડો વખત જ બેન્ડ વગડાવી તે બંધ કરાવ્યું છે. બગીચાનો લાભ લગભગ

તમામ વર્ગ લે છે; પરંતુ મુખ્યત્વે મધ્યમ વર્ગના શિક્ષિત લોકો તેમાં નિયમિત રીતે જતા જોવામાં આવે છે.

**૨. કારંજનો બગીચો:**—આ બગીચો ભદ્રના કિલ્લા સામેના ચોકમાં બદામના આકારનો અથવા બગીચાવાળી નાની એક બોટ હોય તેના જેવો દેખાય છે. કારંજમાં વેપાર અર્થે આવતા મુસલમાન ભાઈઓ અને બીજા કારંજના લોકો તેનો આખો દિવસ સારો લાભ લે છે.

**૩. માધવબાગ:**—લગભગ દસ વર્ષ પહેલાં સર ચીનુભાઈ માધવલાલે તેમના સદ્દગત પિતાશ્રી માધવલાલની યાદગીરીમાં બંધાવ્યો છે. આ બગીચો સારંગપુર દરવાજા બહાર છે. સ્ટેશન યાર્ડ અને મીલો નજીકમાં હોવાથી રેલ્વે કામદારો, મીલમજુરો, અને સારંગપુર તથા પાંચકુવા લત્તાના લોકો, તેનો સારો લાભ લે છે. બગીચો નાનો પણ સુંદર છે. તેમાં સર ચીનુભાઈના પિતામહ રણછોડલાલનું સુંદર બાવલું મૂકવામાં આવ્યું છે.

**૪ નગીનાવાડી** ( કાંકરીયું તળાવ ):—અમદાવાદમાં કાંકરીયું તળાવ એ જોવા લાયક સ્થળોમાં અગ્રસ્થાન ભોગવે છે. શહેરથી દૂર ફરવા જઈ શાન્તિમાં વિનોદ લેનારા શોખીનો માટે આ સ્થળ અતિ ઉત્તમ છે. તળાવની મધ્યમાં બેટ જેવો ટેકરો છે, જેનાપર એક બગીચો બાંધવામાં આવ્યો છે, તે નગીનાવાડીના નામથી પ્રસિદ્ધ છે. આ નગીનાવાડીને અને તળાવના ફરતા રસ્તાને એક નાના રસ્તા અને પૂલથી જોડી દેવામાં આવ્યો છે. આ રસ્તેથી લોકો નગીનાવાડીમાં જાય છે. તેની એક બાજુએ માળ ઉપરનું ધાબું સુંદર અને મજબુત બાંધેલું છે. તેના ઉપરથી પૂર્વ અને ઉત્તર દિશાએ આવેલાં મીલોનાં ભૂંગળાનું દ્રશ્ય, આસપાસનાં ખેતરો અને મકાનોનું દ્રશ્ય, ખાસ કરીને વર્ષાઋતુમાં, અતિ રમણીય દેખાય છે. ધાબાની એક ભીંતમાં આરસપહાણમાં એક લેખ અંગ્રેજીમાં કોતરેલ છે, તે નીચે પ્રમાણે છે.

હૉઝ. ઇ. કુતબ.

યાને

કાંકરીયું તળાવ.

સને ૧૪૫૨ હીજરી ૮૫૬

અમદાવાદના બાદશાહ કુતુબુદીનશાહે

બાંધવાનું સરૂ કર્યું.

ઇ. સ. ૧૮૭૯ માં કલેક્ટર મી. એ. એ.

બોરાડેઇલે સમારકામ કરાવી

સમું કરાવ્યું.

૫ **દીલ્લી દરવાજાનો બગીચો:**—આ બગીચો હાલ થોડા વખતથી જ મ્યુનીસીપાલીટી તરફથી કરવામાં આવ્યો છે. તે નાનો અને હજુ ઉધરતી દશામાં છે.

## મેળાઓ.

૧ **નરસિંહજીનો મેળો:**—કાર્તિક સુદ ૧ ને દિવસે ગોમતીપુરમાં નરસિંહજીનો હિન્દુઓનો મેળો ભરાય છે.

૨ **ધનુષધારી માતાનો મેળો**—અશાડ સુદ ૧૫ ને દિવસે કાળુપુર દરવાજા બહાર નરોડાને રસ્તે ધનુષધારી માતાના મંદિર પાસે ભરાય છે.

૩ **દુધેશ્વરનો મેળો:**—સાબરમતી નદી ઉપરના રેલ્વેના પુલ પાસે આવેલા દૂધેશ્વરના આરા પાસે દધિચિ ઋષિના જીવનના મહાત્મ્યમાં આ મેળો અશાડ વદ ०)) ને દિવસે ભરાય છે.

૪ **બિલાડીના બાગનો મેળો**—શ્રાવણ માસના પહેલા

સોમવારને દિવસે દરિયાપુર દરવાજા બહાર બિલાડીના બાગમાં ભરાય છે. સદરહુ બાગમાં મહાદેવનું દેવાલય છે. દર્શનનો મહિમા સારો છે.

**૫ શાહવાડીનો મેળો:**—શ્રાવણ માસના બીજા સોમવારને દિવસે જમાલપુર દરવાજા બહાર કાશીવિશ્વનાથના મંદિર પાસે ભરાય છે.

**૬ સુખરાય અને જાગનાથનો મેળો:**—શ્રાવણી ત્રીજા સોમવારે કાંકરીયા તળાવની પાસે થઇને પૂર્વ તરફ જતાં પ્રથમ આવતા જાગનાથ મહાદેવનો અને તેથી કેટલેક છેટે આવેલા સુખરાય મહાદેવનો આ મેળો કહેવાય છે, પરંતુ ઘણાક લોકો તો કાંકરીયા તળાવ સુધીજ જઈ આનન્દ પૂરો કરે છે.

**૭ ખડગધારેશ્વરના મેળા:**—શ્રાવણ વદ ૭ અને ૮ ને દિવસે દીલ્હી દરવાજા બહાર હઠીસંગની વાડી પાસે ભરાય છે. કેમ્પમાં ખડગધારેશ્વર—ભીમનાથનું શિવાલય છે, ત્યાં દર્શન અર્થે લોકો જાય છે. ભીમ નામના દૈત્યને શિવજીએ ખડગ ધારણ કરી આ જગ્યાએ આ બે દિવસે યુદ્ધ કરી માર્યો છે. ત્યારથી ભીમનાથ એવું નામ ખડગધારી શિવજીનું આપી આ જગ્યાએ દેવાલયમાં તેમની સ્થાપના કરવામાં આવી છે.

**૮ નીલકંઠ મહાદેવનો મેળો**—શ્રાવણ વદી અમાવસ્યાને દિવસે અસારવા પાસે આવેલા નીલકંઠ મહાદેવના મંદિરમાં ભરાય છે. તે વખતે નીલંકઠ મહાદેવને મંદિરે લોક દર્શનાર્થે ટોળે મળે છે.

**૯ ખડગ ધારેશ્વરનો મેળો**—ભાદરવા શુદ ૮ને દિવસે દીલ્હી દરવાજા બહાર ભરાય છે. આ દિવસે પણ લોકો ટોળેને ટોળે ભીમનાથ મહાદેવના દર્શન માટે કેમ્પ સુધી જાય છે.

**૧૦ દસેરાનો મેળો**—આસો સુદ ૧૦–દસેરા–ને દિવસે કાંકરીયા તળાવ ઉપર ભરાય છે. આ મેળામાં શેઠ શાહુકારો પોતાના ગાડી ઘોડા દોડાવવાનો બહુ ઉમંગ ધરાવે છે.

**૧૧ રણછોડજીનો મેળો**—સારંગપુર દરવાજા બહાર આશો શુદ ૧૫—માણેકઠારી પૂનેમની રાત્રે ભરાય છે. મેળાનું બીજું નામ માણેકઠારી પૂનેમનો મેળો કહેવામાં આવે છે.

**૧૨ પીરાણાના મેળાઓ**—દર મહિનાની શુદ બીજને દિવસે અમદાવાદ પાસેના પીરાણા ગામમાં પીરાણાના ધર્મને પાળનાર મોમનાઓ તથા પાટીદારોનો મેળો ભરાય છે.

આ ઉપરાત રથજાત્રાનો, રામનવમીનો, ઋષિપંચમીનો ઇ૦ મેળા પણ ભરાય છે.

## (મુસલમાનના) ઉરસો.

**૧ પીરાનપીરનો ઉરસ**—જમાલપુર દરવાજે માગશર માસમાં રબી-ઉલ-આખરની તા. ૧૦-૧૧ ને રોજ બે દિવસ હઝરત પીરાન પીર સાહેબનો ઉરસ ભરાય છે.

**૨ મદારનો ઉરસ**—પોષ માસમાં મચ્છી બજારમાં થાય છે.

**૩ શાહઆલમનો ઉરસ**—શાહઆલમના રોજામાં જમાદી-ઉલ-આખરની તા. ૧૯ મીથી ત્રણ દિવસ સુધી ભરાય છે.

**૪ સરખેજનો ઉરસ**—વર્ષમાં બે વખત, શવ્વલની તા. ૧૪ મીએ તથા જમાદી-ઉલ-અવલની તા. ૧૦ મીએ સરખેજના રોજામાં થાય છે. દર વખતે ત્રણ દિવસ ઉરસના હોય છે.

**૫ પીરમદશાહનો ઉરસ**—અશાડ શ્રાવણ માસમાં જમાદી-ઉલ-અવલની તા. ૨૬ મીએ પીરમદશાહના રોજામાં ભરાય છે, તે ત્રણેક દિવસ ચાલે છે.

**૬ સુલતાન બાદશાહનો ઉરસ**—અશાડ શ્રાવણમાં થાય છે.

**૭ શિયા વહોરાઓનો ઉરસ**—વહોરાઓના મુલ્લાં સાહેબના રોજામાં જમાદી-ઉલ-આખરની ૨૭ મી તારીખે ભરાય છે.

આ સિવાય બીજા નાના ઉરસો ઘણા થાય છે.

## ગરબાઓ.

ગરબાઓના ખાસ કરીને નિયત સ્થાનો નથી. ફક્ત ભદ્રકાળી માતાના મંદિર પાસેનો ગરબોજ નિયમિત રીતે તે સ્થાનપર નવરાત્રિમાં થાય છે. અન્ય લત્તાઓમાં જુદી જુદી જગ્યાએ ગરબાઓ ગવાય છે. ગરબાઓમાં સ્ત્રીવર્ગ માતાજીની ગરબી અને અન્ય મધુર સંગીતમય ગરબાઓ ગાય છે, અને પોતાના સંગીતના શોખને વિના સંકોચે આ પ્રસંગે વ્યક્ત કરે છે. પુરૂષવર્ગ આ સંગીતનું શ્રવણ કરી આનંદ લે છે.

આ સિવાય માહાભારતની કથાઓ જે માણીયાભટ્ટો મહોલ્લે મહોલ્લે બારેમાસ રાત્રિએ બેત્રણ કલાક કહે છે, તે, અને ભક્તજનોની ભજનમંડળીઓનાં ભજનો ઘણી જગ્યાએ રાત્રે થતાં જોવામાં આવે છે. સાદું જીવન ગાળનાર વર્ગમાંનો મોટોભાગ આ રીતે વિનોદ અનુભવે છે, અને તેથી સત્સંગના લાભની પ્રાપ્તિ પણ તેમને થાય છે.



# ખ. ઇતિહાસ.

## અમદાવાદનો ઇતિહાસ.

( ઇ. સ. ૧૪૧૧ થી ૧૯૨૧. )

લેખકઃ શ્રીયુત રામમોહનરાય જસવંતરાય દેસાઇ.
તંત્રી, સુન્દરીસુબોધ.

૧.

**અમદાવાદની સ્થાપનાઃ ઇ. સ. ૧૪૧૧.**

ગુજરાતની રાજ્યધાની, અમદાવાદ ( અહમદાબાદ ) શહેરની સ્થાપના ઇ. સ. ૧૪૧૧ માં થઇ હતી.* દિલ્હીની શહેનશાહતનો કાબૂ જેમ જેમ ઓછો થયો, તેમ તેમ હિન્દુસ્થાનના જૂદા જૂદા પ્રાન્તોના સૂબાઓ સ્વતંત્ર થવા લાગ્યા હતા. ગુજરાતમાં પણ એમજ બન્યું. અમદાવાદ વસાવી હેને પોતાનું પાટનગર બનાવનાર સુલતાન અહમદશાહ (પ્હેલા)ના બાપ તથા દાદાએ સ્વતંત્રતા ધારણ કરી હતી. પોતાના પિતાનું અવસાન પ્રથમ જ થયેલું હોવાથી, દાદાના મરણ પછી અહમદશાહ સુલતાન તરીકે ગાદીએ આવ્યો હતો.† આ વખતે ગુજરાતની રાજધાની, રાજપૂત રાજાઓના જૂના શહેર, અણહિલવાડ (પાટણ)માં હતી.

અહમદશાહે અમદાવાદ વસાવ્યું, હેના સંબંધમાં અનેક દંતકથાઓ ચાલે છે. એમ કહેવાય છે કે આ શહેર વસ્યું, તે જગોએ આસ્તોડિયા અથવા અસાવળ§ નામનું પુરાતની ગામ હતું. ત્યાં

---

* અમદાવાદની સ્થાપનાની સાલ વિશે વિદ્વાનોમાં મતભેદ જણાય છે. ઈ. સ. ૧૪૧૧ ઉપરાન્ત, ૧૪૧૨, ૧૪૧૩, ૧૪૧૪, ૧૪૨૩ તથા ૧૪૨૬ ની સાલો અપાયલી પણ જોવામાં આવી છે.

† મિરાતે અહેમદી ( મુસલમાની સમયના એક ઇતિહાસ ) ઉપરથી જણાય છે કે અહમદશાહે પોતાના દાદાને ઝેર આપી મારી નાંખ્યો હતો.

§ એજ હાલનું અસારવા (નામનું શહેરનું પરૂં છે તે) હોવું જોઈએ.

આશાભીલ નામે ઠાકોર હતો, ત્હેને તેજાં નામે એક ઘણી ખૂબસુરત પુત્રી હતી. આ બાઇને પાટણના બાદશાહના ઘોડાવાળા સાથે દોસ્તી હતી; તેથી ત્હેને મળવાને તે રાવત સુલતાનના ખાસ સ્વારીના ઘોડા ઉપર બેસીને વારંવાર જતો. એક દિવસ આ હકીકત અહમદશાહના જાણવામાં આવી, ત્યારે ઘોડાવાળાએ પોતાના બચાવમાં કહ્યું કે "હું તો ફક્ત હઝરતને ખાતર જ (બાદશાહને લાયક કોઇ બેગમ મળે ત્હેને માટે) મહેનત કરૂં છું. આ પછી ત્હેણે તેજાંની અસાધારણ ખૂબસુરતી અને બુદ્ધિનાં ઘણાં વખાણ કર્યાં. તે સાંભળીને અહમદશાહ લલચાયો અને છુપી રીતે અસાવળ આવીને એ યુવતીને જોતાં તરત જ તે મોહ પામ્યો. તેથી પાછો પાટણ ગયો અને થોડા દિવસમાં મ્હોટું લશ્કર લઇને આશા ભીલ ઉપર ત્હેણે ચ્હડાઇ કરી. તે ભીલ ઠાકોર શરણે આવ્યો, ત્યારે ત્હેની પુત્રી સાથે લગ્ન કરવાની સુલતાને માગણી કરી. આ વાત તે ભીલે નિરૂપાયે કબૂલ કરી અને તેજાં બાદશાહની બેગમ બની જનાનામાં દાખલ થઇ. પરન્તુ એ નવી બેગમને પાટણમાં ગમતું ન્હોતું. તેથી વખતો વખત તે પોતાની જન્મભૂમિની પ્રશંસા કર્યાં કરતી અને સાબરમતીનો પ્રદેશ કેવી ઉત્તમ આબોહવા વાળો છે, ત્હેનો જાતે અનુભવ કરી આવવા અહમદશાહને કહેતી. એક વખત સુલતાન શિકાર રમવાને નીકળતાં અસાવળ તરફ આવી પહોંચ્યો. અહિં એક સસલાએ જાળામાંથી નીકળી આવીને પોતાના શિકારી કૂતરાઓની સ્હામે પણ ટક્કર ઝીલી, એમ ત્હેણે જોયું; આથી એની બેગમે કરેલાં આ ભૂમિનાં વખાણ એને ખરાં લાગ્યાં અને એ પળમાં ત્હેણે નિશ્ચય કર્યો કે આ સ્થળમાં જ પોતાની રાજધાની વસાવવી.

આ સંબંધમાં એક (બહુ જાણીતી) કહેવત ચાલે છે કેઃ–

"કુત્તેપર જહાં (જબ) સસ્સા આયા,
"વહાં (તબ) શાહને શેહેર બસાયા."

અહમદશાહે એ પ્રમાણે પોતાની સલ્તનતના પાટનગર તરીકે

પસંદ કરેલી આ જગો અપ્રસિદ્ધ ન હતી; એટલું જ નહિં, પણ અહિં આવેલું આસાવળ પુરાતન કાળમાં મ્હોટું ગામ હતું અને હિન્દુસ્થાનના વ્યાપારના રાજમાર્ગ ઉપર હોઈ, દેશ પરદેશમાં જાણીતું હતું. બારમા સેકામાં તે સારી વસતિવાળું, ઉદ્યોગી, વ્યાપાર અને હુન્નરકળાવાળું, તથા ધનવાન હતું,–એમ પરદેશી મુસાફરોના અહેવાલ ઉપરથી જણાય છે. અને તે પહેલાં એટલે અગિયારમા સૈકામાં (૧૦૭૨–૧૦૯૪ લગભગ) પાટણના ચાલુક્ય (સોલંકી) મહારાજા કરણે આ જ સ્થળમાં કર્ણાવતી નામનું શહેર વસાવી પોતાની રાજધાની કરી હતી,* જેને લોકો શ્રીનગર તથા રાજનગર પણ કહેતા. ( આ "રાજનગર" નામ આજ પણ અમદાવાદને માટે વપરાય છે. ) પરન્તુ કરણ રાજાના સમયની આગળ એટલે દશમા સૈકામાંથે ગુજરાતનાં મુખ્ય સ્થળોના વિદેશીઓએ કરેલા વર્ણનોમાં આસાવળનું નામ જોવામાં આવે છે.

સુલતાન અહમદશાહે ઈ. સ. ૧૪૧૧ ના માર્ચની તા. ૪ થીના શુભ દિવસે અમદાવાદનો પાયો નાંખ્યો હતો. આ સંબંધમાં એવી વાત ચાલે છે કે બાદશાહે, પોતાના ગુરૂ ધર્માત્મા શેખ અહમદ ખટ્ટુની મદદથી, રાજ્યધાની વસાવવા માટે ખુદાની રજા માગી હતી; અને ફિરસ્તા ( દેવદૂત ) તરફથી એવી સલાહ મળી હતી કે જો–કદિપણ પોતાની નિમાઝ (નિત્ય પ્રાર્થના) ચૂક્યા ન હોય, એવા-ચાર અહમદ નામના પુરૂષો તને મળી આવે, તો જ તેનું નવું શહેર

હમ્મેશાંને માટે કાયમ થાય. આ ઉપરથી આખા રાજ્યમાં તપાસ કરતાં બે સાધુ પુરૂષો તો મળી આવ્યા; શેખ અહમદ ત્રીજા, અને સુલતાન પોતે ચોથો હતો. એ રીતે ચાર પવિત્ર અહમદો ઉપરાન્ત શહેરની સ્થાપનામાં બાર બાબાઓએ પણ આધ્યાત્મિક સહાય કરી હતી, એમ કહેવાય છે.

શહેર વસાવવાને સુલતાન પાટણથી ઘણું ભારે લશ્કર તથા પચાસ લાખ રૂપિયા લઇને આવ્યો અને ત્હેને શરૂઆતમાં કેટલીક મુસ્કેલીઓ નડી તે દૂર કર્યાં પછીજ શહેરની સ્થાપનાનું કામ તે આગળ ચલાવી શકયો હતો. આ વખતે માણેક ચોક અને માણેક બુરજ, એ નામોથી જેની યાદગીરી હમ્મેશને માટે કાયમ છે, તે માણેકનાથ ગોદડીયો કરીને એક બાવો સાબરમતીના કિનારા ઉપર ઝુંપડી બાંધીને રહેતો હતો. બાદશાહને શહેર વસાવવાની પ્રવૃતિ કરતો જોઈ પોતાને તેથી હંમેશની હરકત થશે એમ માનીને, ત્હેણે પોતાની પાસે કાંઇ ગુપ્ત વિદ્યા હતી તેવડે દરરોજ દિવસે તે એક ગોદડી શીવે અને રાતે ત્હેના દોરા તે ખેંચી નાંખે, એટલે દહાડે ચણાયેલું સઘળું કામ પડી જાય! આમ કેટલાક દિવસ ચાલ્યું, તે ઉપરથી તપાસ કરતાં અહમદશાહને તેનું કારણ સમજાયું અને તે બાવાજીની પાસે આવ્યો. અહિં વાતચીત કરતાં કરતાં ત્હેણે પોતાની પાસે કાંઇક કરામત હતી તે બતાવી. સુલતાને બાવાની પાસે બીજી કાંઇ વિદ્યા હોય તો જાણવા માગ્યું. માણેકનાથે કહ્યું કે પોતે બદનામાં પેશીને નાળચેથી નીકળી શકે એમ છે. આ ઉપરથી બાદશાહે તેને તે પ્રયોગ કરી બતાવવા વિનતિ કરી; અને તે જેવો અંદર પેઠો કે તરત જ ત્હેણે મ્હોં તથા નાળચું બંને બંધ કરી દીધાં. તેથી માણેકનાથ ગભરાયો અને શહેર બાંધવામાં હવે પછી હરકત નહિ કરવાનું વચન આપ્યું. અહમદશાહે પણ ત્હેની નામના ખાતર કોટના પ્હેલા બુરજનું નામ માણેક બુરજ તથા શહેરના મુખ્ય બજારનું નામ માણેકચોક રાખ્યું, એમ કહેવાય છે. કોટમાં ગણેશબારીનો દરવાજો તથા

પસંદ કરેલી આ જગો અપ્રસિદ્ધ ન હતી; એટલું જ નહિ, પણ અહિં આવેલું અસાવળ પુરાતન કાળમાં મ્હોટું ગામ હતું અને હિન્દુસ્થાનના વ્યાપારના રાજમાર્ગ ઉપર હોઈ, દેશ પરદેશમાં જાણીતું હતું. બારમા સેકામાં તે સારી વસતિવાળું, ઉદ્યોગી, વ્યાપાર અને હુન્નરકળાવાળું, તથા ધનવાન હતું,–એમ પરદેશી મુસાફરોના અહેવાલ ઉપરથી જણાય છે. અને તે પ્હેલાં એટલે અગિયારમા સૈકામાં (૧૦૭૨–૧૦૯૪ લગભગ) પાટણના ચાલુક્ય (સોલંકી) મહારાજા કરણે આ જ સ્થળમાં કર્ણાવતી નામનું શહેર વસાવી પોતાની રાજ્યધાની કરી હતી,* જેને લોકો શ્રીનગર તથા રાજનગર પણ કહેતા. ( આ "રાજનગર" નામ આજ પણ અમદાવાદને માટે વપરાય છે. ) પરન્તુ કરણ રાજાના સમયની અગાઉ એટલે દસમા સૈકામાંયે ગુજરાતનાં મુખ્ય સ્થળોના વિદેશીઓએ કરેલા વર્ણનમાં અસાવળનું નામ જોવામાં આવે છે.

સુલતાન અહમદશાહે ઈ. સ. ૧૪૧૧ ના માર્ચની તા. ૪ થીના શુભ દિવસે અમદાવાદનો પાયો નાંખ્યો હતો. આ સંબન્ધમાં એવી વાત ચાલે છે કે બાદશાહે, પોતાના ગુરૂ ધર્માત્મા શેખ અહમદ ખટાઉની મદદથી, રાજ્યધાની વસાવવા માટે ઇશ્વરી સહાય માગી હતી; અને ફિરસ્તા ( દેવદૂત ) તરફથી એવી સલાહ મળી હતી કે જો–કદિપણ પોતાની નિમાઝ (નિત્ય પ્રાર્થના) ચૂક્યા ન હોય, એવા–ચાર અહમદ નામના પુરૂષો ત્હેને મળી આવે, તોજ ત્હેનું નવું શહેર

---

* કરણ રાજાની પસંદગી માટે પણ ઉપર જણાવ્યા મુજબનીજ દંતકથાઓ ચાલુ છે. ત્હેના સમયમાં પણ એક આશા ભીલ કરીને ઠાકોર અહિં રાજ્ય કરતો હતો એમ જણાવવામાં આવે છે. કરણની રાજ્યધાનીની યાદગીરીનાં સ્થળોમાં, ત્હેણે વસાવેલ કોચરબ માતાનું મન્દિર અને કર્ણમુકતેશ્વર મહાદેવ–એટલાંનાં નામ હજી જાણીતાં છે. કાકરિયું તળાવ તેજ કર્ણસાગર, એવી જે વાત ચાલે છે ત્હેને માટે ઇતિહાસનો બહુ આધાર હજુ સુધી મળ્યો જણાતો નથી.

ઉમદા વસ્તુઓ અણહિલવાડ તથા ચન્દ્રાવતીનાં પ્રાચીન શહેરોમાંથી લાવવામાં આવી હતી. આ ઉપરાંત ધ્રાંગધ્રા તથા ઇડરથી પત્થર તથા ચૂનો વગેરે જરૂરિયાતની વસ્તુઓ પણ, દૂર અને પાસેથી, ખર્ચની દરકાર રાખ્યા શિવાય આવ્યાં કરતી હતી. આ સુલતાન તથા મોહમુદ બેગડાના સમયમાં શહેરમાંના સુન્દર વિશાળ રસ્તાઓ ઉપર મ્હોટાં, ગુચ્છાદાર ઝાડ રોપીને ત્હેની રમ્ય ઉપવનના જેવી શોભા કરવામાં આવી હતી. અને મ્હોટાં ભવ્ય મકાનો, સુન્દર આરામ ગૃહો, આકર્ષક બાગ બગીચા તથા મનોહર મસ્જીદોથી ત્હેને શણગારવામાં આવ્યું હતું. શહેરની વસતિ ધીમે ધીમે વધતાં વધતાં આજુબાજુ ૩૬૦ પરાં વસ્યાં હતાં એમ ઇતિહાસો તથા વૃત્તાન્તો ઉપરથી જણાય છે.*

---

* ઐન-ઈ-અકબરી ( અકબર બાદશાહના રાજ્યના અહેવાલ ) માં લખ્યું છે કે ૩૬૦ પરાં હતાં, જેમાંનાં ફક્ત ૮૪ તે સમયે આબાદ હતાં. ફિરસ્તા ( નામનો મુસલમાન ઇતિહાસકાર ) જણાવે છે કે ઈ. સ. ૧૬૦૦ માં ૩૬૦ મોહોલ્લા હતા. જેની દરેકની આસપાસ દિવાલ બાંધેલી હતી— મિરાતે એહમદીનો લેખક કહે છે કે ૩૮૦ પરાં હતાં, જે દરેક અકેકા શહેર જેવડું હતું અને ત્હેમાં સઘળી વસ્તુઓ મળતી તથા ભારે વ્યાપાર ચાલતો. ઉસમાનપુરમાં ૧૨૦૦૦ તો દુકાનો હતી. શહેરના વિસ્તૃત વર્ણનમાં તે લખે છે કે બાર મુખ્ય વિભાગો શહેરની અંદર હતા અને બાકીના બ્હાર હતા. તે ૧૧૦ પરાંનાં નામ આપે છે, જેમાંનાં ફક્ત ૧૯ મુગલ બાદશાહોનો અમલ થયા પછી વસ્યાં હતાં. મેન્ડેલસ્લો નામનો પ્રવાસી (૧૬૩૮માં) લખે છે કે શહેરની આસપાસનાં પરાં અને ગામડાં સાત લીગ (લગભગ ૨૧ માઇલ) સુધી ફેલાયલાં હતાં.--શહેરની ખરી જાહોજલાલીના સમયમાં ત્હેમાં (પરાં સાથે) નવલાખ મકાનો અને વીસથી ત્રીસ લાખ માણસની વસ્તિ હતી એમ કહેવાય છે. વ્યાપાર પણ પુષ્કળ ચાલતો: એક લેખકે લખ્યું છે કે અહિં પોણોસો ઉપરાન્ત ક્રોડપતિ તથા લક્ષપતિ મહાશ્રીમન્તો અને હજારો નાણાવટી હતા. અમદાવાદની મ્હોટી વસતિના ઉપયોગ માટે શહેરની આસપાસ શાક, પાન, ફૂલ વગેરેની વાડીઓ સંખ્યાબન્ધ હતી અને હજારો રૂપિયાની તરકારીનું તો દરરોજ ફક્ત શહેરની અંદર વેચાણ થતું. બીજી વસ્તુઓની આપ લે પણ આવા મ્હોટા પ્રમાણમાં જ થતી હોવી જોઇએ.

માણેકચોકમાં આવેલ મુહુર્ત (મહુરત) પોળ પ્રથમ બંધાયાં.*

શહેરને મોટું કરવાને માટે સાભ્રમતી નદીનો પ્રવાહ બાદશાહે એક બે ઠેકાણેથી વાળ્યો;§ એટલું જ નહિ પણ ત્હેમાં વધારે પાણી રહે એટલા માટે હાથમતી નદીનું વ્હેણ ત્હેમાં વાળવાની ખાસ ગોઠવણ પણ કરવામાં આવી હતી. સુલતાન માહમુદ બેગડાએ પોતાની કાર્કીર્દીમાં પણ નદીનો પ્રવાહ, જે ભદ્ર અને ત્રણ દરવાજાની વચ્ચે, કારંજમાં થઇને વ્હેતો હતો, તે પાછો હઠાવ્યો હતો, એમ એક લેખક જણાવે છે.

આ શહેરની રચના બાદશાહે પાટણના જેવીજ કરી હતી, અને ભદ્રના કિલ્લાનું નામ પણ પાટણના તે નામના કિલ્લા ઉપરથી રાખ્યું હતું. કોટ તથા મકાનો માટે આરસ અને બીજી બાંધકામને જરૂરની

---

* મિરાતે સિકન્દરી નામે (મુસલમાની સમયના) ઇતિહાસમાં અમદાવાદની જન્મકુંડલી આપેલી છે, તેની નકલ અહિં ઉતારી છે. તે જોઇને સારા જ્યોતિષીઓએ જણાવ્યું છે કે આ શહેર કોઈ સમયે રાજ્યનું મુખ્ય નગર, તો બીજે સમયે વ્યાપાર ઉદ્યોગનું મુખ્ય સ્થાન, એમ હમ્મેશાં (કદિ કદિ ચ્હડતી પડતીનાં મોજાં ત્હેના ઉપર આવવા છતાં પણ) ચાલુજ રહેશે. ત્હેને માટે મ્હોટી આબાદી, સમૃદ્ધિ, પ્રસિદ્ધિ તથા દીર્ઘાયુષની આગાહી કરવામાં આવી છે.




[ એક ઇતિહાસમાં લખ્યું છે કે, સંવત ૧૪૫૮ ના વૈશાખ શુદ ૬ ને ગુરૂવારને દિવસે, પુષ્ય નક્ષત્રમાં, ૧૧ ઘડી દિવસ ચઢતાં શહેરનો પાયો નંખાયો હતો. ]

§ જેનાં ચિહ્ન 'કાળુપુરનો વ્હેળો" તથા "માણેક નદી" તરીકે ઓળખાતા, ચોમાસામાં (શહેરમાં થઇને તથા કોટે કોટ) વ્હેતા પ્રવાહો રૂપે અદ્યાપિ મોજૂદ છે.

જતી નબળાઇ જોઇને તે પાછો આવ્યો. ત્હેણે **અસાવળ** ગામમાં મુકામ કર્યો, અને એમ કહેવાય છે કે પોતાના પિતા પાસેથી હાકેમી લેઇ લઇને સ્વતંત્ર સુલતાન તરીકે રાજ્ય કરવાનો પણ આરંભ કર્યો હતો, એવામાં અકસ્માત એનું મરણ થયું; તેથી **જાફરખાને મુઝફ્ફરશાહ** નામ ધારણ કરીને પોતાના નામના સિક્કા પાડ્યા તથા દિલ્હીની હકૂમતનો અસ્વીકાર ચાલુ રાખ્યો. આ રીતે તે ગુજરાતનો પ્હેલો સુલતાન ગણાય છે. **અહમદશાહ** એ **તાતારખાનનો** પુત્ર હતો અને પોતાના પ્રપિતા **મુઝફ્ફરશાહના** મૃત્યુ પછી ગાદીએ આવ્યો.

**અહમદશાહે અમદાવાદ** વસાવ્યું, ત્હેની સાથે જ તેની કાર્કીર્દીમાં નીચે જણાવેલ બાંધકામ થયાં હતાં: શહેરનો કોટ, **ભદ્રનો** કિલ્લો, ત્રણ દરવાજા, **જુમા** મસ્જીદ તથા સુલતાન **અહમદની**; હૈબતખાનની, **સૈયદ આલમની, મલીક** આલમની અને **સીદી** સૈયદની મસીદો; આ ઉપરાન્ત સુલતાન **અહમદ** તથા ત્હેની બેગમોની કબરો.

સમર્થ, શ્રીમાન્ અને વિજયી સુલતાનોનાં રાજ્યમાં **અમદાવાદ** શહેરનો ફેલાવો, વસતિ, વ્યાપાર અને લક્ષ્મી વધતાં ગયાં તથા ત્હેનાં ખાનગી અને જાહેર મકાનોની સંખ્યા તથા સુન્દરતામાં મ્હોટો વધારો થતોજ ચાલ્યો. ગુજરાતના છઠ્ઠા સુલતાન **માહમુદ** બેગડા (૧૪૫૯–૧૫૧૧) એ શહેરનો કોટ સમરાવીને મજબૂત કરાવ્યો તથા રસ્તાઓ ઉપર આગળ જણાવ્યા પ્રમાણે બંને બાજુએ ઘટાદાર ઝાડ વવરાવ્યાં. શહેર તથા પરાંઓને ભવ્ય મકાનોથી શણગાર્યાં અને વ્યાપારીઓ તથા કારીગરોને ઘણી મમતાથી ઉત્તેજન આપ્યું હતું. **માહમુદ** બેગડાને તો પોતાના પાટનગરની આબાદાની અને ઉન્નતિ માટે એટલી બધી કાળજી હતી કે કોઈ પણ મકાન અને (ખાસ કરીને) દુકાન ખાલી પડી રહેલી જૂવે તો તરતજ ત્હેમાં હરકોઈ ઉપાયથી પાછી વસતિ દાખલ કરીને તે ઉપયોગમાં આવે તેમ કરતો. એના સમયમાં શહેરની અંદર વિશાળ રસ્તા અને મ્હોટા (ખુલ્લા) ચોક, તથા કોટ બ્હાર ચારે તરફ સુન્દર બગીચા અને ફુલવાડીઓથી સઘળું મનોહર

અમદાવાદની લગભગ પાંચસો વર્ષની જિન્દગીમાં તે પાંચ જૂદા જૂદા પ્રકારની સ્થિતિમાં થઇને પસાર થયું છે.

(૧) ૧૪૧૧ થી ૧૫૧૧–ગૂજરાતના સ્વતંત્ર સુલતાનોની જાહોજલાલીનો વખત. તે કાળમાં શહેરની અધિક અધિક ઉન્નતિ થયાંજ કરતી હતી.

(૨) ૧૫૧૨ થી ૧૫૭૨–નિર્બળ સુલતાનોનો સમય. આ વખતમાં શહેરની પડતિ થવા લાગી હતી.

(૩) ૧૫૭૩ થી ૧૭૦૭–મુગલ શહેનશાહોના સામ્રાજ્યમાં ગૂજરાત પ્રાંતની રાજ્યધાની. આ સમયમાં ત્હેની પ્રગતિ અને ચ્હડતી ઘણી વધારે થઈ હતી.

(૪) ૧૭૦૮ થી ૧૮૧૮–નબળા અને માંહોમાંહે લડયા કરતા મુગલ હાકેમો અને લૂંટફાટમાંજ મશગૂલ રહેતા મરાઠા સરદારોની હુકમત. આ વખતમાં શહેરનાં ઘણાં ખરાં પરાં નાશ પામ્યાં અને શહેરની વસતિ ઘણી ઓછી થઇ ગઇ. ત્હેના વ્યાપાર તથા આબાદીને પણ રાજ્યની અવ્યવસ્થાને લીધે ભારે હાનિ પહોંચી હતી.

(૫) ૧૮૧૯ થી ૧૯૨૧–બ્રિટિશ શહેનશાહતના એક પ્રાન્ત વિભાગમાં જિલ્લાનું (અને પ્રાન્તનું) મુખ્ય શહેર. આબાદી અને સમૃદ્ધિ ધીમે ધીમે વધતી આવે છે.

૨.

**સ્વતંત્ર ગુજરાતનું પ્રસિદ્ધ પાટનગર.**

ગુજરાતનો પ્હેલો સ્વતંત્ર સુલતાન મુઝફ્ફરશાહ (જાફરખાન) હતો. ઇસ્લામી ધર્મ સ્વીકારનાર એક રાજપૂતનો તે પુત્ર હતો. જાફરખાનનો પુત્ર તાતારખાન દિલ્હીમાં બાદશાહની પાસે હતો. ત્યાં એને ફાવ્યું નહિ અને શહેનશાહતની વધતી

તથા રળિયામણું થઇ રહ્યું હતું.

ગુજરાતની સલ્તનતની આ જાહોજલાલીના કાળમાં કેટલાંક બહુ પ્રસિદ્ધ મકાનો બંધાયાં હતાં. **સુલતાન માહમુદ** ( પ્હેલા ) એ સરખેજ ગામમાં **ગંજબક્ષનું** કબસ્સ્થાન તથા મસીદ બંધાવવાં શરૂ કર્યાં હતાં, તે સુલતાન કુત્બુદ્દીનના સમયમાં પૂરાં થયાં. આ ઉપરાન્ત સુપ્રસિદ્ધ કાંકરિયું તળાવ ( જેને "**હોજ-ઇ-કુત્બ**" કહેવામાં આવતું તે ), ત્હેની વચમાં આવેલી નગીનાવાડી ( બગીચાવાળો બંગલો ), તથા ત્હેની બાજુ ઉપર "**ઘટામંડળ**" નામનો એક બાદશાહી મ્હેલ ( વિશ્રાન્તિ ભવન ) જેનું હાલ નામ નિશાન પણ જોવામાં આવતું નથી, તે આ રાજ્યમાં બંધાયાં હતાં. **માહમુદ** બેગડાની કાર્કીર્દીમાં **શાહઆલમ** નામના એક ઓલીયા-મહાત્મા-થઈ ગયા ત્હેમની કબર ઉપર સુલતાનનો એક ઉમરાવ જે એમનો પરમભક્ત હતો ત્હેણે "**શાહઆલમનો રોજો**" રસુલાબાદના પરામાં બંધાવ્યો હતો, જે અધાપિ પણ **અમદાવાદનું** એક જોવા લાયક સ્થળ ગણાય છે. **માહમુદ** બેગડાની કબર **સરખેજમાં** છે.

આ ઉપરાન્ત બીજાં કેટલાંક જાણવા યોગ્ય મકાનો તથા બાંધકામ સુલતાનોની કાર્કીર્દીમાં થયાં હતાં. **ભંડેરીપરામાં** આવેલ **ચન્દન** તળાવડી **આશા** ભીલની પુત્રીએ (અથવા ત્હેના નામથી) બંધાવેલી છે. **મિરઝાપુરની "રાણી રૂપવતીની મસીદ," રાણી સીપ્રીની મસીદ** તથા દરિયાખાનનો રોજો, વગેરે સુપ્રસિદ્ધ છે. આ શિવાય **દાદા હરિ** ( દાઇ હરિ ) ની વાવ સને ૧૪૮૫ માં અને **અડાલજની** વાવ સને ૧૪૯૫ માં થઇ. આ જ અરસામાં **પીરાંણા** પંથ શરૂ થયો અને ત્હેનું ધામ પણ બંધાયું હતું.

ગુજરાતનો વ્યાપાર રાજપૂત રાજાઓના સમયમાં પણ બ્હોળો ફેલાવો પામેલો હતો. પરન્તુ **અહમદશાહે** સ્વતંત્ર સલ્તનતનો આરંભ કરી નવું શહેર વસાવ્યું, ત્યારથી તો ત્હેનાં રેશમી કસબી તથા સૂતરાઉ કાપડની **મિસરના કેરો** નગરથી **ચીનના પેકીન** શહેર સુધી

માગણી થવા લાગી હતી. **મલાયાના** ટાપુઓનાં અણકેળવાયલાં મનુષ્યોમાં અને **આફ્રિકાના** કિનારાઓ ઉપરની જંગલી વસતિમાં પણ હેની ચાહના થઇ રહી હતી. **આફ્રિકામાં** તો એવા કાપડના બદલામાં મ્હોં માગ્યું સોનું મળતું ! અને સઘળા દેશોમાંથી બદલામાં તેજાનાં, હાથીદાંત, સુવર્ણ, રત્નો, ધાતુઓ, ઘોડા વગેરે પુષ્કળ આવતું. પરદેશી મુસાફરો તથા ફિરંગીઓના અહેવાલો ઉપરથી જણાય છે કે **અમદાવાદનાં** બજારમાં દરેક જાતની–કિંમતી તથા સોંઘી–જેવી જોઇએ ત્હેવી, પૃથ્વી ઉપર બનતી સઘળી ચીજો મળતી.

આ કાળમાં ગુજરાતના વ્યાપારનું કેન્દ્રસ્થાન **અમદાવાદ** થયું હતું. **સરસ્વતીને** કિનારેથી **સાભ્રમતીના** તટ ઉપર રાજ્યધાનીનું ધામ બદલાયું, ત્હેની સાથેજ **પાટણનું** મહત્વ પણ એકદમ ઓછું થઇ ગયું. **માહમુદ બેગડાના** વખતમાં **ચાંપાનેર** બહુ આબાદીએ પહોંચ્યું હતું, એ સત્ય છે; તથાપિ તેથી કરીને પણ કોઈ રીતે **અમદાવાદનું** ગૌરવ ઓછું થવા ન પામે એ માટે સુલતાન ઘણી જ કાળજી રાખતો. આ સ્થિતિ કેટલોક સમય ચાલી. અન્તે ગુજરાતની બાદશાહી નબળી થવાથી **દીવના પોર્ટુગીઝ** (ફિરંગી) ચાંચિયાનું બળ વધતું ચાલ્યું, અમીર ઉમરાવોમાં માંહોમાંહેના કજીયા વધવા માંડયા, તથા લૂંટફાટ વગેરેમાં પણ વધારો થવા લાગ્યો. પરિણામે શહેરના વ્યાપાર તથા વસતિ ઉપરત હેની માઠી અસર જણાયા વિના રહી નહિં.

**મુગલ સામ્રાજ્યનું એક મુખ્ય શહેર.**

ગુજરાતના છેલ્લા બહાદુર સુલતાન **બહાદુરશાહને** (૧૫૩૬માં) ફિરંગીઓએ દગાથી માર્યો, તે પછીના સુલતાનોની હકૂમત તો નામનીજ રહી હતી; છતાં ૧૫૭૧ માં દિલ્હીના મુગલ શહેનશાહ જલાલુદ્દીન **અકબરે અમદાવાદ** સર કર્યું, ત્યારે અહીંનો રેશમી તથા કસબી કાપડનો વ્યાપાર છેક નાશ પામ્યો હતો એમ તો નહિં, પરન્તુ તેનો પૂરજોસ ફરીથી મુગલ સામ્રાજ્યના છત્રની શાન્તિભરી છાયા નીચે ચાલવા લાગ્યો, ત્હેનું તો શરૂઆતમાં

કોઇને સ્વપ્ન પણ ભાગ્યેજ આવ્યું હશે. કારણ કે મુગલ રાજ્યના આરંભ પછી પણ કેટલોક સમય ગુજરાતમાં બહુ અશાન્તિ રહી.

છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહનો ૧૫૮૪ માં સરખેજ આગળ સંપૂર્ણ પરાજય થયો. આ બનાવની યાદગીરી તરીકે વિજેતા મુગલ સરદાર ખાનખાનાંએ એ સ્થળે ફતેહબાગ નામનો બહુ સુન્દર બાગ બનાવ્યો. આ પછી આસપાસના પ્રદેશમાં સુલેહ શાન્તિ રહી અને ત્હેનો ખરેખરો લાભ અમદાવાદને મળ્યો, જેથી તે મુગલ શહેનશાહતનું એક ઘણું જ ધનાઢ્ય નગર બન્યું.

આ રીતે સોળમા સૈકાની આખરે આ શહેર વિશાળ ઘાટીલું અને ખાસ તન્દુરસ્તી આપનારૂં ગણાતું હતું. ત્હેમાંનાં ઘણાં ખરાં મકાનો ઇંટો અને ચૂનાથી બાંધેલાં અને નળિયેર હતાં. ત્હેના મુખ્ય રાજમાર્ગો એટલા પ્હોળા હતા કે ત્હેમાં બળદની દસ ગાડીઓ એક સાથે ચાલી જઈ શકતી. ત્હેમાં ૧૦૦૦ પત્થરની બનાવેલી મસ્જીદો હતી, તે દરેકને બબ્બે તોડા હતા અને અંદર અનેક પ્રકારનાં ચિત્તાકર્ષક તથા ચમત્કારિક લેખ હતા. ત્હેના કારીગરો, ચિતારા, શિલ્પીઓ, વ્યાપારીઓ તથા સોની, લુંહાર વગેરે આખી દુનિયામાં પ્રખ્યાત હતા. ત્હેની ટંકશાળમાંથી સુન્દર સિક્કા બ્હાર પડતા હતા. અને ત્હેના બાદશાહી કારખાનામાંથી જાત જાતનાં અને અદ્ભુત કારીગરીના નમૂનારૂપ સૂતર, રેશમ, મુખમલ, તથા કસબનાં વસ્ત્રો જથ્થાબંધ તૈયાર કરવામાં આવતાં હતાં. એકંદરે જોતાં પ્રસિદ્ધ ઇતિહાસ લેખક કહે છે કે અમદાવાદ આખા હિન્દુસ્થાનના અને કદાચ આખી પૃથ્વીના શહેરોમાં સહુથી ખૂબસુરત હતું.

સત્તરમા સૈકાના આરંભમાં શહેરનો વિસ્તાર પાછો વધવા લાગ્યો હતો. ૧૬૧૭ માં વિલાયતથી એલચી તરીકે સર ટોમસ રો નામનો એક ગૃહસ્થ આવ્યો હતો, તે અને ત્હેની સાથેના ઇંગ્રેજો અમદાવાદ જોઇને બહુ પ્રસન્ન થયા હતા. તે લખી ગયા છે કે આ શેહેર વિલાયતની રાજ્યધાની (તે વખતના) લંડન શહેરના જેટલું

વિશાળ હતું. ચારે બાજુએ ફરતો કોટ ઉંચો અને મજબૂત હતો. રસ્તાઓ ઉપર મ્હોટી ઘટાવાળાં ઝાડ બંને બાજુએ આવી રહ્યાં હતાં. એશિયા ખંડનાં ઘણાં ખરાં શહેરો કરતાં અહિનાં મકાનો વધારે સુન્દર હતાં. કારીગરો ઘણા બુદ્ધિશાળી, હુંશિયાર અને અનુભવી હતા. ત્હેના વ્યાપારીઓ–હિન્દુ, મુસલમાન અને ખ્રિસ્તી–ગણી કાપડ તથા કરિયાણાંનો એવો મ્હોટો વ્યાપાર ચલાવી રહ્યા હતા કે વર્ષના મ્હોટા ભાગમાં દર દસ દિવસે બસો ગાડાંનો કાફલો ખંભાત જવાને નીકળતો.

આવા (અતિશયોક્તિ ભરેલાં દેખાતા) વર્ણનની સ્હામે આ પણે જહાંગીર બાદશાહે અમદાવાદ વિશે આપેલો અભિપ્રાય પણ રજુ કરવો જોઇએ. ૧૬૧૮ માં તે દિલ્હીમાં ચાલતી મરકીથી તથા તાપથી અકળાયલો અને તાવવાળો આ શહેરમાં આવી પહોંચ્યો. તે ફરિયાદ કરે છે કે "ધૂળથી ભરેલી તથા ગરમ હવાવાળી આ કંગાલ જમીન, જેનું પાણી પણ ખરાબ છે, ત્હેમાં રાજ્યધાની વસાવનારે શી ખૂબસુરતી અગર વિશેષતા જોઈ હશે ?" અમદાવાદ ને ગર્દાબાદ, બિમારીસ્તાન તથા જહાનમાબાદ વગેરે તિરસ્કાર દર્શાવતાં નામ આપેલાં છે. જહાંગીર શહેરમાં નવ મહિના રહ્યો હતો, તે દરમિયાન શહેરની હાકેમી ત્હેણે ત્હેની સુપ્રસિદ્ધ રાણી નુરજહાનને આપી હતી અને તે બેગમના નામનો સિક્કો પણ પાડ્યો હતો. અમદાવાદ તરફ સખ્ત નાપસંદગી તે દર્શાવે છે, છતાં શહેરમાં બાદશાહને ગમ્મત મળી ન્હોતી એમ નહિં. સર ટોમસ રો જણાવે છે કે એણે એક વખત પોતાના મહેલમાં રાત્રિ બજાર ભર્યો હતો, જેમાં ઘણી કિંમતી અને ચિત્રવિચિત્ર વસ્તુઓ એકઠી કરી હતી, અને દરેક આગળ ઘણા દીવા રાખેલા હોવાથી શોભા પણ સારી થઈ હતી. આ સમયમાં એક વખત ત્હેણે નૂરજહાન બેગમને બળદની ગાડીમાં બેસાડીને પોતે ગાડી હાંકી હતી. અમદાવાદમાં ટંકશાળનું મકાન કહેવાય છે, ત્હેમાં ટંકશાળખાતું જહાંગીરે ઉઘાડ્યું હતું.

આ પછી **શાહજાદો ખુરમ** (જે પાછળથી **શાહજહાન** બાદશાહ થયો હતો તે) ગૂજરાતનો સૂબો નીમાયો હતો. ત્હેના સમય (૧૬૧૬-૧૬૨૨) માં શહેરમાં કેટલાંક સારાં બાંધકામ તથા સુધારા વધારા થયા હતા. **શાહીબાગ** એ **શાહજાદાએ** બંધાવ્યો હતો. ૧૬૨૬ માં **સર ટોમસ હર્બર્ટ** લખે છે કે "**અમદાવાદ** ગૂજરાતની રાજ્યધાનીનું શહેર છે. ત્હેની આસપાસ મજબૂત કોટ છે અને અંદર ઘણા મ્હોટા, સુન્દર રસ્તા છે. હિન્દુસ્થાન અને **ચીન**ની અદ્‌ભુત કારીગરીની વસ્તુઓ સુગન્ધીવાળી ચીજો, તેજાના તથા રેશમી અને બીજું કાપડ અહિંના કરકસર સારી રીતે જાણનારા વાણિયા વેચે છે. આ લોકોની સંખ્યા વસતિમાં સહુથી મ્હોટી છે."

૧૬૨૯ તથા ૧૬૩૦ માં ગૂજરાતમાં મ્હોટો દુષ્કાળ પડયો હતો. તે વખતે **અમદાવાદમાં** એટલાં બધાં મનુષ્યોનાં મૃત્યુ થયાં હતાં કે રસ્તાઓ મડદાંથી ભરાઈ ગયેલા દેખાતા હતા; અને ઘણી વસતિ પરદેશ જતી રહી. શહેરમાં ગરીબ અને અનાથને માટે લંગરખાનાં (એક પ્રકારનાં રસોડાં) ઉઘાડવામાં આવ્યાં હતાં અને પાંચ લાખ રૂપિયા રાજ્ય તરફથી લોકોને સહાય તરીકે ખર્ચાયા હતા. પરન્તુ **અમદાવાદ** પાછું ત્વરાથી આબાદ થઇ ગયું હશે, એમ જણાય છે; કારણ કે ૧૬૩૮ માં **મેન્ડેલ્સ્લો** નામનો પ્રવાસી ત્હેનું વર્ણન કરતાં લખે છે કે "પોલાદ, સોનું, હાથીદાંત, છીપ, ઇનેમલ, કાગળ, લાખ, હાડકાં, રેશમ તથા સૂતરની વિવિધ બનાવટો માટે ત્હેના કારીગરો,—અને સાકર, મધ, લાખ, અફીણ, રૂ, સુંઠ, મુરબ્બા તથા મિઠાઇ, બિજાપુરના હીરા, કસ્તુરી અને તેજાના વગેરેની આપ લે માટે ત્હેના વ્યાપારીઓ, સુપ્રસિદ્ધ હતા."

ત્રીસ વર્ષ (૧૬૪૦-૧૬૭૦) સુધીમાં **અમદાવાદ**નું ભાવિ બહુ ઉજ્જવળ હતું. સમર્થ સૂબાઓ દેશમાં સંપૂર્ણ શાન્તિ જાળવી રહ્યા હતા અને શહેરમાં નવાં નવાં મકાનો, ઉદ્યોગો, વ્યાપાર તથા વસતિનો વધારો કર્યે જતા હતા.

શાહજહાન બાદશાહની કાર્કીદીમાં, ત્હેનો ત્રીજો પુત્ર **ઔરંગઝેબ** ૧૬૪૪–૪૬ માં તથા ચોથો પુત્ર **મુરાદબક્ષ** ૧૬૫૪–૫૭ માં અમદાવાદનો સૂબો હતો. આ વખત લગભગ (એટલે ૧૬૩૮ માં) **શાન્તિદાસ** નામના એક શહેરના વતની શ્રાવક વાણિયાએ નવલાખ રૂપિયા ખર્ચીને સરસપુરના પરામાં **ચિન્તામણનું** દેવળ બાંધ્યું હતું અને તે ઘણુંજ ભવ્ય તથા શહેરનાં જોવા લાયક મુખ્ય સ્થળોમાંનું એક થઇ પડયું હતું. **ઔરંગઝેબની** સૂબાગીરીમાં–મુગલ શહેનશાહોમાં નહિં જોવાયલી–ધર્માન્ધતા આ સ્થળમાં પ્રત્યક્ષ થઇ! શહેરમાં કાંઇ ધર્મની તકરારને લીધે હુલ્લડ થયેલું, તે પ્રસંગે **ઔરંગઝેબે** તે દેવાલયને ત્હેમાં ગોવધ કરીને અપવિત્ર કર્યું, મૂર્ત્તિઓ ભાગી નાંખી અને એજ સ્થળે મસ્જીદ હોવાનું જાહેર કર્યું.* આ ઉપરથી **જૈન** કોમે શહેનશાહ **શાહજહાનને** અરજી કરતાં, પોતાના પુત્ર ઉપર અત્યંત નાખુશ થઇને તે **જૈન** દેવાલયને ત્હેની પૂર્વ સ્થિતિ ઉપર લાવવા ત્હેને હુકમ કર્યો હતો તથા થોડા સમયમાંજ **ઔરંગઝેબની** ગૂજરાતમાંથી બદલી કરવામાં આવી હતી. આ પછી થોડા વખતે **શાહજાદો મુરાદબક્ષ** સૂબો થયો હતો; અને **ઔરંગઝેબે** ત્હેને છેતરીને પોતાના પિતાની સ્હામેના બંડમાં અહિંથીજ સામેલ કર્યો હતો. ત્હેને અન્તે એ બુદ્ધિશાળી પણ અત્યંત સ્વાર્થી મનુષ્યે કેવી રીતે દગો કરીને મારી નાંખ્યો, તે જાણીતું છે.

આ પછી (૧૬૮૩–૧૬૮૯ સુધીમાં) મરકીનો જબરો ત્રાસ આ શહેરને વેઠવો પડયો હતો. તોપણ ૧૬૯૫ માં જનરલ **કેરેરી** ત્હેને **હિન્દુસ્થાનનું** મ્હોટામાં મ્હોટું શહેર કહે છે; અને ઉંચાં રેશમી વસ્ત્રો તથા સોનાના કસબથી ભરેલું વણાટ કામ, જેમાં ફુલ અને પક્ષીઓનાં ચિત્રો ઉત્તમ કારીગરીથી ઉતારવામાં આવતાં હતાં, ત્હેને

---

* **શાન્તિદાસ** મુખ્ય મૂર્ત્તિઓ તો ગુપ્ત રીતે બચાવી શક્યા હતા, જે **ઝવેરીવાડાના** એક દેવાલયનાં ભોંયરામાં ત્હેમણે રાખી હતી, એમ સામાન્ય રીતે મનાય છે.

માટે તે **અમદાવાદની** વેનિસ શહેરની સાથે સરખામણી કરે છે. ૧૭૦૭ માં **આમલગીર** (**ઔરંગજેબ**) બાદશાહના મરણ પછી જે અવ્યવસ્થાનો કાળ શરૂ થયો, ત્હેમાં આ શહેરને ઘણું જ સોસવું પડયું.

**મરેઠા** સરદારો, જેમનો ઔરંગજેબની સાથે ઘણાં વર્ષથી વિગ્રહ ચાલ્યાંજ કરતો હતો, તેઓએ ત્હેનું મરણ થયું સાંભળતાંની સાથે ગૂજરાત ઉપર **બાલાજી** **વિશ્વનાથ** જેવા કુશળ **સેનાપતિના** હાથ નીચે સ્વારી કરી અને શહેરની પાંચ માઇલ અંદર આવી પહોંચ્યા હતા. આ વખતે તો ત્હેમને બે લાખ રૂપિયા આપીને પાછા કહાડયા, પરન્તુ હવે એ ભય હમ્મેશને માટે ચાલુ થયો! અને આ ઉપરાન્ત શહેરમાં અંધાધૂની તથા લૂંટફાટો શરૂ થઇ, તથા આજુબાજુના પ્રદેશના કોળી તથા ભીલનાં ટોળેટોળાં શહેરના દરવાજા સુધી વિના હરકતે ધસી આવવા લાગ્યાં. આ સમયમાં શહેરનાં પરાંમાંથી ઘણાંખરાં તૂટયાં અને આસપાસની વસતિ શહેરમાં ભરાવા લાગી. ૧૭૩૮ માં **અમદાવાદના** હાકેમ **મોમીનખાન** તથા **દામાજી** ગાયકવાડની વચ્ચે સમજૂતી થઈ અને શહેરમાં સંયુક્ત હકૂમત દાખલ થઇ. હવે અવ્યવસ્થાની પરિસીમા થઈ. કારણ કે બંનેને અરસપરસ અવિશ્વાસ હતો અને બને તેટલી ઉપજ વસુલ કરવા તરફ ત્હેમનું એકસરખું ધ્યાન હતું. ધીમે ધીમે **મુસલમાનોની** સત્તા **ઓછી** થઇ ગઇ અને **જવાનમર્દખાન** નામના સુબાના વખતમાં તો **પેશ્વા** અને **ગાયકવાડ** બંનેએ મળીને હુમલો કર્યો અને બહાદુરીથી બચાવ કરવા છતાં પણ અન્તે ત્હેને શરણ થવું પડયું. આ પછી થોડો વખત **મોમીનખાન** નામના સરદારે શહેરનો કબજો હાથ કર્યો હતો. પરન્તુ આખરે (૧૭૫૭ માં) ત્હેને પણ ચાલ્યાં જવું પડયું, અને બંને **મરાઠા** સરદારોએ **અમદાવાદ** વ્હેંચી લીધું.

**મુગલ** શહેનશાહતમાં દાખલ થયા પછી, શહેરમાં બહુ મહત્વનાં બાંધકામ થયાં જણાતાં નથી. પરન્તુ તે વખતમાં ત્હેની આબાદી અને સમૃદ્ધિમાં તો ઘણો વધારો થયો હશે, એમ જણાયા વિના રહેતું

નથી. આ કાળમાં મરકી તથા દુષ્કાળનો ત્રાસ પણ કેટલોક સમ રહ્યો હતો. છતાં **અમદાવાદના** વ્યાપારીઓનો સંબંધ આખા એશિય ખંડમાં છેક કોન્સ્ટાન્ટિનોપલ સુધી હતો; અને મુગલ સામ્રાજ્યન જાહોજલાલીના કાળમાં ત્હેના સંરક્ષણની યુરોપિયનો પણ ભાગ્યે અવગણના કરી શકે એમ હતા. તેથી પરદેશ સાથેનો સંબન્ધ ઘણે અભિવૃદ્ધિ પામ્યો હતો. સત્તરમા સૈકામાં **અમદાવાદના** વ્યાપારીઓન વહાણ **ગોઘા** અને **ખંભાતથી** નીકળી **દક્ષિણ હિન્દુસ્તાન** તેમજ **અરબસ્તાન** વગેરે દેશો તરફ વારંવાર જતાં હતાં.

પરદેશીઓમાં **ફિરંગી** ( **પોર્ટુગાલના** ), **વલંદા** ( **હોલેંડના** તથા **ઇંગ્રેજ** લોકોએ આ સમયમાં પોતાનો વ્યાપાર અનેક રીતે જમાવવા માંડયો હતો. **અમદાવાદમાં** " **વલંદાની** હવેલી " એ નામ હજી પણ **હોલેંડના** વ્યાપારીઓની કોઠી ત્યાં હતી, એ વાતનું સ્મ રણ કરાવે છે. ઇંગ્રેજો વગેરે બીજી યુરોપિયન પ્રજાઓની પણ દુકાનો અને વખારો અહિં હતી. **વલંદાની** કબરો, જે **કાંકરિયા** તળાવની પાસે આવેલી છે, ત્હેમાં **આર્મિનિયનો** વગેરે બીજી પ્રજાના માણસોને દાટયાં હશે, એમ લાગે છે.

**મરાઠા સરદારોની હકુમત–અવ્યવસ્થા.** **અમદાવાદની** જે વ્હેંચણી પેશ્વા સરકાર તથા **ગાયકવાડ** મહારાજની વચ્ચે ( ૧૭૫૭ માં ) થઇ, ત્હેમ એવી શરતો હતી કે–" ઉપજ અર્ધો અર્ધ વ્હેંચી લેવી, અને વસુલાતી કામ પેશ્વાના અમલદારો કરે. **ગાયકવાડનો** એક પ્રતિનિધિ આ બાબતની દેખરેખ માટે શહેરમાં રહે અને ત્હેનો એક દરવાજો ત્હેના સ્વતંત્ર કબજામાં રાખવો. " આવી વ્યવસ્થા લગભગ તેત્રીસ વર્ષ સુધી ચાલી. એવામાં **બ્રિટિશ** અને **મરાઠા** રાજ્યોની વચ્ચે મ્હોટો વિગ્રહ શરૂ થયો. ફતેહસિંહ **ગાયકવાડ** આ વખતે **બ્રિટિશના** પક્ષમાં હતા. ત્હેમનું અને **બ્રિટિશ** લશ્કર (જનરલ ગોડાર્ડના હાથ નીચે ) ૧૭૮૦ માં **અમદાવાદ** ઉપર ચ્હડી આવ્યું તથા તોપોના

મારાથી કોટમાં મ્હોટાં ભંગાણ પાડયાં. આ પછી પણ સખ્ત ઝપા-ઝપી થયા પછીજ શહેરમાં તેઓ પેશી શકયા. પરન્તુ આ પ્રસંગે બ્રિટિશ લશ્કરે એટલી બધી સાવચેતી અને સુજનતા રાખી હતી કે બિન લ્હડવૈયા (અર્થાત સામાન્ય વસતિ) માંથી ફક્ત બે મનુષ્યોનાંજ અકસ્માત મરણ થયાં હતાં, અને લુંટફાટ અથવા કોઇ પ્રકારના અત્યાચાર પણ થયા નહોતા. એમ કહેવાય છે કે જનરલ ગોડાર્ડે, સામા પક્ષ તરફથી કરવામાં આવેલા મજબૂત બચાવને લીધે ગુસ્સે થઇને શહેર લુંટવાનો હુકમ તો કર્યો હતો, પરન્તુ નગરશેઠ નથુશા અને શહેરના કાઝી સાહેબ તથા બાદશાહી દિવાન, એ ત્રણ આગેવાનોએ જઇને જનરલને મિઠાં નમ્રતા ભર્યા વચનથી ઠંડો પાડયો અને હુકમ રદ કરાવ્યો હતો.

આ પછી એકજ વર્ષે ફોર્બ્સ અમદાવાદ આવ્યો હતો. તે વખતે શહેરની પૂરી પાયમાલી થઇ ગયેલી સ્પષ્ટ દેખાતી હતી. શહેરના કોટની અંદર પુષ્કળ જમીન ખુલ્લી પડી રહેલી હતી. મકાનોનાં ખંડેર જ્યાં ત્યાં નજરે પડતાં હતાં. વસતિ ઓછી થઈ ગઈ હતી. કોટમાં પડેલાં મ્હોટાં ગાબડાંને લીધે જંગલી પ્રાણીઓ શહેરમાં બેધડક પેશીને શિકાર કરતાં હતાં. ધંધો રોજગાર પણ ઘણો ખરો પડી ભાગ્યો હતો. ઇસ્લામી જાહોજલાલીને બદલે જ્યાં ત્યાં દળદર અને ગંદકી નજરે પડતાં હતાં. જાહેર મકાનોની દુરસ્તીનું કામ પણ મુલતવી જ હતું. સઘળે ઠેકાણે ગરીબી, ત્રાસ અને વેરાન દેખાતું હતું !

સાલસાઇની સુલેહથી બે વર્ષ પછી અમદાવાદ પાછું પેશ્વાને તો સોંપવામાં આવ્યું અને ગાયકવાડનો આગળનો હક પાછો ચાલુ થયો. આ વખતમાં આબા શેલુંકર નામનો પેશ્વાનો સૂબો શહેરમાં અમલ ચલાવતો હતો અને મરજી મુજબ વર્તતો હતો. તેથી આખરે ગાયકવાડે ત્હેને કેદ કરીને પુણે મોકલી દીધો તથા પેશ્વા તરફથી પાંચ વર્ષ સુધી ગાયકવાડના અમલદારે કામ કરવું એમ ઠર્યું.

આ વ્યવસ્થાથી શહેરનું પાછું કાંઇક ઠેકાણું પડે એમ જણાતું હતું, એટલામાં ઉપર જણાવેલી મુદ્દત પૂરી થઈ અને પેશ્વાએ પોતાનાં માણસો મોકલીને શહેરની હકૂમત કબજે લીધી. આમને આમ થોડો વખત રગડ દગડ કામ ચાલ્યું. પરન્તુ એવામાં પેશ્વા અને બ્રિટિશ સરકાર વચ્ચે વિગ્રહ થયો, જેનું પરિણામ એ આવ્યું કે પુણાનો રાજ્યભાનું અસ્ત થયો. પેશ્વાનો સઘળો મુલક ઇંગ્રેજોના હાથમાં આવ્યો અને ૧૮૧૭ માં ગાયકવાડની સાથે ત્હેમણે કોલ કરાર કરીને અમદાવાદની સ્વતંત્ર હકૂમત પોતાને હાથ લીધી, જો કે કેટલોક વખત "ગાયકવાડની હવેલી" વાળું મકાન ગાયકવાડની સત્તામાં રહેવા દેવામાં આવ્યું હતું.

મરાઠી રાજ્યસત્તાના સમયમાં બે ત્રણ મ્હોટા દુષ્કાળો પડયા. તે અને ચાલુ ગેરવહીવટને લીધે શહેરમાં ચોથા ભાગની પણ વસતિ રહી ન્હોતી. આ દુષ્કાળોમાં "અગણોતરો" કાળ તો ખરેખર ત્રાસજનક હતો. આગલે વર્ષે પુષ્કળ વરસાદ થયેલો તેથી અનાજ કોહી ગયું અને ત્હેમાં અધુરામાં પૂરાં તીડ પડયાં, અને બીજે વર્ષે ભારે દુષ્કાળ હતો. આ ઉપરાન્ત લોકોમાં રોગચાળાનું પ્રબળ પણ અસાધારણ થઈ પડયું હતું! એટલે ઠેકાણે ઠેકાણે મરણ પામેલાં મનુષ્યોનાં મડદાં પડી રહેલાં નજરે પડતાં હતાં. આ વખતે મારવાડ વગેરે દેશોના લોકો પણ એટલા બધા શહેરમાં આવી ભરાયા હતા કે ઉઘાડે છોગે ચોરી તથા લૂટ ચાલતી. એટલું સારૂં હતું કે અમદાવાદનો સૂબો રામચંદ્ર કરીને એક બુદ્ધિશાળી અમલદાર આ સમયમાં હતો. ત્હેણે અનાજ વગેરેનો "કન્ટ્રોલ" કરીને (અમુક દાબ રાખીને) જોઇતું જોઇતું લોકોને મળે એમ ગોઠવણ કરી, તેથી થોડું થોડું સહુને પહોંચ્યું હતું.

મુગલ રાજ્યની નિર્બળતાના સમયમાં તથા પેશ્વા અને ગાયકવાડનો સંયુક્ત અમલ ચાલતો હતો, ત્હેવામાં બે ત્રણ પ્રસંગો એવા બન્યા હતા; કે જેમાં પ્રજાએ અમલદારોના જુલમથી અકળાઇને રાજ્ય-

શાસનનો ભંગ કર્યો હતો. ૧૭૨૦ માં **મુગલ** શહેનશાહની તરફથી **જોધપુરના** મહારાજા **અભયસિંહ** ગુજરાતના સૂબા હતા. ત્હેમનાં તરફથી કામ કરનાર **અનોપસિંગ ભંડારી** નામના અમલદારે પ્રજા ઉપર ઘણી સખ્તાઈ અને ત્રાસ કર્યો હતો તેથી ત્હેની વિરૂદ્ધ ઘણી અરજીઓ લોકોએ કરી હતી. છેવટે ત્હેની બદલીનો હુકમ આવ્યાની વાત જાહેર થઇ. આ સાંભળીને પ્રજા વર્ગ એટલો તો ઉશ્કેરાઇ ગયો કે લોકોનાં ટોળે ટોળાં કિલ્લા ઉપર હુમલો કરીને તેમાં પેસી ગયાં અને તે છુપા વેશમાં ન્હાસી ગયો ન હોત તો નક્કીજ તેઓ તેને મારી નાખત.

**મરાઠી** રાજ્યમાં પણ આવો જ એક બનાવ બન્યો હતો. કેટલાક ખુશામતીયા માણસો જેમને "**ચાડીયા**" ના નામથી ઓળખવામાં આવતા હતા, ત્હેમણે ધંધો માંડેલો કે શહેરના હાકેમને જઇને ખરી ખોટી ખબરો આપી લોકોને દંડાવવા તથા લૂંટાવવા. **મુગલ** રાજ્ય સમયના છેલ્લા ભાગમાં તેમજ **મરાઠી** સત્તાના ઘણા ખરા કાળમાં એ તો નિયમ જ થઇ પડયો જણાતો હતો કે કોઈ મનુષ્ય પાસે પૈસો છે એમ જણાયું, કે ત્હેના ઘરમાં ઉજળામણ જણાઈ, તો ત્હેની પાસેથી તે વધારાનું ધન કઢડાવ્યેજ છુટકો! એથી આવા **ચાડી-યાનો** ધંધો કરનારાં માણસોનું કામ તે વખતમાં સારૂં ચાલતું હોવું જોઇએ.+

આ લોકોએ એક ભાટની સ્ત્રી વિશે ખોટી અફવા ઉરાડી, જેનું પરિણામ એ આવ્યું કે તે તો આપઘાત કરીને મરણ પામી. પણ એ વાત સાંભળીને લોકો એટલા બધા ઉશ્કેરાઇ ગયા કે **સુબાની** નજર આગળ જ ત્હેમણે એક બે ચાડીયાને મારી નાંખ્યા અને બી-જાઓને પણ શહેર છોડીને ન્હાશી જવાની ફરજ પાડી; આ વખતે "**બાલેટાઇનની** હવેલી" વાળો **બાલેટાઈન** શહેરમાં હતો. તે પણ

---

+ એમ કહેવાય છે કે શહેરમા **ચાડીઆઓનું** ટોળું એટલું મ્હોટું હતું કે એક વખત તેઓ બાર મણ દૂધનો દુધપાક ખાઇ ગયા હતા

આ ત્રાસ ભરેલી હકીકત ખરી હોવાનું કબૂલ કરે છે.

મરાઠી અમલમાં શહેરમાં ગાયકવાડની હવેલીનો કિલ્લો બંધાયો. તે શિવાય બીજું કાંઈજ જાહેર બાંધકામ થયાનું જણાતું નથી. તેમજ એમની રાજ્યસત્તા એવા ધોરણ ઉપર ચાલતી હતી કે ત્હેમાં વ્યાપાર ઉદ્યોગ અથવા વસતિની આબાદી થાયજ નહિં, એટલે તેની આશા રાખવી નકામી છે. મુગલોની પડતીના કાળથી શેહેરની પોળોમાં ગલી કુંચીઓ વધવા લાગી હતી, ત્હેની કિંમતમાં મરાઠી રાજાઓ મ્હોટો વધારો કર્યો અને ઈંગ્રેજી રાજ્યના આરંભ સુધી તો શહેરના રાજમાર્ગોનાં મકાનોના કરતાં પણ પોળોમાંયે ખૂણાના મકાનોની કિંમત તો મ્હોં માગી ઉપજતી હતી! દરેક ઘરમાં ભોંયરાં તથા ધન છુપાવવાનાં ઠેકાણાં તો ઘણી મહેનતે કરવામાં આવતાં અને સારા વસ્ત્રો તથા અલંકાર તો હાકેમની પાસે લાગવગ હોય એવાંજ મનુષ્યો પ્હેરી શકતાં. દેશમાં જરા પણ શાન્તિ નહોતી અને "કાલને કોઈને ભરોંસો ન હતો." મુસલમાનો હિન્દુઓના ધર્મને અને મરાઠાઓ ઇસ્લામી ધર્મને હરકત કરવી એ પોતાનું કર્તવ્ય માનતા હતા. ટુંકામાં કહીએ તો રાજ્યનો વહીવટ એ ગેરવહીવટ જ હતો તેથી દેશની વ્યવસ્થા એટલે તદ્દન ગેરવ્યવસ્થા જ હતી. આવા સમયમાં સારામાં સારૂં શહેર પણ તૂટી જાય, એમાં કાંઈ નવાઇ જેવું નથી.

## ૫.

**બ્રિટિશ શહેનશાહતનું એક વ્યાપારી નગર:**

અમદાવાદમાં બ્રિટીશ અમલ શરૂ થયો, તે વખતે શહેર ખરેખરી પડતીની હાલતમાં હતું. રાજ્યકર્તાઓનો દરેક રીતે જૂલમ હતો, અને કોઇ પ્રકારની સહીસલામતી અથવા શાન્તિ નહોતી. દરેક વસ્તુ ઉપર કરના બોજો હતો. ઇંગ્રેજી સત્તા નીચે શહેર આવ્યું, તે પછી બે વર્ષે (૧૮૧૮) માં વસ્તીગણત્રીના સખ્ત આંચકો ત્હેને લાગ્યો હતો જેથી જૂના

મસ્જીદના તોડા તૂટી પડયા હતા તથા ઘણાં મકાનો પડી ગયાં હતાં અને તેને લીધે પાંચસોથી હજાર માણસો પણ માર્યા ગયાં હતાં. પરંતુ પછીથી આ અરસામાં ધીમે ધીમે શાન્તિને લીધે ફરીથી આબાદી શરૂ થઇ. ૧૮૧૭ માં શહેરની વસતિ એંશીહજાર માણસની હતી તે વધીને ૧૮૨૪માં અઠ્ઠાશી હજારની થઇ હતી. તે પછીનાં આઠ વર્ષમાં ખાસ જકાતનો કર નાંખીને ત્હેની ઉપજમાંથી શહેરનો પડી ગયેલો કોટ દુરસ્ત કરાવ્યો હતો, અને એજ અરસામાં કાંપ (લશ્કરી છાવણી) ની સ્થાપના પણ શાહીબાગની પાસેના નદી કિનારા ઉપર થઈ. વરસાદ ઓછો થવાથી કેટલોક વખત ખેતી અને વ્યાપાર મન્દ હતાં, તોપણ ૧૮૩૨ માં વસતિ નેવું હજારની હતી અને તે પછીનાં વર્ષોમાં લગભગ લાખ માણસની થઇ હતી.

૧૮૫૭ના બળવાની અગાઉ તો અમદાવાદ પાછું સુવ્યવસ્થિત થઇ ગયું હતું. ૧૮૪૪–૪૬ માં વ્યાપાર પાછો ધીકતો ચાલ્યો હતો તથા શહેરના રસ્તા વગેરે સુધારા ઉપર હતું. અને ૧૮૫૫ માં શહેરનું સોના, રેશમ તથા લાકડ કોતરણીનું કામ પાછું જાણીતું થવા લાગ્યું હતું. અહિંના વ્યાપારીઓ અને દલાલો પોતાની લક્ષ્મી, ઉદારતા અને સદ્‌ભાવના માટે પ્રસિદ્ધિમાં આવ્યા હતા.

"બળવા" ના વખતમાં અમદાવાદમાં કેટલીક નિરૂદ્યમી અને સાધનહીન મુસલમાનોની વસતિ હતી અને શહેરમાં બંદોબસ્ત માટે લશ્કર પૂરતું ન્હોતું; તેથી આ માણસોની એક ખાસ ટૂકડી ઉભી કરવામાં આવી હતી. આ ડહાપણ ભરેલું પગલું વ્હેલું ભર્યું ન હોત તો જ્યારે પાગાના સ્વારો વગેરે સ્હામા થયા, ત્યારે એ લોકો બહુ ધાસ્તીકારક થઇ પડત. શહેરના વતનીઓની નિશ્ચિંત થયેલી લૂંટફાટ વગેરેની ભીતિ આ સમયે ફરીથી જાગ્રત થઈ હતી અને તેઓમાંથી કેટલાકે તો પોતાના ખર્ચે ખાનગી સિપાઇઓ પણ રાખવા માંડયા હતા.

૧૮૫૭ થી ૧૮૬૫ સુધીનો વખત ઘણીજ આબાદીનો હતો.

અમેરિકામાં ચાલતો વિગ્રહ અને રેલ્વેથી અમદાવાદનું મુંબાઈ સાથે થયેલું જોડાણ, એ કારણોને લીધે શહેરમાં પૈસો માતો ન હોય એમ જણાતું હતું. નાણાંની આ છૂટ થોડોજ વખત રહી. કારણ કે ૧૮૬૬ ના શેરસટ્ટામાં લાખો રૂપિયા તણાઇ ગયા અને ઘણા વ્યાપારીઓ પાયમાલ થઈ ગયા. છતાં હવે સામાન્ય વ્યાપારના ચાલુ રહેલા વ્હેણને લીધે, આ મ્હોટી હાનિ પણ કાયમની અસર કરી શકી નહિં.

શહેરની વસતિ ૧૮૭૨ માં ૧૧૬૮૭૩ માણસોની હતી, તે વધતાં વધતાં ૧૯૧૧માં ૨૨૫૫૩૯ની થઇ હતી અને હાલમાં ૧૯૨૧માં ૨૭૦૯૬૪ ની ગણાઈ છે. શહેરના વ્યાપાર ઉદ્યોગ માટે એવી કહેવત ચાલે છે કે "અમદાવાદની આબાદી ત્રણ તાર ઉપર છેઃ સોનાના, રેશમના, અને સૂતરના." આ હકીકત કેટલેક અંશે સત્ય છે. સૂતરના કાપડની મીલો શહેરની આબાદીને એકતાર કરી રહી છે. છતાં એ કહેવું પણ ખરૂં છે કે, ત્હેના જૂના ઉદ્યોગો પૈકી ઘણા ખરા વિદેશી બનાવટોની હરિફાઇ આગળ અને બ્રિટિશ રાજ્ય તરફથી યોગ્ય આશ્રયને અભાવે તદ્દન નાશ પામ્યા છે અથવા ઘણાજ નબળા અને નામના જ થઇ ગયા છે. જે મમતાથી સુલતાનોએ તથા મુગલ સુબાઓએ પણ આ શેહેરના હુન્નર અને વ્યાપારને પ્રોત્સાહન આપ્યું હતું ત્હેનો એક અંશ પણ બ્રિટિશ સરકારે હૃદયમાં રાખ્યો હોત, તો તો અમદાવાદ ક્‌હારનુંયે ગ્લાસગો તથા માનચેસ્ટરની સ્થિતિએ પ્હોંચી ગયું હોત; કારણ કે એનો અન્તરાત્મા મૂળથી એ બંને નગરોની જેમ જ વ્યાપારી છે. બ્રિટિશ શેહેનશાહતનો એને લાભ મળ્યો નથી એમ તો નહિં; કારણ કે આપણા મરાઠા રાજ્યકર્તાઓના સમયમાં જે મૃતપ્રાય સ્થિતિમાં તે જવા લાગ્યું હતું, ત્હેમાંથી બ્રિટિશ રાજ્યની મહાશાન્તિએ ત્હેનો ફરીથી ઉદ્ધાર કર્યો છે. પરન્તુ ત્હેની સાથે એ પણ સાચું છે કે એ ઉદ્ધાર શહેરની સ્વાભાવિક વ્યાપાર ઉદ્યોગની શક્તિઓના વિકાસને લીધે છે, જમાનાની નવી શોધોએ આપેલાં

રેલવે, આગબોટ, ટપાલ, તાર વગેરે સાધનો તથા સામાન્ય યાંત્રિક જ્ઞાનનાં બળને લીધે છે; સામ્રાજ્યના કોઇ અસાધારણ મમત્વ, પ્રેરણા અથવા પોષણને લીધે નથી.

શહેરમાં મ્હોટી રેલો બે ત્રણ આવી ગઇ, જેને લીધે ઘણું ભારે નુંકશાન થયું હતું. આ શિવાય જે થોડી મ્હોટી આગો થઇ ત્હેણે પણ ઘણી હાની કરી છે. ચાલુ સૈકાની શરૂઆતની લગભગમાં પ્લેગ (મરકી) જેણે જહાંગીર બાદશાહના સમયમાં હિન્દુસ્થાનને મહા ત્રાસ આપ્યો હતો, ત્હેણે ફરીથી દેખા દીધી અને ઘણાં વર્ષ સુધી સંખ્યાબંધ મનુષ્યોનો ભોગ લીધો હતો. દુષ્કાળનું જોર પણ પ્રતિ વર્ષ વધતું જાય છે; અને ૧૯૧૪–૧૮ ના આખી દુનિયામાં વ્યાપી રહેલા મહાન્ વિગ્રહને લીધે હાલ જે મોઘવારી પ્રવર્તે છે, ત્હેનો તો ભયંકર દુષ્કાળોના સમયમાં પણ ભાગ્યેજ ખ્યાલ આવ્યો હશે. ૧૯૧૯ માં પંજાબમાં સરકારી અમલદારોએ કરેલા ત્રાસને લીધે લોકો ઉશ્કેરાઇ જવા વગેરે કારણોથી, હિન્દુસ્તાનનાં બીજાં કેટલાંક સ્થળોની જેમ, અમદાવાદમાં પણ જબરૂં હુલ્લડ લોકોએ કર્યું હતું તથા સરકારી મકાનો, પોલીસ ચોકીઓ તથા કોટના થોડા દરવાજા બાળ્યા હતા. પરંતુ થોડા દિવસમાંજ પાછી શાન્તિ ફેલાઇ હતી.

બ્રિટિશ અમલ શરૂ થયા પછી કેટલાંક વર્ષે (૧૮૫૭ માં) સુધરાઇ ખાતું (મ્યુનિસીપાલેટી) સ્થપાયું. ત્હેમાં હાલ ૪૦ સભાસદો છે, જેમાંના લોકો તરફના પ્રતિનિધિ ૨૬ છે. સુધરાઇ ખાતાના હાથમાં શહેરનું સઘળું પ્રાથમિક કેળવણીનું કામ પણ મૂકાયલું છે. જ્ઞાનની અભિવૃદ્ધિ અર્થે હાલ ઘણી (છોકરા તથા છોકરીયોની) શાળાઓ, પુસ્તકાલયો, વિદ્યાશાળાઓ વગેરે સરકાર તરફથી તથા ખાનગી પ્રયાસથી નીભાવવામાં આવે છે. આ ઉપરાન્ત વનિતા વિશ્રામ નામની એક સ્ત્રી–સહાયક સંસ્થા છે, જે સ્ત્રીકેળવણી ફેલાવવાનું, અને ગુજરાત વિદ્યાપીઠ નામનું વિદ્યાલય રાષ્ટ્રીય કેળવણીના પ્રસારનું, કામ કરે છે. વિદ્યાવૃદ્ધિની પ્હેલી સંસ્થા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીરૂપે સ્થપાઇ હતી.

શહેરની વસતિના આરોગ્ય તથા પ્રાણીઓની સંભાળ માટે કેટલાંક ઔષધાલયો પણ ખોલ્યાં છે, અને ખાનગી ફંડોની મદદથી એક પાંજરાપોળ પણ ચલાવવામાં આવે છે. અમદાવાદમાં કેટલાક વખતથી પાણીના નળ તથા ગટર દાખલ કરવામાં આવ્યાં છે.

આશરે છ વર્ષ ઉપર મહાત્મા મોહનદાસ ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી નિવૃત્ત થઇને શહેર બ્હાર એક આશ્રમ (સત્યાગ્રહાશ્રમ) બાંધ્યો છે, જે હાલની સઘળી રાજકીય તેમજ સામાજિક પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન થઈ પડયો છે.

શહેરમાં ૧૯૦૨ માં પ્રખ્યાત રાજદ્વારી અને વક્તા સર સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપદ નીચે નેશનલ કોન્ગ્રેસ મળી હતી, જેની સાથે હિન્દી સંસાર સુધારા પરિષદ્ તથા હિન્દી કારીગરીનું પ્રદર્શન પણ ભરવામાં આવ્યાં હતાં. આ પ્રદર્શન વડોદરાના મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે ખુલ્લું મૂકયું હતું. આ પ્હેલાં કેટલાક વર્ષો ઉપર પ્રાન્તિક રાજદ્વારી કોન્ફરન્સ મર્હૂમ. શ્રીયુત સયાણીના પ્રમુખપદ નીચે મળ્યું હતું. ત્યાર પછી બીજી બે પ્રાન્તિક કોન્ફરન્સો પણ મળી ચૂકી છે અને હાલમાં નેશનલ કોન્ગ્રેસ તથા સંસાર સુધારા પરિષદ્ થોડા દિવસમાં મળનાર છે. કોન્ગ્રેસના પ્રમુખ તરીકે વિખ્યાત બંગાળી વકીલ શ્રીયુત ચિત્તરંજનદાસ તથા પરિષદ્‌ના પ્રમુખ તરીકે હરદ્વાર ગુરૂકુળના પિતા મહાત્મા સ્વામીશ્રી શ્રદ્ધાનન્દજીની પસંદગી થઇ છે.

ગુજરાત કેળવણી પરિષદ્, જ્ઞાતિ પરિષદ્, થિયોસોફિકલ કન્વેન્શન વગેરે બીજાં મંડળો પણ અકેક વખત અહિં મળ્યાં હતાં, જેમાંનાં થમ એનો તો આરંભજ અહિંથી થયો હતો. ગુજરાત સાહિત્ય પરિષદ્‌ની શરૂઆત પણ અમદાવાદમાં જ થઇ હતી. પ્હેલી બેઠકના પ્રમુખ સ્વ. સાક્ષર શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી હતા તથા ગઇ સાલ (૧૯૨૦) માં જે તેની છઠ્ઠી બેઠક થઇ હતી ત્હેના પ્રમુખ રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળા હતા.

અમદાવાદમાં પ્હેલી ધી અમદાવાદ સ્પીનીંગ નામની એક મીલ સને ૧૯૬૦ માં સ્થપાઈ હતી. હાલમાં તેમની સંખ્યા વધતાં વધતાં લગભગ ૬૦ જેટલીની થઇ છે. શહેરના મીલ માલેકો તરફથી હાલ એક તથા શહેર તરફથી એક એમ બે સભાસદો મુંબાઇની ધારાસભામાં પ્રતિનિધિ તરીકે કામ કરે છે.

બ્રિટિશ હકૂમતમાં રાજ્ય તરફથી પ્રાચીન બાંધકામની સંભાળ લેવાય છે, તે શિવાય બીજું ભાગ્યેજ એવું કાંઇ નવું બાંધકામ થતું હશે, જે કાયમની ત્હેમની યાદગીરી સંભાળે! શ્રીમન્તો તથા ધાર્મિક ભાવનાઓવાળા પ્રજાજનો તરફથી કેટલાંક સારાં મકાનો કરવામાં આવ્યાં છે, જેમાં મુખ્ય શેઠ હઠીશીંગનું મન્દિર છે. સ્વામીનારાયણનું મન્દિર તથા કેટલાંક થોડાજ વખત ઉપર થયેલાં જૈન દેવાલયો પણ જોવા લાયક છે. અમદાવાદના કલેક્ટર બોરોડેલના ઉત્સાહથી કાકરિયું તળાવ તથા નગીના વાડી સુધારવામાં આવ્યાં હતાં. નદી ઉપરનો વિક્ટોરિયા ગાર્ડન તથા સારંગપુર આગળનો માધવ બાગ, એ અહિંનાં જાણીતાં વિશ્રાન્તિસ્થળો છે. મધ્યમ અને ઉચ્ચ સ્થિતિના ગૃહસ્થોને આરામના સ્થાન તરીકે વિક્ટોરિયા ગાર્ડન પાસે આવેલ ગુજરાત ક્લબ શહેરમાં જાણીતી સંસ્થા છે. શહેરને શણગારવામાં તેમજ ત્હેમાં ઉપયોગી જાહેર મકાનોનો વધારો કરવા માટે બ્રિટિશ રાજ્યના આરંભકાળની લગભગ જેમ રા. બ. મગનભાઇ કરમચંદ, શેઠ પ્રેમચંદ રાયચંદ તથા નગરશેઠ પ્રેમાભાઇ હેમાભાઇ વગેરે સજ્જનોએ ઉદાર સહાય કરી હતી, તેમ હાલના સમય લગભગ ઘણી ભારે મદદ સ્વર્ગસ્થ રા. બ. રણછોડલાલ છોટાલાલના કુટુમ્બ તરફથી મળી છે. શહેરમાં પ્હેલી મીલ લાવનાર, મ્યુનીસીપાલેટી તરફથી પાણીના નળની તથા ગટરની ગોઠવણ કરનાર, તેમજ ઉદાર દિલથી જાહેર પ્રવૃત્તિઓમાં આર્થિક સહાય આપનાર એ સજ્જન તથા ત્હેમના સુયોગ્ય પૌત્ર સર ચીનુભાઇ (પ્હેલા બેરોનેટ) નાં નામ શહેરની પ્રગતિના ઇતિહાસમાં ભૂલી શકાય એમ નથી. અમ-

દાવાદના શ્રીમન્તો ઘણું દાન કરતા નથી એમ નહિ, પણ પૈસા વા-
પરવા અને સન્માર્ગે લોકનું હિત થાય એવી રીતે ખર્ચવા, એ એમાં
મ્હોટો ફેર છે.

આ રાજ્યના આરંભકાળ કરતાં હાલ જ્ઞાનની ઘણી અભિવૃદ્ધિ
થઇ છે. પ્રજાનો મ્હોટો ભાગ થોડો વધારે કેળવાયો છે. ઘણાને
અક્ષરજ્ઞાન પ્રાપ્ત થયું છે. પરન્તુ જૂના સ્વદેશી ઉદ્યોગો તરફ ચોખ્ખું
દુર્લક્ષ જણાય છે. ત્હેનું કારણ સાધનનો અભાવ હોય અથવા ગ્રાહ-
કોની ન્યૂનતા હોય. રાજકીય વાતાવરણ રાજ્યના અધિકારીઓની
ભૂલોને લીધે તેમજ મહા યુદ્ધ પછીની થઇ પડેલી અસહ્ય આર્થિક
તંગીને લીધે ઘણું ઘેરાયલું છે, તેથી હાલ કેટલાક સમયથી બીજી
સહુ ધાર્મિક, સાંસારિક સુધારા આદિની પ્રવૃત્તિઓની ગતિ મન્દ દીસે
છે, પરન્તુ આશા છે કે ધીમે ધીમે સઘળી દિશાની પ્રગતિ પાછી એક
સાથે થવી શરૂ થશે.

ગુજરાતના રાજનગર તથા શ્રીનગરનું રૂપાન્તર થયેલ-આ
રાજ્યનગર અમદાવાદની આબાદી અને ઉન્નતિ નિરંતર ચાલું રહ્યાં જ
કરો, એટલી અન્તરમાં શ્રી પ્રભુને પ્રાર્થના છે.



# દ્વિતીય સ્વરૂપઃ ચેતન.



## ૧. જાહેર-જીવન.

લેખકઃ—શ્રીયુત ડા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ.

સબ આસી. સર્જન.



**"I am a citizen of no mean city."**

**હું કંઈ જેવા તેવા શહેરનો શહેરી નથી.**

પાંચસે વર્ષથી જે શહેરે ચ્હડતી પડતીના અનેક છાંયડા વેઠ્યા છે, વેપાર, ઉદ્યોગ, કલા, કૌશલ્ય, સંસાર સુધારો, સાહિત્ય, કેળવણી, દાન ધર્મ અને રાજ્યનીતિમાં જે શહેરે આખા હિન્દુસ્તાનમાં નામ મેળવ્યું છે, તેવા શહેરના શેહેરી હોવામાં અમે ગૌરવ માનીએ છીએ.

આ શેહેર, પીરો સન્તો અને દાનવીરોની સાત્ત્વિકતાથી પોષાયું છે. Man does not live on bread alone; માત્ર પિંડ પોષીને જ એણે સંતોષ માન્યો નથી.

મસજીદો, રોજા, તળાવો, કુવા, વાવો, મંદિરો, મઠો, ઓવારા, પાંજરાપોળો, પરબડીઓ, અન્નક્ષેત્રો, ધર્મશાળાઓ, દવાખાનાં, શાળાઓ, અપાસરા વગેરે સેંકડો સંસ્થાઓ, જુના વખતના શેહેરીઓનાં જાહેર જીવન દર્શાવતી સર્વત્ર જોવામાં આવે છે. ઉત્તમ શિલ્પકળા, સુન્દર કોતરકામ અને બુદ્ધિ કૌશલ્યવાળું સ્થાપત્ય અહીં પુષ્કળ છે. એ બાંધનાર અને બંધાવનાર હાલ નથી, પરંતુ એમની ઉચ્ચ ભાવનાઓ, હૃદયની ઉદારતા, સાધુતા અને રસિકતા અમર છે.

આ શેહેરમાંથી યાત્રાઓએ ઘણા સંઘ નીકળતા, દુષ્કાળોમાં માણસો અને ઢોરો બચાવવા અનેકવાર પ્રયત્નો થતા અને મહાજનો મારફતે પ્રજાનાં સુખ સગવડો માટે નાના પ્રકારની ગોઠવણો કરવામાં આવતી હતી.

**સાહિત્ય.**

દેશોદયનો મુખ્ય માર્ગ સાહિત્યદ્વારા પકડી શકાય છે, અને માતૃભાષાની ખીલવણી વગર જનસમાજમાં જ્ઞાન પ્રચાર થઈ શકતો નથી એમ સમજી આજથી ૭૩ વર્ષ ઉપર **ગુજરાત વર્નાક્યુલર સોસાયટી**ની સ્થાપના કરવામાં આવી હતી. એણે અત્યાર સુધીમાં ઇતિહાસ, ધર્મ, વિજ્ઞાન, હુન્નરકળા, રાજ્યનીતિ, સમાજસુધારણા, કેળવણી, સાહિત્ય વગેરે વિષયનાં ૩૨૫ પુસ્તકો બ્હાર પાડયાં છે અને બુદ્ધિપ્રકાશ નામનું એક માસિક ૬૮ વર્ષથી ચાલે છે. સાહિત્ય પ્રચાર ઉપરાંત કેળવણી અને વિદ્યાદાનને લગતાં એની પાસે ઘણાં ભંડોળો છે અને એના દ્વારા ગુજરાતની ઉત્તમ સેવા થાય છે. ગુજરાતના લગભગ તમામ વિદ્વાનોએ એના ભંડોળમાંથી જ્ઞાનની કોઇને કોઈ શાખાનાં એકાદ બે પુસ્તક જરૂર લખ્યાં હશે.

યંગમેન્સ યુનિયન, સોશીયલ એન્ડ લીટરરી એસોસીએશન, અને છેવટે સાહિત્ય સભામાં રૂપાંતર પામેલી સ્વ. રણજીતરામ વાવાભાઈની મુખ્ય મેહેનતે સ્થપાયલી **ગુજરાત સાહિત્ય સભા** ૧૭ વર્ષથી ચાલે છે. એણેજ ગુજરાતી સાહિત્ય પરિષદને પ્રથમ જન્મ આપ્યો, ગુર્જર સાક્ષરોની જયન્તીઓના સમારંભ યોજ્યા, કલા અને સાહિત્ય પ્રદર્શનો ભર્યાં; અનેક વિદ્વાનો પાસે જ્ઞાનના વિવિધ વિષયો ઉપર ભાષણો કરાવ્યાં અને લેખો લખાવ્યા; કાવ્યોનાં ગાન, પુસ્તકોનાં વિવેચનો, વ્યાખ્યાનો અને પ્રવચનો દ્વારા શહેરને વિદ્યાવિલાસ અને જ્ઞાનચર્ચાના ઉત્તમ લાભ આ સંસ્થાએ આપ્યા છે અને હજી આપે છે. સાહિત્યના ખાસ અભ્યાસવર્ગો વિદ્યાર્થી મંડળો માટે વારંવાર યોજાય છે અને ગુજરાતી ભાષાનો ઉચ્ચ અભ્યાસ કરાવવા પરીક્ષાઓ

લેવામાં આવે છે. છઠ્ઠી ગૂજરાતી સાહિત્ય પરિષદે વિજ્ઞાન સમિતિ નીમી છે તે દ્વારા વિજ્ઞાનના વિષયો ઉપર ગયા વર્ષથી પદ્ધતિસર સપ્રયોગ વ્યાખ્યાનો આ સભાદ્વારા આપવામાં આવે છે.

ગુજરાત સાહિત્ય સભાના જન્મ પહેલાં તેમ તે પછી પણ **બન્ધુસમાજે** સાહિત્યના વિકાસ અને અભિવૃદ્ધિ માટે અનેક રીતે ઉત્સાહપૂર્વક યત્ન કર્યા છે. **સુન્દરીસુબોધ**ની શરૂઆત કરવા પહેલાં **આર્યવત્સલ, વાર્તા વારિધિ** આદિ માસિકો અને જાણીતાં સ્થાનિક વર્તમાન પત્ર આ મંડળના સભ્યોની મદદથી જ ચાલતાં હતાં અને આ મંડળના સભ્યોએ અનેક પુસ્તકો તેમ સાહિત્યાદિ ચર્ચાના લેખ લખી સાહિત્ય જીવનને પોષવામાં જાણવાજોગ પ્રયાસ કર્યા છે.

**સસ્તુ સાહિત્ય પ્રચારક સંસ્થાનું** મુખ્ય સ્થળ પણ અહીં છે. ભિક્ષુ અખંડાનંદ એના આત્મા છે. સસ્તાં અને પ્રજાની ઉન્નતિ કરાવે એવાં પુસ્તકોની રેલ એમણે ચલાવી છે. એક મનુષ્ય શું કરી શકે તે આ સંસ્થાદ્વારા એમણે બતાવી આપ્યું છે.

**સંસારસુધારો.**

સંસારસુધારા માટે આ શેહેરે ઉત્તરોત્તર ઘણા પ્રયાસો કર્યા છે. સ્ત્રીકેળવણીના પ્રચારમાટે, બાળલગ્નનિષેધ માટે, વિધવા પુનર્લગ્નને મદદ અર્થે, અનાથાશ્રમ અને અંત્યજોદ્ધારના કામમાં, મદ્યનિષેધ સારૂ, જ્ઞાતિભેદ દૂર કરાવવામાં અને સારે માઠે પ્રસંગે જમણવારોમાં થતાં ખર્ચો ઓછાં કરાવવા, ઉપદેશથી, પત્રિકાઓથી, પરિષદોથી અને સંસ્થાઓદ્વારા ઘણું કર્યું છે. મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ, વિધવાપુનર્લગ્ન ઉત્તેજક સભા અને સંસારસુધારાસભા એટલી સંસ્થાઓ હાલ ચાલુ છે. ભોળાનાથ લેડીઝ ઈન્સ્ટીટયુટમાં સ્ત્રીઓને કસરત જ્ઞાન અને આનન્દ મળે એવી ઉત્તમ ગોઠવણ કરવામાં આવી છે. નાત જાતના મંડળોનું એક પરિષદ અત્રે ભરવામાં આવ્યું હતું.

**ધર્મસુધારો.**

બંગાળાની બ્રહ્મોસમાજના સિદ્ધાંતપર અત્રે **પ્રાર્થના-સમાજ** કહાડવામાં આવેલી, તેનું મંદિર અહીં છે. દર અઠવાડીયે ત્યાં રવિવારને દિવસે ભજન, કીર્તન, પ્રાર્થના અને ઉપદેશ થાય છે. **આર્ય સમાજ** પણ અહીં છે. આર્ય સમારંભો, પરિષદો અને મેળાવડા પ્રસંગોપાત થયાં કરે છે. **થીયોસોફીકલ સોસાયટી**ની શાખા ભદ્ર પાસે છે. એમની પણ પરિષદો, વ્યાખ્યાનો અને જાહેર સભાઓ વારંવાર થાય છે.

**ધર્મસંરક્ષણ.**

સનાતન હિન્દુ ધર્મનાં રહસ્યો સમજાવવા સ્વામી હંસસ્વરૂપ, દિનદયાળ શર્મા, સીસ્ટર નિવેદિતા, સ્વામી અભેદાનંદ, શંકરાચાર્યો, શ્રીમાન્ નથુરામ શર્મા, શ્રીમાન્ છોટુ મહારાજ વગેરે સંરક્ષક મતના આગેવાનો અનેક પૃથક્ પૃથક્ પ્રસંગોએ ભાષણો વ્યાખ્યાનો આપી ધર્મજાગ્રતિ રાખતા આવ્યા છે. મંદિરોમાં કથાઓ ચાલે છે. દરિયાપુરમાં સદ્‌ગત સર્યુદાસજી મહારાજ નિયમિતરીતે ઘણાં વર્ષો સુધી જીવન પર્યંત કથાઓ કરતા હતા. શ્રેયઃ સાધક અધિકારી વર્ગના એ ઉત્સવો અહીં થયેલા હતા. આદ્ય શંકરાચાર્ય, રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદની જયંતીઓના પ્રસંગો પણ આ શહેરમાં ઉજવાયા હતા.

**રાજકીય પ્રવૃત્તિ.**

**સ્થાનિક સ્વરાજ્ય**—જ્યારથી અમદાવાદને મ્યુનીસીપાલીટી આપી સ્થાનિક સ્વરાજ્યનું કાર્ય સોંપવામાં આવ્યું છે, અને તેને અંગે પ્રજા તરફથી પ્રતિનિધિઓ ચુંટાવા માંડયા છે, ત્યારથી જ્યારે જ્યારે નવી ચુંટણીઓ થવાની હોય છે ત્યારે પ્રજાજનોમાં કેટલીક સ્ફુર્તિભરી ચળવળ થતી રહી છે. પ્રથમનાં કેટલાંક વર્ષો સુધી તો સામાન્ય રીતે પ્રજાનો મ્હોટો વર્ગ લાગવગથી, પક્ષાપક્ષથી અને અનેક પ્રકારના ધનલોભથીજ ચુંટણીના કાર્યમાં પ્રેરાતો હતો;

પરંતુ હવે સમય જતાં તેવા માર્ગથી થતી હાનિ પ્રત્યક્ષ અનુભવ-વાથી, તેમજ શેહેરના ખરા હિત તરફ વિશેષ લક્ષ આપતો થવાથી, પ્રજાનો કેળવાયેલો મ્હોટો સમજુ વર્ગ વાસ્તવિક લાયકાત અને શહેરના હિત તથા સામાન્ય લોકાભિપ્રાયના વલણ તરફ લક્ષ રાખી-ને જ પ્રતિનિધિઓની ચુંટણી કરવા લાગ્યો છે, અને હોમરૂલ અને અસહકારની પ્રબળ હીલચાલે તેમાં જાગૃતિ અને વિશુદ્ધિ આણી છે.

**ગુજરાત સભા**—ઘણા સમય સુધી અમદાવાદમાં પ્રદ્ધતિ-સર રાજકીય પ્રવૃત્તિ કરનાર આ એકજ સંસ્થા હતી; તેમાં વિશેષે કરીને વકીલવર્ગજ મુખ્ય ભાગ લેતો. આ શહેરનું તેમજ આખા ગુજ-રાતનું રાજકીય જીવન થોડેક અંશે પણ સતત જાગ્રત રાખવામાં તેણે સારો ભાગ લીધો હતો. પ્રજાપક્ષના અભિપ્રાય તથા દાદ ફરીયાદો સરકાર આગળ અનેક પ્રસંગે સબળ દલીલ અને ખરી વિગતો તથા આંકડાથી રજુ કરવા આ સભા ચુકતી નહીં. કોંગ્રેસ તથા અન્ય રાજદ્વારી કોન્ફરન્સો તેની દ્વારાએ આ શહેરમાં ભરવામાં આવ્યાં હતાં, અને દરવર્ષે કોંગ્રેસમાં મોકલવાના પ્રતિનિધિઓની ચુંટણી પણ તે જ કરતી. છેક હમણાં સુધી તેનું વલણ વિનીતપક્ષ તરફ હતું.

આ ઉપરાંત બીજી પણ અનેક પ્રવૃત્તિઓ પ્રસંગોપાત થતી રહી છે. પ્રોવીન્શીયલ કોન્ફરન્સોની બે બેઠકો અત્રે થઇ હતી. ગૂજરાત રાજકીય પરિષદની એક બેઠક અને નેશનલ કોંગ્રેસની એક બેઠક અત્રે થયેલી. ગઇ કોંગ્રેસ ૧૯૦૨ માં સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપદ નીચે થઈ તેને ૧૯ વર્ષ થયાં; એ અને આ વર્ષે જે ઐતિહાસિક કોંગ્રેસ (મહાસભા) અત્રે મળે છે તે દર્મીયાન પુષ્કળ રાજકીય પ્રગતિ આ શહેરે કરી છે. દિ. બા. અંબાલાલ સાકરલાલે જ્ઞાનપ્રચારક સભા-દ્વારા વિધવિધ વિષયો પર ભાષણો અપાવેલાં. એમણે પોતે ૧૫ વર્ષ શહેરની તમામ રાજકીય પ્રવૃત્તિ પોષી, ખીલવી અને ઉત્તેજીત કરી. સ્વદેશી મિત્રમંડળ નામના એક યુવાનોના મંડળે સ્વદેશ કીર્ત્તનો, સ્વદેશી માલનાં પ્રદર્શનો, રાજકીય મહાપુરૂષોની જયન્તીઓ, અને

લાલા લજપતરાય, મીસીસ એનીબીસેન્ટ વગેરે મહાપુરૂષોને આમંત્રી આ શહેરને ખૂબ જાગ્રત કરી મેલ્યું હતું. પોળે પોળે સભાઓ ભરી એણે સ્વદેશભક્તિનો ધર્મ આ શહેરને શીખવ્યો હતો. ઉદ્‌બોધન નામનું માસિક એણે થોડાં વર્ષ ચલાવ્યું. એના એક સભાસદે હિન્દ દેવીનું ચિત્ર તૈયાર કરાવ્યું અને સમસ્ત પૈસાફંડ મંડળ દ્વારા કેટલાક યુવકોએ રાત્રીશાળાઓ ચલાવી. રાત્રીશાળાઓમાં ગુજરાતી ઇંગ્રેજી ભાષાઓ ઉપરાંત મજુર વર્ગ વર્તમાન પત્રો અને પુસ્તકો વાંચતો થઈ જાય અને જમાનાના રાજકીય પ્રશ્નો સમજે એ હેતુ હતો. દાદાભાઈ નવરોજજી લાયબ્રેરી કહાડી શિક્ષિત વર્ગને ઉત્તમ રાજકીય અને અન્ય વિષયોનું જમાનાને અનુસરતું વાંચન પુરૂ પાડવામાં આવ્યું. ગોખલે સોસાઇટી નામની એક સંસ્થા થોડો વખત ચાલી. એણે અમદાવાદ પાર્લામેન્ટ રચી અને રાજકીય કાર્ય વ્યવહારમાં કરવાનું આવ્યું તે પહેલાં રાજકીય પ્રશ્નોના અભ્યાસ અને ચર્ચા ત્યાં શરૂ થઇ ગયાં હતાં.

આ પ્રમાણે મહાત્મા ગાંધીજીએ આ શહેરને પોતાનું નિવાસ બનાવ્યું તે પહેલાં એના જાહેર જીવન રૂપી ક્ષેત્રમાં પુષ્કળ ખેડાણ થયું હતું, ઘણું ખાતર નંખાયું હતું અને તાલીમ પામેલા ઘડાયલા ખેડૂતો પણ યથાશક્તિ ખેતી કરતા હતા.

એમના આવ્યા બાદ ગૂજરાત સભા પુનર્જીવન પામી. હોમરૂલ લીગ્સે મીસીસ એનીબીસેન્ટની વ્યવસ્થાશક્તિનો લાભ મેળવી સ્વરાજ્યનો મંત્ર ગામેગામ અને ઘેરેઘેર પહોંચાડયો. ગૂજરાતે રાજકીય પરિષદો યોજી, એનું વ્યવસ્થામંડળ વર્ષ દર્મીયાન સતત કામ કરતું થઈ ગયું; અને આખું હિન્દ એકસંપીથી સ્વરાજ્ય પ્રાપ્તિને અર્થે અત્યારે જે ભગિરથ પ્રયત્ન કરે છે, તેની શરૂઆત પ્રથમ ગૂજરાતમાં થઈ, તેની સાથેજ અમદાવાદ ભારતવર્ષનું કેન્દ્રસ્થાન બન્યું. સત્યાગ્રહઆશ્રમ અહીં સ્થપાયું અને હાલ તો અખિલ ભારતનું એ યાત્રાનું સ્થાન થઈ પડ્યું છે.

## ૨. જાહેર સંસ્થાઓ.

### લેખક: શ્રીયુત ડાહ્યાભાઇ મનોરદાસ પટેલ.



**संगच्छध्वं संवदध्वं संवो मनांसि जानताम्।** (શ્રુતિ)

સંઘબળ એ દરેક દેશની સમાજના જીવન માટે આવશ્યક છે, એ કાંઈ આપણે પશ્ચિમની પાસેથી શિખ્યા નથી; ઉપરની શ્રુતિ આનો પ્રબળ પુરાવો છે. પૂર્વે આપણે સંઘમાં એકત્રિત થઇ સર્વ કાર્ય કરતા હતા, કે જેની કાર્યરેખા હજુ તૂટી નથી. યાત્રા નિમત્તે નીકળતા સંઘ, તેના સંઘવી, મહાજન-પંચ અને તેના પટેલો-એ બધું અત્યારે પણ સાક્ષી રૂપ ઉભેલું છે.

જે અર્થમાં અને જે હેતુથી આ લેખ અત્રે આપવામાં આવે છે તે અર્થ અને હેતુ જોતાં 'સંસ્થા' એ 'સંઘ,' 'મહાજન,' 'પંચ' વગેરેનો પર્યાય શબ્દ છે. એટલે એક સંસ્થામાં અનેક વ્યક્તિઓનો સમાસ હોઈ શકે.

જે સંસ્થામાં વ્યક્તિસમુદાય વિશેષ તે સંસ્થા મ્હોટી; જે સંઘમાં મનુષ્યો વિશેષ તે સંઘ મ્હોટો. એટલે એક પ્રશ્ન સ્વાભાવિક ઉભો થવાનોજ કે જે શહેરમાં સંસ્થાઓ વિશેષ તે સારૂં કે નહિ?

મારા મત પ્રમાણે અનેક સંસ્થાઓ સમાજને મજબૂત કરી ના શકે. સંસ્થાનો હેતુ, સંઘનો હેતુ, સમાજને બળવાન બનાવી પોષી તેની પ્રગતિ કરવાનો છે. સંસ્થાનું બંધારણ એટલે સંસ્થાની અંદર સામેલ થતી વ્યક્તિઓનું એક મેકથી બંધન; સંસ્થાનું બંધારણ એટલે સંસ્થાનો હેતુ એક સર્વસામાન્ય માનીને—અંગીકાર કરીને—નિયમબદ્ધ માર્ગે ગમન કરવું; સંસ્થાનો હેતુ અને નિયમબદ્ધ માર્ગ જેમ વિશેષ મનુષ્યોને પસંદ, તેમ તે સંસ્થાનું અધિક મહત્ત્વ, અને ત્યારેજ તે સંસ્થાથી ધ્યેયને પ્રાપ્ત કરી શકાય.

પણ, કમનશીબે આપણા દેશમાં વિશેષ સંઘબળ વાળી સંસ્થાઓ અતિ જૂજ છે, જ્યારે થોડા થોડા વ્યક્તિસમુદાયની બનેલી

સંસ્થાઓ અતિશય સંખ્યામાં છે અને એકત્ર પરિણામ સુંદર નથી. તથાપિ રૂચિવૈચિત્ર્ય અને મતવૈચિત્ર્યનું, અનેક પ્રકારના નાનાવિધ વ્યવસાયોનું અને બહોળી વસ્તીનું આ નગર છે, તેથી તેમાં અનેક સંસ્થાઓ કદાચ સંભવી શકે. વળી વિશેષ સંસ્થાઓ ઉત્પન્ન થવાનાં બીજાં ઘણાં કારણો પણ હોય છે.

આ પ્રમાણેની પરિસ્થિતિ હોવાથી–એટલે અનેક સંસ્થાઓ કરતાં થોડી પણ વિશેષ સંઘબળવાળી સંસ્થાઓ જોઇએ, છતાં એક યા બીજા કારણને લીધે વિશેષ સંસ્થાઓની જરૂર જણાતાં તે ઉભી થઇ છે તેથી–આ બધી સંસ્થાઓને જોડી નાંખનાર, આ બધી સંસ્થાઓ સાથે મેળ રાખી, મેળ કરાવી આપી, તેમની સેવા કરનાર એક મધ્યવર્તી મંડળ સ્થાપવાનો કેટલાકોનો ઈરાદો થયો હતો. પરિણામે અ. સૌ. વિદ્યાગૌરી રમણભાઇના પ્રમુખપદ નીચે 'અમદાવાદ સોશિયલ સરવિસ લીગ' યાને 'અમદાવાદ સેવા મંડળ' સ્થાપવામાં આવ્યું. આ મંડળ દ્વારા મેં મારા મિત્ર રા. મણિલાલ ન. દોશીની જ્યાં સુધી સહાય મળી ત્યાં સુધી અમદાવાદની જાહેર સંસ્થાઓ વિષે વિગતો એકઠી કરવા માંડેલી. અમો બધી સંસ્થાઓની વિગતો એકઠી કરી શકયા નથી. પણ અમદાવાદની જાહેર સંસ્થાઓની નોંધ આપવાની મારી ફરજ છે એમ મને જણાવવામાં આવ્યું, તેથી જેટલી મારાથી ભેગી થઇ શકી છે તેટલી નોંધ હું અત્રે આપું છું. આ નોંધ અપૂર્ણ છે, અને સ્વાભાવિક છે કે તેમાં કદાચ ભૂલ કે દોષ સંભવે. તેથી આ નોંધમાં જે કાંઇ દોષ કે ભૂલ જણાય તેનો જવાબદાર હું છું અને તેને માટે હું પ્રથમથી જ ક્ષમા માગું છું. મારા દોષ કે ભૂલોનો ખ્યાલ જે કોઇ ભાઈ–બહેન આપશે તેમનો હું ઉપકાર માની તે ભૂલો સુધારીશ અને દોષ દૂર કરીશ.

વિગતો સાથે સંસ્થાઓનો હેવાલ આપવો અત્રે સ્થાનાભાવે અશક્ય છે. ફક્ત સંસ્થાઓના નામનો જ મારે ઉલ્લેખ કરવો અને જ્યાં ખાસ વિશેષ જણાવવા જેવું હોય ત્યાંજ ટીકારૂપ જણાવવું એ હું હેતુપુરઃસર સમજું છું.

## જ્ઞાન-સાહિત્ય-પ્રસારક સંસ્થાઓ.

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટી:**—આ સંસ્થા અતિ પુરાણી છે. જ્ઞાન પ્રચારનું કાર્ય શરૂ કરનાર પહેલામાં પહેલી સંસ્થા આ છે. યોગ્ય પુસ્તકો ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ કરવાં, સારા સારા ગ્રંથોના અનુવાદ કરાવવા, લેખકોને ઉત્તેજન આપવાં, સાહિત્ય સંસ્કારી બનાવવું, સ્કોલરશિપો આપવી, ઈનામો આપવાં, ગ્રંથકારોને મદદ આપવી, પુસ્તક સંગ્રહ કરવો, જૂનાં પુસ્તકોની શોધ-ખોળ કરવી વગેરે અનેક કાર્યો આ સંસ્થાદ્વારા થાય છે. વ્યવસ્થા ઘણી સુંદર છે અને ફંડ પણ ઠીક છે; અનેક ફંડોની વ્યવસ્થા આ મંડળને સોંપાય છે એટલું બધું તે વિશ્વાસપાત્ર છે.

**ગુજરાત વિદ્યાપીઠ:**—આ વિદ્યાપીઠ હસ્તક મહા વિદ્યાલય તથા કેટલીક માન્ય કરેલી શાળાઓ અને કુમાર મંદિરો ચાલે છે; તદુપરાંત કાંકરીઆ તળાવ પાસે મણિપુરમાં શિક્ષકો માટેનું એક 'અધ્યાપન મંદિર' ખોલવામાં આવ્યું છે. ઉપાડેલાં કાર્યોના પ્રમાણમાં આ સંસ્થા પાસે પૂરતું ફંડ નથી.

**ગુજરાત કેળવણી મંડળ:**—આ મંડળ મારફત બહારગામનાં કેટલાંક પુસ્તકાલયોને મદદ મળે છે. અત્રે એક ઇંગ્રેજી શાળા ચાલે છે. છેલ્લી કિન્ડર ગાર્ટન અને મોન્ટિસરી પદ્ધતિ અનુસાર એક 'નવી ગુજરાતી શાળા' ચાલે છે.

**સમસ્ત ગુજરાત પૈસા ફંડ:**—આ ફંડ ઉત્સાહી યુવકોએ જમાવેલું છે. તેનું કાર્ય ઘણું સુંદર છે. તેની મારફત રાત્રીશાળાઓ ચાલે છે, વાંચનાલયો ચાલે છે, ગરીબ અને મજુર વર્ગને આ સંસ્થા આશિર્વાદરૂપ છે. ફંડ વધે એ ઇષ્ટ છે. પાત્રે દાન છે.

**બહેરા-મુંગાની શાળા:**—આ શાળા એક નમુનેદાર અને દરેક મુસાફરને માટે તે જોવા લાયક છે. રા. પ્રાણશંકર લલુભાઇના ખંત અને શ્રમને લીધે થતું કાર્ય વખાણવા યોગ્ય છે. પાંચકુવા ચાર

રસ્તા પાસે તેનું ભાડાનું મકાન આવેલું છે.

**અન્જુમને ઇસ્લામઃ**—મુસલમાન ભાઇઓ માટે મદ્રેસાઓ ચલાવે છે. ફંડ ઠીક છે.

**ગુજરાત સાહિત્ય સભાઃ**—આ સભા સાહિત્ય ફેલાવવા તથા તેનો પ્રચાર કરવા સંબંધી શ્રમ અને ખંત ખરચી રહી છે.

**વનિતા વિશ્રામઃ**—આ સંસ્થા સ્ત્રીઓને શિક્ષણ આપવાનું સ્તુત્ય કાર્ય કરે છે. સંસ્થા ઉત્તમ છે. ગં. સ્વ. બ્હેન સુલોચના દેસાઈની ખંત અને મહેનતથી આ સંસ્થા અનેક મહા પુરૂષોનો સત્કાર મેળવી શકી છે. આ જ સંસ્થામાં 'ભગિની સમાજ' નામનું મંડળ રચાયેલું છે. 'ભગિનિ સમાજ વિદ્યોતેજક મંડળ' પણ છે. સ્ત્રીઓ માટે એક ઘરનું પુસ્તકાલય સ્થાપવામાં આવ્યું છે. દરેક દેશનેતા આ સંસ્થાની મુલાકાત લે છે.

**અત્યંજ અને મજુરો માટેની સંસ્થાઃ**—શ્રીમતી અનુસૂયા બ્હેને મજૂરોમાં અને ખાસ કરીને અત્યંજોમાં જ્ઞાનનો ફેલાવો કરવાનો જે પ્રયાસ આરંભ્યો છે તે અતિશય સ્તુત્ય છે. તેઓ ઘણી મજૂરશાળા અને અત્યંજ શાળાઓ ચલાવી રહ્યાં છે. પતિતોદ્ધારનું આ કાર્ય શ્રીમતી અનસૂયા બહેન કરીને રાષ્ટ્રની ભારે સેવા કરે છે એ નોંધ લીધા વિના ચાલે તેમ નથી.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયઃ**—'સસ્તું સાહિત્ય' નું નામ ગુજરાતીઓમાં સુપ્રસિદ્ધ છે. આ સંસ્થાએ જ્ઞાન પ્રસારનું કાર્ય ઘણું જ સુંદર કર્યું છે, વાંચનનો શોખ વધાર્યો છે. ધાર્મિક, ઐતિહાસિક, નૈતિક, આર્થિક, શાસ્ત્રીય વગેરે પ્રકારનાં અનેક ઉત્તમ પુસ્તકો બહુ સસ્તી કિંમતે પ્રસિદ્ધ કરી ગુજરાતી ભાષાની અને ગુજરાતીઓની તેણે ઉત્તમ સેવા બજાવી છે. લેખકોને પણ ઠીક ઉત્તેજન મળ્યાં છે. ઘણી સસ્તી કિંમતે પુસ્તકોનો ફેલાવો કરવા છતાં મંત્રી ભિક્ષુ અખંડાનંદની કાર્યકુશળતાથી નફાનું ફંડ સારૂં છે.

**કોલેજોઃ**—ગુજરાત કોલેજ, મહા વિદ્યાલય, પ્રેમચંદ રાયચંદ

મેલટ્રેનિંગ કોલેજ અને અધ્યાપન મંદિર, મિશનરીઓની સેંટ સ્ટીવન કોલેજ, મહાલક્ષ્મી વીમેન ટ્રેનિંગ કોલેજ વગેરે.

**ઇંગ્રેજી નિશાળો:**—રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલ, જે. એલ. હાઇસ્કુલ; નેટીવ ઇન્સ્ટીટયુટ, ટયુટોરીયલ હાઇસ્કુલ, વિનયમન્દિર (મોડેલ હાઇસ્કુલ), સીટી હાઇસ્કુલ તથા સરકારી મીડલસ્કુલ એટલી ઇંગ્રેજી સ્કુલો છે.

**ગુજરાતી, ઉર્દુ અને એંગ્લો વર્નાકયુલર નિશાળો:**—મ્યુનિસિપાલીટી હસ્તક ગુજરાતી, ઉર્દુ વગેરેની લગભગ ૫૫ નિશાળો ચાલે છે. તદુપરાંત સત્યાગ્રહાશ્રમની રાષ્ટ્રીય શાળા, શેઠ મનસુખભાઇની સ્કુલ, જ્યુબિલી મિલની સ્કુલ, શિયા ઇમામી ઇસ્માઇલ સ્કુલ, મારવાડી યુવક મંડળની સ્કુલ, અંત્યજશાળા, લેબર સ્કુલ, રાત્રીશાળાઓ, મિશનરીઓની સ્કુલો વગેરે.

**કન્યાશાળાઓ:**—મહિલા વિદ્યાલય, વીમેન હાઇસ્કુલ, વનિતા વિશ્રામની શાળાઓ, શ્રાવિકાશાળા, ગંગાબાઇ કન્યાશાળા, પ્રધાનબાઇ કન્યાશાળા, મગનભાઈ કરમચંદ કન્યાશાળા, હરકોર શેઠાણીની કન્યાશાળા, રણછોડભાઇની કન્યાશાળા, દિવાળીબાઇની કન્યાશાળા, પારસી ગર્લ્સ સ્કુલ, અન્જુમને ઇસ્લામની કન્યાશાળા, મિશનરીઓની ફિમેલ ટ્રેનિંગ કોલેજ, જનાનો મિશન હાઇસ્કુલ, ગર્લ્સ સ્કુલો વગેરે.

**નર્સ સ્કુલ:**—આ નિશાળ રેવાબાઈ વોર્ડમાં છે. તેમાં નર્સના કામની તાલીમ આપવામાં આવે છે.

**સંસ્કૃત તથા જ્યોતિષની શાળાઓ:**—શ્રીનગર અમદાવાદ સંસ્કૃત પાઠશાળા, ભાઇશંકરભાઇની સંસ્કૃત પાઠશાળા, બેચરદાસ લશ્કરીની પાઠશાળા, સ્વામીનારાયણની પાઠશાળા, જોષી ઉત્તમરામની, જોષી દલસુખરામની અને જોષી ગિરજાશંકર હરીશંકરની વગેરે જ્યોતિષ શીખવવાની પાઠશાળાઓ.

**પુસ્તકાલયો અને વાંચન ગૃહો:**—હીમાભાઇ ઇન્સ્ટીટયુટ:-ભદ્ર આગળ આવેલી આ લાઇબ્રેરી ઘણી જુની છે. તેમાં સભાસદોમાં

અંગ્રેજો અને પારસીઓની સંખ્યા વિશેષ છે. આપારાવ ભોળાનાથ લાયબ્રેરીઃ-રાયપુર દરવાજા બ્હાર પોતાના મકાનમાં છે. તેમાં કેટલાંક જુનાં અને હાલમાં અપ્રાપ્ય પુસ્તકોનો સંગ્રહ સારો છે. દાદાભાઇ નવરોજજી લાયબ્રેરીઃ-પાંચકુવા પાસે રીચીરોડ ઉપર છે, તેમાંનું વાંચનાલય ઘણું ઉત્તમ છે. ભાઇશંકર લાઇબ્રેરીઃ-રાયપુર અને સારંગપુરની વચ્ચે મ્યુનીસીપાલીટીને હસ્તક ચાલતી આ લાયબ્રેરીમાં પુસ્તકો માત્ર ત્યાં બેસીને વાંચવાની જ છુટ છે. વાંચનગૃહ સારૂં છે. વીરચંદ દીપચંદ લાયબ્રેરીઃ-માત્ર વાંચનાલય જ છે. એ ઉપરાંત સ્વ. ચતુરલક્ષ્મી લાયબ્રેરી, દરીયાપુરમાં આવેલી મિત્રમંડળ લાયબ્રેરીઓ, થીયોસોફીકલ સોસાઇટીનું તથા સ્વરાજ્ય સભાનું, એ પુસ્તકાલયો, ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટયુટનો પુસ્તકસંગ્રહ વગેરે બીજાં કેટલાંક નાનાં પુસ્તકાલયો પણ શહેરમાં છે.

## છાત્રાલયો.

સત્યાગ્રહાશ્રમ—આ આશ્રમ હસ્તક રાષ્ટ્રીય શાળા ચાલે છે તેનું એક છાત્રાલય હમણાં જ બંધાઈ તૈયાર થયું છે. આ આશ્રમમાં પણ વણાટ કામ, કાંતવાનું કામ ૪૦ શીખનારા વિદ્યાર્થીઓ રહે છે. રાષ્ટ્રીયશાળા અને તેનું છાત્રાલય અમદાવાદમાં આવતા દરેક મુસાફરને માટે સુંદર મુલાકાતનું સ્થળ છે. સ્વરાજ્ય આશ્રમ-આ આશ્રમ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ માટે છે. તે એક નમુનેદાર છે અને તેની મુલાકાત લેવા યોગ્ય છે. મી. એન્ડ્રુઝે આ આશ્રમ માટે પોતાનો અતિશય સંતોષ બતાવી તેનાં યોગ્ય શબ્દોમાં વખાણ કર્યાં હતાં. તેની એ સ્થિતિ અધ્યાપક શ્રીયુત ગીડવાણીજીના પરિશ્રમને આભારી છે.

વૈશ્ય સભાનું છાત્રાલય અમદાવાદમાં વિશાળતામાં બીજે નંબરે છે અને તે જમાલપુરના રસ્તે છે. શેઠ ચમનલાલ નગીનદાસ જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક બોર્ડિંગ-સ્વરાજ્ય આશ્રમની જોડમાં બેસી શકે તેવું આ છાત્રાલય છે; બીજાં બધાં છાત્રાલયો કરતાં

આની વ્યવસ્થા અતિ ઉત્તમ છે. વ્યવસ્થાપક શા. મંહાસુખરામ અનોપચંદ માસ્તર છે, તે વયોવૃદ્ધ અને અનુભવી છે. પ્રેમચંદ મોતીચંદ દિગમ્બર જૈન બોર્ડિંગ—આ છાત્રાલય પણ સારૂં છે. કડવા (કણબી) પાટીદાર બોર્ડિંગ—આ છાત્રાલય સરખેજ રોડ ઉપર છે અને તેની વ્યવસ્થા ઘણી સુંદર છે. વ્યવસ્થાપક રા. હીરાલાલ વસંતદાસ એક વયોવૃદ્ધ અને અનુભવી ગૃહસ્થ છે. અચરતલાલ ગીરધરલાલ વેરાગીનું બોર્ડિંગ; તે સિવાય શ્વેતામ્બર જૈન બોર્ડિંગ, સંયુક્ત (જૈન સ્થાનકવાસી) વિદ્યાર્થીગૃહ, લેઉઆ (કણબી) પાટીદાર બોર્ડિંગ લેઉઆ (કણબી) દશકોશી બોર્ડિંગ, ઔદિચ્ય બોર્ડિંગ, ખડાયતા (વણિક) બોર્ડિંગ, સાઠોદરા (નાગર) બોર્ડિંગ, શ્રીમાળી (બ્રાહ્મણ) બોર્ડિંગ, ત્રવાડી મેવાડા બોર્ડિંગ અને અંત્યજાશ્રમ વગેરે. ગવર્મેન્ટ હાઇસ્કુલની માધવલાલ બોર્ડિંગ, ગુજરાત કોલેજની હોસ્ટેલ, અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજનું હોસ્ટેલ વગેરે.

## રોગ પ્રતિબંધક અને આરોગ્ય પ્રસારક સંસ્થાઓ.

અમદાવાદ મ્યુનિસિપાલિટિ; અમદાવાદ સેનિટરી એસોસિયેશન; અમદાવાદ વૈદ્ય સભા; સેંટ જોન એમ્બ્યુલન્સ બ્રિગેડ; અમદાવાદ લેડી મેમોરિયલ નર્સિંગ એસોસિયેશન; વગેરે.

**રણછોડદાસ ગોપાલદાસ આરોગ્ય ભુવન.**—આ એક ઉત્તમ પ્રકારની સગવડ વાળું સેનેટોરિયમ છે. શાહીબાગ રોડ ઉપર ખુલ્લા સ્થળમાં બાંધેલું છે, વિશાળ છે અને તેનો લાભ ઘણા લોકો લે છે, કારણ શાહીબાગની હવા સૂકી અને ચોખ્ખી ગણાય છે.

અમદાવાદથી બે ગાઉ દૂર નરોડા સ્ટેશન સામે શેઠ જમનાભાઇ ભગુભાઇએ એક સેનેટોરિયમ બંધાવેલુ છે. તેના ખંડ છૂટા છૂટા પાડીને ઉત્તમ સોઈ કરેલી છે. આનો પણ ઘણાં લોકો લાભ લે છે. પણ ગરીબ વર્ગ બહુ લાભ લેઇ શકતો નથી કે જેટલો લાભ રણછોડદાસ આરોગ્યભુવનનો તે લઇ શકે છે.

**દવાખાનાંઃ**—સિવિલ હૉસ્પિટલ; શેઠ નવરોજી ડિસ્પેન્સરી;

ઓફથેલ્મિક (આંખની) હોસ્પિટલ; મેટરનિટિ હોસ્પિટલ એન્ડ જનરલ હોસ્પિટલ ફોર પારસીઝ એન્ડ યુરોપિયન્સ; રા. બ. રણછોડલાલ છોટાલાલનું દવાખાનું; લાર્ડ હેરિસ ટ્રાવેલિંગ ડિસ્પેન્સરી; રા. બ. રણછોડલાલ છોટાલાલનું ગરીબ દરદીઓને ઘેર બેઠાં ડાક્તરી મદદ આપવાનું દવાખાનું; વિક્ટોરિયા જ્યુબિલિ હોસ્પિટલ અને રેવાબાઈ વોર્ડ; બેચરદાસ લશ્કરીનું દવાખાનું; રેબાબાઇ ડિસ્પેન્સરી; ગાંડાની ઇસ્પિતાલ; લેપર એસાઇલમ (રગતપીતીઆંનું આશ્રમ;) શેઠ મગન જેચંદનું ધર્માદા દવાખાનું; પ્રજાહિત વર્ધક દવાખાનાં (ત્રણ શાખા); ચીનાઇવાળાનું દવાખાનું; પ્રેમચંદ મોતીચંદનું દવાખાનું; લોકહિતાર્થે દેશી દવાખાનું: સોમનાથ ભુદરનું પ્રજાહિતાર્થે દવાખાનું; મોતીલાલ મનસુખરામનું દવાખાનું; વૈદ્ય જટાશંકર લીલાધરનું ગરીબો માટેનું મફત દવાખાનું; ડી. એમ. પીટીટ વેટરનરી હૉસ્પિટલ (ઢોરોનું દવાખાનું;) શેઠ સારાભાઇ ફાઉન્ડલિંગ એસાઇલમ; અમદાવાદ ચંગપોળ ઉપરનું આંખોનું ધર્માદા દવાખાનું; વિગેરે.

આ સિવાય ગરીબ પારસીઓને ભયંકર માંદગી વખતે મદદ કરવાનું નવરોજજી શેઠનું ફંડ છે.

**રાજકીય સંસ્થાઓ:**—ગુજરાત સભા, ગુજરાત પ્રાન્તિક સમિતિ; સ્વરાજ્ય સભા; ગુજરાત રાજકીય મંડળ; નેશનલ હોમરૂલ લીગ; પીસ એન્ડ ઓરડરની હમણાં સ્થપાયેલી લીગ; વિગેરે

**શાસ્ત્રીય સંસ્થાઃ**—પુરાતત્ત્વ મંદિર, રણછોડલાલ છોટાલાલ ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ; વિગેરે.

## અનાથાશ્રમો.

મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ—આ અનાથાશ્રમ મોટામાં મોટું અને સુંદર વ્યવસ્થા પૂર્વક ચાલે છે. તે રાયપુર દરવાજા બહાર આવેલું છે. દાન કરવા માટે યોગ્ય સ્થળ છે. શાહપુરનું ચીનુભાઇનું અનાથાશ્રમ અને અન્નાશ્રમ—આમાં ૩૦ અનાથો અને અપંગો

માટે સગવડ છે. લેપર એસાઇલમ ( રગત પીતીઆનું આશ્રમ)–કાગડા-પીઠમાં રાયપુર દરવાજા બહાર છે. આમાં રગત પીતીઆં રહે છે; દાનને માટે યોગ્ય સ્થળ છે; આ આશ્રમની જોડેજ આંધળાં પાંગળાં માટેનું લલુરાયજી વાળું આશ્રમ છે. રાયખડ અને શાહપુરનાં યતિમ ખાનાં છે. આ સિવાય અનેક સદાવ્રતો છે; તેમાં તાગીઆના મહાજનનું, લલુભાઇ કરસનદાસનું, અચરતલાલ ગીરધરલાલ વેરાગીનું, લાલા ભગતનું વિગેરે; આંધળાં, લૂલાં, પાંગળાંને ખાનગી મદદો થાય છે; તેમાં શેઠ નવરોજી પેસ્તનજી તરફથી હેડપોસ્ટ ઓફિસ આગળ દરમાસે માસિક મદદ કેટલાંકને જાહેર રીતે મલ્યેજ જાય છે તે નોંધવા યોગ્ય છે.

## ધર્મશાળાઓ:

સ્ટેશન સામેની ભાઇશંર નાનાભાઇની રેવાબાઇ ધર્મશાળા; મણિલાલ રણછોડદાસ વિશ્રામ ભુવન; લલુભાઈ કરસનદાસની ધર્મશાળા; ભાટીઆની ધર્મશાળા; મગનભાઇની ધર્મશાળા; આગાખાન બિલ્ડિંગ (સ્ટેશન સામે કપાસીઆ બજારમાં.); આમિના મસ્જિદ મુસલમાન ભાઇઓ માટે, સ્ટેશન સામે; હરીવલ્લભ મૂળચંદની ધર્મશાળા; છોટાલાલની ધર્મશાળા, શાહપુરમાં; દિગમ્બર જૈનોની ધર્મશાળા, મીરજાપુર સલાપોસ રોડ ઉપર; દલપતભાઇ ભગુભાઈની ધર્મશાળા મરચીપોળ, રતનપોળમાં; નવરોજી શેઠની પારસી ધર્મશાળા, સલાપોસ રોડ; કૃષ્ણલાલ ઓછવલાલની ધર્મશાળા; પાંચકુવા; આ સિવાય કાળુપુર દરવાજે સાધુ લોકો માટેની બે ધર્મશાળાઓ છે; તથા બીજાં ધાર્મિક આશ્રમો છે કે જ્યાં સાધુ સંત તથા મુનીઓ વગેરે ઉતરી શકે છે; તેમાં સ્વામીનારાયણનું મંદિર, ચારધામની જગ્યા, ત્રીકમજીનું મંદિર, જમાલપુરવાળી જગન્નાથજીની જગ્યા, અસારવા પાસેની માધવદાસની જગ્યા, નિલકંઠ મહાદેવનો અખાડો, દિલ્લી દરવાજા પાસેની ગોકળદાસની જગ્યા; અપાશરા, જાહેર મહાદેવની જગ્યાઓ વિગેરે; બિલાડીવાળાનું દરિયાપુરનું મુક્તાશ્રમ અને ધર્મશાળા, વિગેરે.

**સામાજિક સંસ્થાઓઃ**—અમદાવાદ સોશિયલ સરવિસ લીગ યાને અમદાવાદ સેવા મંડળ, સંસાર સુધારા સમાજ, વિધવા વિવાહોત્તેજક મંડળ, ટેમ્પરન્સ એસોસિયેશન, ગુજરાત કલબ, વનિતા વિશ્રામ, ભગિની સમાજ, મહિલા મંડળ, વિમેન્સ ગ્રેજ્યુએટ એસોસિએશન, આંધળાં બ્હેરાં માટે કામ કરનારાંઓનું ગુજરાત એસોસિયેશન, અમદાવાદ રીલીઝડ પ્રિઝનર્સ એસોસિયેશન (મુક્ત કેદીઓને મદદ કરનારૂં મંડળ), સ્વરાજ સભા સ્વયં સેવક મંડળ, અ ટુકડી ને બ ટુકડી, સમાજ સેવા સ્વયંસેવક મંડળ, મજૂર મંડળ, તથા બીજાં સેવા મંડળો.

**મહાજન-સંઘઃ**—મિલ ઓનર્સ એસોસિયેશન, મિલ મજૂરોનાં મંડળો (૧) સ્પિનીંગ, (૨) વીવીંગ, (૩) તાણાવાળા વગેરેનાં; મિલ કલાર્કસ એસોસિયેશન; પોસ્ટલ યુનિયન, કંપાઉન્ડર્સ એસોસિયેશન, ટીચર્સ એસોસિયેશન, ગુજરાત વિલેજ ઓફિસર્સ યુનિયન, ગુજરાત ખેડૂત ખેતીવાડી મંડળ; વકીલ મંડળ, પ્રેસ એસોસિયેશન, શેર બજાર એસોસિયેશન, કમર્સ ચેમ્બર, અને અનેક ધંધાદારીઓનાં ધંધાવાર મહાજનો; વિગેરે.

**ધાર્મિક સંસ્થાઓઃ**—આર્ય સમાજ, પ્રાર્થના સમાજ, થિયોસોફિકલ સોસાઇટીની શાખા, પારસી અંજુમન, અંજુમને ઇસ્લામ, સનાતન ધર્મ મંડળ, વૈદિક ધર્મ મંડળ, મુક્તિફોજ, આઇરીશ મિશન, સ્વામીનારાયણની, વલ્લભમાર્ગીની, રામાનુજીની, વૈરાગી, અવધૂત, નાગા બાવા વિગેરેની સંસ્થાઓ અને ભજન મંડળીઓ, મોક્ષ મંદિર, ફ્રીમેશન ( શાખા ), વિગેરે.

**જીવદયા માટેની સંસ્થાઓઃ**—પાંજરાપોળ, જીવ દયા પ્રચારિણી સભા, જાનવરો ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળી ( શાખા ), વિગેરે.

**સ્મશાનગૃહોઃ**—મુક્તિ સદન, દુધેશ્વરમાં; ભાઇશંકર નાનાભાઇનું સ્મશાનગૃહ જમાલપુરમાં, જૈનોનું શાહપુરમાં.

**વ્યાયામ સંસ્થાઓઃ**—મી. પુરાણીના અખાડા, સારંગપુર, ટંકશાળ ને ભદ્રમાં; ઉસ્તાદ કરીમ વગેરે છીપાઓના અખાડા, આસ્ટોડીયા અને જમાલપુરમાં; વડવાળી ગેટ (રાયપુર) નો અખાડો; ખુદાબક્ષનો (ઘીકાંટામાં); લક્ષ્મીશંકર વ્યાસનો અખાડો; પાંજરા પોળ પાસેનો જૈનોનો અખાડો; હિંદુ જીમખાનું, પારસી જીમખાનું; વિગેરે.

**પરસ્પર પ્રેમસંવર્ધક સંસ્થાઓ.**—રિફોર્મ કલબ; ગુજરાત કલબ; શેઠીઆ કલબ; ઇન્ડસ્ટ્રિયલ કલબ; પારસી જીમખાના અને કલબ; હિંદુ જીમખાના અને કલબ; સ્ટુન્ડસ બ્રધરહુડ; મિત્રમંડળ; બંગાલી કલબ; ક્ષત્રિય કલબ; બંધુસમાજ; મારવાડી યુવક મંડળ; જૈન યુવક મંડળ; વિસાઓશવાળ જૈન કલબ, વડનગરા નાગરોનું મંડળ; વિગેરે અનેક જ્ઞાતિમંડળો.

આ પ્રમાણે અનેક સંસ્થાઓ હજુ બીજી આ શહેરમાં કાઢવી હોય તો કાઢી શકાય;—કેટલીક કાઢવા યોગ્ય છે. પણ અમદાવાદ શહેરની અંકાતી કિંમત પ્રમાણે સેવાસંસ્થાઓ છે કે નહિ અને તેનો કારભાર કેવો ચાલે છે, એ જણાવવું અત્રે હું અસ્થાને ગણું છું. છતાં જેમ બીજા નગરોની સંસ્થાઓથી હું વાકેફ થઇને જે નિર્ણય ઉપર આવ્યો છું તે નિર્ણય હું ફેરવી શકતો નથી. તે નિર્ણય આવી સંસ્થાઓમાં સેવાનો આત્મા પૂરી રીતે પ્રવેશેલો નથી એ છે; પરંતુ મહાત્મા ગાંધીજી જેમને એક હિંદના સાચા સેવક ગણી શકીએ તેમના સાબરમતી તટ ઉપરના નિવાસસ્થાનને લીધે આશા રહે છે કે અમદાવાદની સેવા સંસ્થાઓ જરૂર વિશેષ ચેતન્ય પ્રાપ્ત કરશેજ. ઇશ્વર આ આશા સફળ કરો.

# ૩. જાણીતાં સ્ત્રી-પુરૂષો.

( વર્ણાનુક્રમે. )

લેખકઃ—શ્રીયુત ચુનીલાલ વર્ધમાન શાહ.

## ૧. વિદ્યમાન.

**બ્હેન અનસૂયા સારાભાઇ**—શેઠ અંબાલાલ સારાભાઈનાં ભગિની બ્હેન અનસૂયા પ્રત્યે અમદાવાદના મીલ મજુરો સારી શ્રદ્ધા ધરાવે છે. મજુરોનાં બાળકોને કેળવવા માટેની શાખાઓ સ્થાપવા માટે તેમણે સારો શ્રમ લીધો છે. અમદાવાદના મીલ મજુરોની હડતાળ વેળાએ મજુરોને તેમના માલેકો પાસેથી ન્યાય અપાવવામાં તેમણે અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો.

**શ્રીયુત આનંદશંકર બાપુભાઇ ધ્રુવ**—શ્રીયુત આનંદશંકર ધ્રુવ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે. તેમનો જન્મ અમદાવાદમાં ઈ. સ. ૧૮૬૯ માં થયો હતો. તેમના પિતા કાઠિયાવાડ એજન્સીમાં દફતરદાર હતા. શ્રીયુત આનંદશંકરે મુંબઇ યુનિવર્સિટીની એમ. એ. તથા એલએલ. બી. ની પરીક્ષાઓ પસાર કરી છે. ૧૮૯૩ માં તે ગુજરાત કોલેજમાં સંસ્કૃતના પ્રોફેસર તરીકે નીમાયા હતા અને સત્તર વર્ષ સુધી એ પદવી ઉપર જ રહ્યા પછી તે બનારસની સેંટ્રલ હિંદુ કોલેજના પ્રિન્સીપાલ નીમાયા છે, જે પદવી ઉપર જ હાલમાં તેઓ છે. પોતાની વિદ્યાર્થી વયથી જ તે એક લેખક તરીકે પ્રસિદ્ધમાં આવ્યા છે, અને પ્રથમ 'સુદર્શન' તથા પછી 'વસંત' માસિકદ્વારા, નીતિ શિક્ષણ, આપણો ધર્મ, ઇત્યાદિ પુસ્તકોદ્વારા, અનેક સુભાષિત ભાષણો, વ્યાખ્યાનો તથા નિબંધોદ્વારા અને સંસ્કૃત ભાષાના વિદ્વાન નર તરીકે પ્રસિદ્ધમાં આવ્યા છે. અનેકવાર ગુજરાતી તથા સંસ્કૃતના પરીક્ષક તરીકે યુનિવર્સિટીએ તેમની નિમણુંક કરી છે. સાહિત્ય

અને ધર્મક્ષેત્રમાં તેમની કારકીર્દી ઉજ્જવલ લેખાય છે. તે ધાર્મિક દૃષ્ટિએ આસ્થાશીલ હોવા છતાં ઓછા રૂઢીચુસ્ત અને ઉદાર વિચારના ગૃહસ્થ છે.

**શેઠ અંબાલાલ સારાભાઇ**—શેઠ અંબાલાલ સારાભાઇ જ્ઞાતિએ દશાશ્રીમાળી વણિક છે. તેમનો જન્મ સં. ૧૯૪૬ માં થયો હતો. શેઠ અંબાલાલે પોતાની અઢાર વર્ષની વયે પોતાના પિતામહે સ્થાપેલી પેઢીનો, તથા જ્યુબિલી અને કેલીકો નામની બે મીલોનો વહીવટ સંભાળી લીધો હતો, જે વહીવટ હાલમાં પણ તે ચલાવી રહ્યા છે. પોતાના કાકા શેઠ ચીમનલાલ નગીનદાસના નામથી તેમણે એક જૈન બોર્ડિંગ હાઉસ સ્થાપેલું છે. પોતાના પિતાના નામથી તેમણે ફાઉન્ડલીંગ એસાઇલમની સ્થાપના કરી છે, જ્યાં પોતાની મીલોના મજુરોનાં બાળકોને પીવા માટે દૂધ મળે છે તથા મીલના વખતમાં બાળકોના આરામ માટે પાળણાંની ગોઠવણ કરવામાં આવી છે. જમાલપુર દરવાજા બહાર સુખાકારીના નિયમોને અનુસરીને તેમણે 'સારાનગર' નામનું એક નાનું ગામ વસાવવા માંડ્યું છે જેમાં ખાસ કરીને પોતાની મીલોના મજુરોને રહેવા વગેરેની સગવડ મળી શકશે. પોતાની મીલોના મજુરોની તથા તેમનાં બાળકોની સુખાકારીને માટે તેમણે નિશાળ તથા દવાખાનાની યોજના પણ કરેલી છે.

**શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ**—શ્રીયુત કેશવલાલ ધ્રુવ જ્ઞાતિએ સાઠોદરા નાગર છે. તેમનો જન્મ ઈ. સ. ૧૮૫૯ માં થયો હતો. શ્રીયુત કેશવલાલ ધ્રુવ ૧૮૮૨ માં બી. એ. થયા કે તુરતજ અમદાવાદની મેલ ટ્રેનિંગ કોલેજમાં શિક્ષક નીમાયા હતા અને ત્યાંથી ઉત્તરોત્તર ચડતા રહીને અમદાવાદની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર થયા હતા. દર્મિયાન તેમણે કેટલાંક વર્ષ કચ્છભૂજમાં કેળવણી ખાતામાં નોકરી કરી હતી. હાલમાં તે પેન્શન પર રીટાયર થઇને વિદ્યાવ્યાસંગમાં પોતાનો કાળ અમદાવાદમાં વ્યતીત કરે છે. ગુજરાતનો રાજકીય તથા સામાજિક ઇતિહાસ અને ગુજરાતી ભ

પ્રાચીન ઇતિહાસ એ વિષયો ઉપર તેમણે સારૂં સંશોધન અને વિશ્લેષણ કરેલું છે. હાલમાં તે ગુ. વ. સોસાયટીના પ્રમુખ ચુંટાયા છે. નિવૃત્તિકાળે પણ તે સાહિત્યસેવા બજાવી રહ્યા છે, અને ગુજરાત કૉલેજમાં ગુજરાતી ભાષા વિષેના વ્યાખ્યાનકાર નિમાયા છે. તેઓ ગુજરાતી સાહિત્યના એક પ્રમાણભૂત અનુપમ લેખક અને અભ્યાસી છે; તેમણે લખેલા પુસ્તકો ઉત્તમ અને વિશિષ્ટ પ્રતિના ગણાય છે.

**સર ચીમનલાલ હરીલાલ સેતલવાડ**:—સર ચીમનલાલ જ્ઞાતે બ્રહ્મક્ષત્રી છે. તેમણે પ્રથમ અહિંની હાઇસ્કુલમાં અને પાછળથી મુંબાઇમાં વિદ્યાભ્યાસ કરી બી. એ. એલએલ. બી. થયા પછી મુંબાઇ વકીલાત કરી હતી અને તેમાં તેઓએ અગ્ર ભાગે તરી આવી વકીલ તરીકે સારી નામના મેળવી હતી. હાઇકોર્ટના અમુક નિયમોને આધારે તેઓ એડવોકેટ થઈ શક્યા છે અને તે પછી તેમની તે કારકીર્દીમાં વિશેષ કીર્તિ મેળવી છે. પ્રથમથી જ તે જાહેર-ખાસ કરી રાજકીય-હીલચાલોમાં સારો ભાગ લેતા હતા. મરહુમ સર ફીરોઝશાહના તે અંગત મિત્ર તેમજ અનુયાયી હતા, અને તેમનીજ રાજનીતિનું ધોરણ તેમણે સ્વીકાર્યું છે. કેળવણીના વિષયમાં પણ તેમણે આ ઇલાકાની સારી સેવા બજાવી છે. ઘણાં વર્ષોથી તે મુંબાઈ યુનિવર્સિટીના ફેલો હતા, તેમજ સીન્ડીકેટના મેમ્બર પણ રહ્યા હતા; હાલ તે તેના વાઇસ ચેન્સેલરનો માનવંતો હોદો ભોગવે છે. ઘણા વર્ષ સુધી તેઓ મુંબાઇની ધારાસભામાં તેમજ ઇમ્પીરીયલ કાઉન્સીલમાં પણ આગેવાન સભાસદ રહ્યા હતા. ૧૯૧૯ ના પંજાબ વગેરેના રમખાણની તપાસ કરવા સરકાર તરફથી નીમાયેલા કમીશનના એક પ્રજાપક્ષી સભાસદ તરીકે તેમણે ઘણી સારી રીતે કેટલીક ખરી હકીકત પ્રકાશમાં આણી હતી. ત્યાર પછી તેઓ મુંબાઇની હાઇકોર્ટના કામચલાઉ જજ થયા હતા. હાલમાં નવા સુધારાના કાયદાને પરિણામે તે મુંબાઈ સરકારની કારોબારી કાઉન્સીલના સભાસદ છે.

**શ્રીયુત જીવણલાલ વ્રજરાય બેરીસ્ટર**—શ્રીયુત જીવણલાલ

બી. એ. એલએલ. બી. તથા બેરીસ્ટર છે. તે બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના છે. અત્રેના સ્વદેશી મિત્રમંડળ તથા તેના તરફથી ચાલતી લાયબ્રેરી અને શાળાઓની વ્યવસ્થાપક કમિટીના તે પ્રમુખ છે; તેમના છૂટા રાજદ્વારી વિચારો માટે તે જાણીતા છે, પરન્તુ તેમણે હાલમાં રાજદ્વારી રંગભૂમિનો ત્યાગ કર્યો છે. તેમણે રાષ્ટ્રીય ધોરણે કેળવણી આપવા માટે કાઢેલી કોલેજ પાછળથી બંધ કરવામાં આવી હતી. મર્હુમ દાદાભાઇ નવરોજીના તે એક ચુસ્ત ઉપાસક છે. ગુજરાત કલબના હાલ તે સેક્રેટરી છે.

**ડૉ. જોસફ બેન્જામીનઃ**—ડૉ. જોસફ જાતિએ યાહુદી છે અને ઘણાં વર્ષોથી અમદાવાદમાં ડાક્ટરનો ધંધો કરે છે. મદ્યનિષેધના તે એક ચુસ્ત હિમાયતી છે. ઘણા વખત સુધી તે ગુજરાત સભાના એક સેક્રેટરી હતા, પરંતુ કોન્ગ્રેસે સત્યાગ્રહના સિદ્ધાંતનો સ્વીકાર કર્યા પછી તે તેથી છુટા થયા છે. તેમણે અમદાવાદ મ્યુનિસિપાલીટીમાં એક લોકનિયુક્ત પ્રતિનિધિ તરીકે પણ સારી સેવા બજાવી છે.

**ખા. બા. સર નવરોજજી પેસ્તનજી વકીલઃ**—સર નવરોજજીનો જન્મ ઈ. સ. ૧૮૪૧ માં થયો હતો. માત્ર પહેલા ધોરણ સુધી જ અંગ્રેજી અભ્યાસ કરીને તે ધંધામાં જોડાયા હતા. તે અરસામાં બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેનું બાંધકામ ગુજરાતમાં શરૂ થયું હતું તેમાં તેમણે રાખેલા કોન્ટ્રાક્ટથી અને ત્યાર પછી અફીણ તથા મીઠાની એજન્સીથી તેમણે સારૂં દ્રવ્ય મેળવ્યું હતું. અપંગ લાચાર માણસોને દર માસે એક રૂપિયો મળે એવું ફંડ તેમણે સ્થાપ્યું છે, જેમાંથી ૧૨૫ અપંગોને એ લાભ મળે છે. અંગ્રેજીના તેમજ નર્સીંગના શિક્ષણ માટે તેમણે સ્ત્રીઓની સ્કોલરશીપો સ્થાપી તે માટેનું ફંટ ટ્રસ્ટીઓને સોંપ્યું છે. ગરીબ પારસી વિદ્યાર્થીઓ માટે પણ તેમણે એક ફંડ સ્થાપ્યું છે. દર્દીઓને મુફત દવા આપવા માટે તેમણે "નવરોજજી ડીસ્પેન્સરી" "નવરોજજી ઓપ્થેલ્મીક હોસ્પીટલ" "મેટરનીટી હોસ્પીટલ" તથા "જનરલ હોસ્પીટલ ફોર પારસીઝ એન્ડ

યુરોપીઅન્સ” એ નામની હોસ્પીટલો સ્થાપી છે. તે ઉપરાંત તેમણે પારસીઓ માટે ધર્મશાળા અને મહુંમ નાનાભાઇ જહાંગીરજીની સાથે મળીને પારસીઓની અગીઆરી બંધાવી છે. ઇ. સ. ૧૮૮૮ માં તેમને સરકારે ખાનબહાદુરનો અને ૧૮૯૭ માં સી. આઈ. ઈ. નો ખીતાબ આપ્યો હતો. ૧૯૦૮ માં તે મુંબઇની ધારાસભાના સભાસદ થયા હતા.

**પ્રાણશંકર લલુભાઇ દેસાઇ બી. એ.:**—રા. પ્રાણશંકર લલુભાઈ દેસાઇ જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય છે. અમદાવાદની ન્યુ ઈંગ્લીશ સ્કૂલમાં કેટલાંક વર્ષો સુધી શિક્ષક તરીકે રહ્યા હતા. તેમના એકલાનાજ પ્રયાસથી અમદાવાદમાં મૂંગાં–બહેરાની શાળા સ્થપાઇ છે અને શાળાને અંગે નિરાધાર અપંગ છોકરાઓ સારૂ બોર્ડીંગ ચલાવવામાં આવે છે. રા. પ્રાણશંકરની ખંત તથા જાત મહેનતથી એ શાળા સારી રીતે પગભર થઈ છે, અને અનેક નિરાધાર અપંગ બાળકોનાં જીવન સુધર્યાં છે.

**મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી:**—મહાત્મા ગાંધી જ્ઞાતિએ વૈષ્ણવ વણિક ગૃહસ્થ છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૬૯ ના અકટોબર માસની બીજી તારીખે થયો હતો. તેમના પિતા અને પિતામહે કાઠિયાવાડમાં પોરબંદર, જુનાગઢ તથા રાજકોટ વગેરે સ્થળોએ દિવાનગીરી કરી સારી નામના મેળવી હતી. મ. ગાંધીએ ૧૮૭૬ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરીને બેરિસ્ટરનો અભ્યાસ કરવા માટે વિલાયત જવા ધાર્યું; પરન્તુ તેમનાં માતુશ્રી તેમને જવા દેવાની આનાકાની કરતાં હોવાથી તેમણે એક જૈન સાધુની સમક્ષ માંસ, મદિરા, તથા પરસ્ત્રીનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી તેથી છેવટે અનુજ્ઞા મળી. તે પ્રતિજ્ઞા તેમણે સંપૂર્ણ રીતે પાળી હતી. બારીસ્ટરની પરીક્ષામાં પસાર થઇને તે મુંબઇ આવી વકીલાતનો ધંધો કરતા હતા, પરંતુ પોરબંદરના એક વેપારીનો કેસ ચલાવવા માટે ૧૮૯૩ માં તે પ્રીટોરિયા ( દક્ષિણ આફ્રિકા ) માં ગયા હતા. દક્ષિણ આફ્રિકામાં તેમણે હિંદવાસીઓની

બહુ દુર્દશા જોઈ. એક હિંદી તરીકે તેમને પોતાને પણ કેટલીક હાડમારી વેઠવી પડી. કોર્ટની અંદર તેમને બારીસ્ટરની ટોપી ઉતારી નાંખવાનો હુકમ થયો, પહેલા વર્ગની ગાડીમાં તેમને મુસાફરી કરતાં ઉતારી મેલવામાં આવ્યા, કોચ ગાડીમાંથી તેમને ધક્કો મારી ઉતારવામાં આવ્યા, ફુટપાથપર ચાલવા દેવામાં આવ્યા નહિ. આ પ્રકારના અપમાનજનક પ્રસંગોથી તેમને દક્ષિણ આફ્રિકામાં વસતાં હિંદીઓની માઠી અવસ્થા માટે બહુ લાગી આવ્યું. હિંદીઓના હક્ક ઉપર તરાપ મારનારા કેટલાક નવા કાયદાઓ પસાર ન થાય તેવાં પગલાં ભરવાનો તેમણે વિચાર કર્યો અને તેટલા માટે તેત્યાંજ થોભ્યા. એ કાયદા પસાર થતા અટકાવવાને તેમણે બહુ મહેનત લીધી અને તે ઉપર ના. શહેનશાહની સહી થતી પણ અટકાવી, પરન્તુ ગોરાઓએ એ કાયદામાં જરા ફેરફાર કરીને એવોજ બીજો કાયદો અમલમાં આણવાનો નિશ્ચય કર્યો. આ ઉપરથી ગાંધીજીને ગોરાઓ સામે લડત ચલાવવા માટે દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓની એક કાયમની સંસ્થા સ્થાપવાની જરૂર જણાઇ અને "નાતાલ હિંદી કોંગ્રેસ" સ્થાપીને પોતે તેના સેક્રેટરી બન્યા. ૧૮૯૫ માં ગાંધીજી પોતાના કુટુમ્બને લેવા હિંદમાં આવ્યા અને તુરત પાછા દક્ષિણ આફ્રિકા ખાતે ગયા, પણ ત્યાં કિનારે ઉતરવામાં તેમને બેહદ મુસ્કેલી નડી. ૧૮૯૯ માં દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજો તથા બોઅર લોકો–વલંદાઓ વચ્ચે વિગ્રહ જામ્યો તેમાં ગાંધીજીએ બ્રિટિશ સરકારની સારી સેવા કરી સાબીત કરી બતાવ્યું કે બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદીઓ હક્ક માગે છે તે સામ્રાજ્યના નાગરિક તરીકે પોતાની જોખમદારી સારી રીતે સમજીને માગે છે. ગાંધીજીએ કરેલી સેવાના બદલામાં તેમને માન ચાંદ આપવા સાથે નાતાલના વડા પ્રધાન સર જહોન રોલીન્સને તેમની ભારે પ્રશંસા કરી હતી. સને ૧૯૦૧ માં તે દેશમાં પાછા ફર્યા અને મુંબઇમાં વકીલાતનો ધંધો ચાલુ કર્યો, પરન્તુ ૧૯૦૩ માં સંસ્થાન ખાતાના પ્રધાન મી. ચેમ્બરલેને દક્ષિણ આફ્રિકાની મુલાકાત

લીધી તે વેળાએ હિંદીઓની હરકતો જણાવી. પરિણામે તેમને ત્યાં રહેવાની જરૂર જણાઈ. ૧૯૦૩ માં તેમણે દક્ષિણ આફ્રિકાના હિંદીઓનો અવાજ બહાર પાડવાને "ઇન્ડીઅન ઓપીનીઅન" નામનું પત્ર ગુજરાતી તથા અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ કરવા માંડ્યું, જે અત્યાર સુધી હિંદીઓની સારી સેવા બજાવી રહ્યું છે. ૧૯૦૪ માં જોહાનીસબર્ગમાં ફાટી નીકળેલી મરકી વેળાએ ગાંધીજીએ નિડરપણે લોકસેવા બજાવી હતી. ૧૯૦૬ માં ઝુલુ લોકોએ કરેલા બળવા વખતે ગાંધીજીએ સરકારને સારી મદદ કરી હતી. ૧૯૦૬ માં ટ્રાન્સવાલની સરકારે એવો કાયદો પસાર કરવાનો ઠરાવ કર્યો કે ટ્રાન્સવાલમાં જે હિંદવાસીઓને રહેવાનો હક્ક હોય તેમણે નોંધણી કામદારની ઓફીસમાં જઇ પોતાનાં નામ નોંધાવવાં, અને સર્ટિફીકેટ મેળવવું, અને એવું સર્ટિફીકેટ નહિ મેળવનારને દેશપાર કરવો. આ કાયદો પસાર નહિ થવા દેવાને ગાંધીજીએ બહુ યત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો, તેથી બધાએ કાયદાની સામે થઇ જે સજા થાય તે સહન કરવાનો નિશ્ચય કર્યો. એ રીતે દક્ષિણ આફ્રિકાના ઇતિહાસમાં પહેલીવાર સત્યાગ્રહનો જન્મ થયો. તેથી ગાંધીજી તથા બીજા ઘણા હિંદવાસીઓને કેદમાં જવું પડયું અને કેદમાં અનેક પ્રકારની હાડમારીઓ વેઠવી પડી. એ લડત ઘણો વખત ચાલી. હિંદીઓના સત્યાગ્રહથી ગોરાઓ કાયર થયા. તેઓએ હિંદવાસીઓના આંગળાઓની છાપ લઇને સર્ટિફીકેટ આપવાનું ફરજીયાત ઠરાવ્યું હતું, તે નિયમને ઢીલો કરીને આંગળાની છાપને મરજીઆત ઠરાવી અને એ રીતે હિંદીઓનું સ્વમાન જળવાયાથી સત્યાગ્રહનો વિજય થયો. તે ઉપરાંત વેપાર ધંધાના પરવાનાઓ આપવાના ઘણા આકરા નિયમો ઠરાવવામાં આવ્યા હતા તે પણ સત્યાગ્રહની લડતથી ઢીલા થયા અને હિંદવાસીઓને જંગલી પશુઓ તુલ્ય ગણનારા ગોરાઓ ભાનમાં આવ્યા. સને ૧૯૧૫ થી ગાંધીજી હિંદમાં આવી વસ્યા છે; અને ૧૯૧૬ માં તેમણે અમદાવાદની સાબરમતી નદીને કિનારે સત્યાગ્રહાશ્રમની સ્થાપના

કરી છે. તે પછીનું તેમનું ઉજ્જવળ જીવન તાજુજ અને આખા હિન્દને નજર આગળ તરતું છે.

**શેઠ મંગળદાસ ગીરધરદાસ**—શેઠ મંગળદાસ જ્ઞાતિએ વીસા પોરવાડ મેસરી વણિક છે. તેમનો જન્મ સં. ૧૯૧૮ માં થયો હતો. તેમના પિતા શેઠ ગીરધરદાસ શેઠ રવિચંદ ઝવેરને ત્યાં મુનીમ હતા, અને બજારમાં તેમની માત્ર સૂતરના વેપારની પેઢી હતી. શેઠ મંગળદાસ મેટ્રિક સુધી અભ્યાસ કરીને ૨૦ વર્ષની વયે રૂ. ૨૫) ના માસિક પગારથી રા. બા. રણછોડલાલ છોટાલાલની મીલમાં સ્ટોરકીપરની નોકરીપર રહ્યા હતા. ત્યાર પછી તેમણે મીલસ્ટોરની પોતાની દુકાન કાઢી હતી અને ધંધાનો સારો અનુભવ મેળવીને સં. ૧૯૪૯ માં તેમણે ૮૦૦૦ સ્પીન્ડલથી આર્યોદય મીલની સ્થાપના કરી હતી, જે મીલ અત્યારે અમદાવાદની મોટામાં મોટી મીલોમાંની એક લેખાય છે. હાલમાં તેમના વહીવટ હેઠળ અમદાવાદમાં ૩, મુંબઈમાં ૨ અને સુરતમાં એક મીલ ચાલે છે. તે ઉપરાંત તેમણે અમદાવાદમાં 'ધી ઇન્ડસ્ટ્રીયલ બેંક ઓફ વેસ્ટર્ન ઇન્ડિયા' નામની બેંક રૂા. ૬૧ કરોડ ની થાપણ સાથે કાઢી છે. વિશેષમાં સીમેંટ, મીલ સ્ટોર, વીમો, વગેરે ઉદ્યોગો માટેની કેટલીક કંપનીઓમાં તેમણે પોતાનું હિત રાખેલું છે અને બહોળો વેપાર તે ખેડી રહ્યા છે. તે બે ધર્માદા દવાખાનાં પોતા તરફથી ચલાવે છે. તે ચુસ્ત વૈષ્ણવ છે અને જ્ઞાતિ તથા ધર્મ નિમિત્તે તેમણે કેટલીક પરચુરણ સખાવતો કરેલી છે. અમદાવાદમાં ૧૯૧૬ માં મળેલી પ્રાંતિક કોન્ફરન્સના સત્કારમંડળનું પ્રમુખપદ તેમને આપવામાં આવ્યું હતું. વૈશ્ય બોર્ડીંગના તે એક વ્યવસ્થાપક છે. હાલમાં મીલઓનર્સ એસોસીએશનના પ્રમુખ, અને તે મંડળ તરફથી મુંબાઇની ધારાસભાના સભાસદ છે. આપબળથી આગળ વધેલા અમદાવાદના જાણીતા નરોમાંના એક શેઠ મંગળદાસ છે.

**રા. બા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ**—રા. બા. રમણભાઈ જન્મે વડનગરા નાગર છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૬૮

રીમાં સુરત અને અમદાવાદની હાઇસ્કૂલના હેડમાસ્તરનો ઓદ્દો ભોગવ્યો હતો અને પછી ગુજરાત કોલેજના પ્રિન્સીપાલ નીમાયા હતા. ઇ. સ. ૧૮૭૫માં તે વડોદરા રાજ્યના નવસારીના જીલ્લાજડજ થયા હતા; અને ત્યારબાદ કડી પ્રાંત તથા વડોદરામાં એજ અધિકાર ભોગવી છેવટે વડોદરા હાઇકોર્ટના મુખ્ય જડજ નીમાયા હતા. તે પદવી પરથી તે પેન્શનપર રીટાયર થયા હતા. કેળવણીની વૃદ્ધિ માટે તે ઘણો ઉંત્સાહ તથા ઉમેદ ધરાવતા હતા. રાજકોટમાં મળેલી ગુજરાતી સાહિત્ય-પરિષદ્‌ના તે પ્રમુખ નીમાયા હતા. ઉત્તરાવસ્થામાં તે વેપારમાં પડયા હતા, પરન્તુ તેમાં તેમણે કેટલુંક દ્રવ્ય ખોયું હતુ. દી. બા. અંબાલાલની નિયમિતતા, આરોગ્ય માટેની કાળજી, અને સ્વતંત્ર વિચારશીલતા આદર્શભૂત લેખાતાં. અમદાવાદમાં બાબુ સુરેંદ્રનાથ બેનરજીના પ્રમુખપદ હેઠળ ભરાએલી અઢારમી નેશનલ કોંગ્રેસના વખતે સ્વાગત મંડળના તે પ્રમુખ હતા. સરકારે તેમને દીવાન બહાદુરનો ખીતાબ આપ્યો હતો. તે ૭૦ વર્ષની વયે ૧૯૧૪માં સ્વર્ગવાસી થયા હતા.

**સ્વ. ગોવિંદરાવ આપાજી પાટીલઃ**—રા. પાટીલ જાતે દક્ષિણી બ્રાહ્મણ હતા. એલએલ. બી. ની પરીક્ષા પાસ કરી થોડોક વખત વડોદરામાં વકીલાત કર્યા પછી સને ૧૮૯૩ ના અરસામાં તે અમદાવાદ આવી વસ્યા અને વકીલાત કરવા માંડી, અને થોડાજ વખતમાં તે પોતાના ધંધામાં પ્રસિદ્ધિ પામ્યા. પરંતુ તેમની પ્રસિદ્ધિનું મુખ્ય કારણ તો શહેરની રાજકીય પ્રવૃત્તિમાં તેમનું અગ્રેસરપણું જ હતું. ગુજરાત સભાના તેઓ મરણ પર્યંત સેક્રેટરી તથા મુખ્ય કાર્યવાહક હતા. તેઓ સ્વભાવે ઘણા મીલનસાર અને સ્નેહભર્યા હતા, લગાર ધીમા અને શાન્ત છતાં ખંતીલા અને ચોક્કસ હતા. તેમની રાજકીય વિષયોની માહીતી તથા લખાણની શૈલી બહુ સચોટ મનાતી હતી. સને ૧૯૦૨ માં વ્યાપારનિમગ્ન અને રાજદ્વારી ચળવળથી અજ્ઞાત એવા આ ગુજરાતના શહેરમાં પ્હેલીજવાર નેશનલ કોંગ્રેસ જેવી મહાન સંસ્થાની બેઠક સફળતાથી અને સાંગોપાંગ ભરાઇ શકી

એ મુખ્યત્વે કરીને આ દક્ષિણી સદ્‌ગૃહસ્થની, તેના એક સેક્રેટરી તરીકે-ની, કાર્યકુશળતાનું જ પરિણામ હતું.

**સ્વ. સર ચીનુભાઇ માધવલાલ બેરોનેટ, નાઇટઃ**—સર ચીનુભાઇ જ્ઞાતિએ સાઠોદરા નાગર હતા. તેમનો જન્મ સને ૧૮૪૮ માં થયો હતો. ગુજરાતમાં મીલ ઉદ્યોગના પિતા રા. બા. રણછોડલાલ તેમના પિતામહ હતા અને તેમનાજ હાથ હેઠળ તે ઉછર્યા હતા. ૧૮૮૨ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી તે કોલેજમાં દાખલ થયા હતા, પણ ત્યાર પછી થોડા વખતમાં તેમણે અભ્યાસ બંધ કર્યો હતો. તેમના પિતામહ અને પિતા શ્રી માધવલાલ થોડાં વખતને આંતરે ગુજરી જતાં સર ચીનુભાઇએ તેમની મીલોનો વહીવટ સંભાળ્યો હતો. તેમણે ઇજીપ્શીયન રૂમાંથી ૧૦૦ કાઉંટ જેટલું બારીક સુતર પોતાની મીલમાંથી પહેલ વહેલું કાઢ્યું હતું. સર ચીનુભાઇએ દ્રવ્યોપાર્જના કરવાની સાથે સારી સખાવતો કરી નામ મેળવ્યું છે. તેમણે જ્યુબીલી હોસ્પીટલમાં રેવાબાઇ વોર્ડ, રણછોડલાલ છોટાલાલ હાઇસ્કૂલ, માધવબાગ, આર. સી. ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ, સાયન્સ કોલેજ, લોર્ડ સીડનહામ લાયબ્રેરી, ધરમપુર સેનેટોરીયમ, નર્સીંગ સ્કુલ; વગેરે લોકોપયોગી ખાતાંઓ સ્થાપીને અને ગુજરાત કોલેજ, મુંબઇની કોમર્શીયલ કોલેજ, માધવલાલ બોર્ડીંગ, સંસ્કૃત પાઠશાળા વગેરે ખાતાં

**સ્વ. વૈદ્ય જટાશંકર લીલાધર**—વૈદ્ય જટાશંકર જ્ઞાતિએ શ્રીમાળી બ્રાહ્મણ હતા. તેમનો જન્મ સને ૧૮૫૮ માં થયો હતો. તેમણે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કર્યા પછી શરૂઆતમાં કાઠિયાવાડના કેળવણીખાતામાં નોકરી લીધી હતી પણ પછી તેમણે સ્વતંત્ર ઉદ્યોગમાં પડવાને જામનગરમાં વૈદ્ય ઝંડુ ભટ્ટજી પાસે વૈદક અભ્યાસ કરી અમદાવાદમાં ઝંડુ ભટ્ટની દવાશાળાની શાખા ખોલી હતી. પાછળથી તેમણે પોતાની દવાશાળા સ્થાપી અને ૧૮૯૪ થી "વૈદ્યકલ્પતરૂ" માસિક શરૂ કર્યું હતું. માસિકના ફેલાવા સાથે તેમનો ધંધો ખીલ્યો હતો, અને આરોગ્યને લગતાં તેમનાં પુસ્તકોએ સારી ખ્યાતી મેળવી હતી. તેમની ગુજરાત આયુર્વેદિક ફાર્મસી ગુજરાતનાં ઔષધ બનાવનારાં કારખાનાંઓમાં પહેલી પંક્તિમાં લેખાય છે. તેમણે અમદાવાદ પાસે સરખેજમાં આરોગ્યભવન બંધાવ્યું છે અને તેની સાથેજ દવાઓ બનાવવાનું કારખાનું જોડેલું છે. તેમને ભારતવર્ષીય આયુર્વેદ પરિષદ તરફથી "વૈદ્ય પંચાનન" ની પદવી મળી હતી. ગુજરાતી "વૈદ્ય કલ્પતરૂ" ઉપરાંત "હિંદી વૈદ્ય કલ્પતરૂ" તેમણે ૧૯૧૨ માં શરૂ કર્યું હતું. ૧૯૨૧ માં તે સ્વર્ગવાસી થયા હતા.

**કવિ દલપતરામ ડાહ્યાભાઇ:**—મૂળ વઢવાણના રહેનાર કવિ દલપતરામનો જન્મ પણ તેજ ગામમાં સને ૧૮૨૦ માં થયો હતો. તે જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ હતા. શાળામાં તો તેમણે માત્ર અક્ષરજ્ઞાનજ મેળવ્યું હતું, પણ પાછળથી મૂળી ગામમાં જઇ સ્વામીનારાયણ પંથ સ્વીકારી ત્યાંના એક સાધુ પાસેથી પિંગળ અને અલંકારશાસ્ત્ર શીખ્યા હતા, અને તે અરસામાંથીજ કવિતાઓ રચવા માંડી હતી. ૧૮૪૫ માં અમદાવાદમાં આવી સારસ્વત વ્યાકરણ તથા કુવલયાનંદનો અભ્યાસ કરેલો. ૧૮૪૮ માં સ્વ. ભોળાનાથભાઈ મારફત ફોર્બ્સ સાહેબ સાથે સંબંધમાં આવતાં તેમના પ્રસિદ્ધ જીવનનો આરંભ અને ઉત્તરોત્તર ઉદય થવા માંડયો હતો. ૧૮૫૩ માં તેમને સરકારી નોકરી મળી હતી. ગુ. વ. સોસાઇટીની સ્થાપના તથા અભિવૃદ્ધિમાં તેમનો મ્હોટો હાથ

હતો. ભાષા અને સાહિત્યના વિકાસ માટે "બુદ્ધિ પ્રકાશ" માસિક સોસાઈટી પાસે કઢાવી તે સમયના અજ્ઞાન જનસમાજમાં વાંચનની રૂચિ ઉત્પન્ન કરી હતી. સર ટી. સી. હોપની ભલામણથી સરકારે તેમને સી. આઈ. ઈ. નો ઇલ્કાબ આપ્યો હતો. જુની વાચનમાળાની યોજના તથા રચનામાં પણ તેમનો મ્હોટો હાથ હતો. તેમનું મરણ સને ૧૮૯૮ માં થયું હતું.

**સ્વ. પ્રેમાભાઇ હીમાભાઇ નગરશેઠ**—સ્વ. નગરશેઠ પ્રેમાભાઈ જ્ઞાતિએ ઓશવાળ શ્રાવક વણિક હતા. એમનો જન્મ સંવત ૧૮૭૧ માં થયો હતો. તેમનાથી છઠ્ઠી પેઢીના પૂર્વજ શાંતિદાસ શેઠને જહાંગીર બાદશાહ તરફથી નગરશેઠનો ઇલિકાબ મળેલો હતો, જે હજી સુધી તેમના વારસો ભોગવે છે. શાંતિદાસ શેઠના મોટા પુત્ર ખુશાલચંદે અમદાવાદને મરાઠાઓના ત્રાસમાંથી બચાવેલું, તેમની એ બહાદુરીથી અમદાવાદમાં દાખલ થતા માલ ઉપર જકાત પોતાને માટે એકત્ર કરવાનો હક્ક તેમને મળ્યો હતો, જેના બદલામાં હાલમાં તેમના વારસોને સરકાર તરફથી રૂ. ૨૧૩૩ નું વર્ષાસન મળે છે. ૧૮૫૭ના બળવા વખતે નગરશેઠ પ્રેમાભાઇએ સરકારને ઇંદોર તથા અમદાવાદ વચ્ચે ટપાલની આવજા માટે સગવડ કરી આપી હતી, કારણ કે તે વખતે તારનાં દોરડાં કાપી નાંખવામાં આવેલાં હતાં અને ટપાલની આવજા થઇ શકતી નહોતી. તે વખતે ઘાયલ થએલાઓને માટે શેઠ પ્રેમાભાઈ તથા શેઠ હઠીસીંગ કેસરીસીંગે મળીને એક દવાખાનું સ્થાપ્યું હતું જે હજી સુધી ચાલે છે. તે ઉપરાંત તેમણે હીમાભાઈ ઇન્સ્ટીટ્યુટ સ્થાપી છે. ગુજરાત કોલેજ, મુંબઇની ગ્રાંટ મેડીકલ કોલેજ, મુંબઈની વીકટોરિયા ગાર્ડન અને આલબર્ટ મ્યુઝીયમ, ગુ. વ. સોસાયટી, વગેરે ખાતાંઓને તેમણે નાણાં સંબંધી વધતી ઓછી મદદ કરી હતી. નરોડા, સરખેજ, બરવાળા, ગુંદી, માહીર વગેરે સ્થળે તેમણે ધર્મશાળાઓ બાંધી હતી અને શેત્રુંજય ઉપર તેમણે રૂ. ૫ લાખને ખર્ચે દેવાલય તથા ધર્મશાળા બંધાવ્યાં હતાં. તે મુંબઈને

ધારાસભાના સભાસદ હતા, તે સિવાય તેમણે રાજકીય બાબતોમાં બહુ ભાગ લીધો નહોતો. તે સને ૧૮૮૭ માં સ્વર્ગવાસી થયા હતા અને તેમના સ્મરણમાં અમદાવાદની પ્રજાએ "પ્રેમાભાઇ હોલ" બાંધીને ગુ. વ. સોસાયટીને સ્વાધીન કર્યો છે, જે હાલમાં જાહેર ભાષણો વગેરેને માટે વપરાય છે.

**રા. બા. બેચરદાસ અંબાઇદાસ લશ્કરી**—સ્વ. શેઠ બેચરદાસ જ્ઞાતિએ કડવા કણબી હતા. તેમનો જન્મ ૧૮૧૮માં થયો હતો. તેમના પિતા પેશ્વા, ગાયકવાડ અને બ્રિટિશ સરકારના લશ્કરી અમલદારોને નાણાં ધીરવાનો ધંધો કરતા, તેથી તે લશ્કરી કહેવાતા. શેઠ બેચરદાસે થોડો ગુજરાતી, થોડો અંગ્રેજી અને જરૂર પુરતો ઉર્દુ, મરાઠી અને હિંદી ભાષાનો અભ્યાસ કર્યો હતો. તેમણે ૧૮૩૫થી ૧૮૪૫ સુધી લશ્કરી નોકરી કરી હતી. ૧૮૫૭ના બળવા વખતે તેમણે અંગ્રેજ સરકારને કીંમતી મદદ કરી હતી. ૧૮૬૫માં તેમણે એક મીલ ચાલુ કરી હતી, જે હજી ચાલે છે. એમનાં સખાવતનાં કાર્યોમાં બેચરદાસ ડીસ્પેન્સરી, સંસ્કૃત શાળા અને મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજ એ મુખ્ય છે. તેમણે અમદાવાદ મ્યુ. ના કાઉન્સીલર,ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ અને ધારાસભાના સભાસદના ઓદ્દા ભોગવ્યા હતા. સરકારે તેમને રા. બા. અને સી. આઇ. ઇ.નો ખીતાબ આપ્યો હતો. તે ૧૮૮૯માં ૭૨ વર્ષની વયે સ્વર્ગવાસી થયા હતા.

**સ્વ. ભાઇશંકર નાનાભાઇ સોલીસીટર**—સ્વ. ભાઈશંકર નાનાભાઈ જ્ઞાતિએ રાયકવાળ બ્રાહ્મણ હતા. તેમનો જન્મ સં. ૧૯૦૧માં થયો હતો. સાધારણ સ્થિતિમાં ઉછરી, સાધારણ વિદ્યાભ્યાસ કરી, છોકરાઓને ટ્યુશન આપીને નિર્વાહ ચલાવતા હતા. ૧૫ વર્ષની વયે અંગ્રેજી શીખવાની તેમણે શરૂઆત કરી હતી અને રેલ્વે ખાતામાં ૨૦ રૂ. ના માસિક પગારની પહેલી નોકરી લીધી હતી. શેઠ દલપતભાઇ ભગુભાઇની ફરમાશથી તે તેમની મુંબઈની પેઢીમાં નોકર રહ્યા હતા, જ્યાં હીસાબી અનુભવ મેળવીને તે રોયલ બેંકના કેશ્યર થયા હતા.

અને પછી વિક્ટોરિયા પ્રીનેન્સ નામની કંપનીના મેનેજર થયા હતા. ત્યારબાદ યુરોપીઅન સોલીસીટરોના હાથ નીચે નોકરી કરી તેમણે ખાનગી કાયદાનો અભ્યાસ કરી ૧૮૭૭માં હાઇકોર્ટ વકીલની તથા ૧૮૭૮માં સોલીસીટરની સનદ મેળવી હતી. એ ધંધામાં તેમણે સારૂં દ્રવ્ય મેળવ્યું હતું. ભાઇશંકર, કાંગા અને ગીરધરલાલ નામની સોલીસીટરની પેઢીના તે ભાગીદાર હતા. તેમણે રેવાબાઈ ધર્મશાળા, રેવાબાઇ દવાખાનું, લાયબ્રેરી, સ્મશાન ભૂમિ ઇત્યાદિ જાહેર ખાતાંઓ પાછળ કેટલીક સખાવત કરી છે. અમદાવાદ મ્યુ. ના પ્રમુખ, ગુ. વ. સોસાઇટીના પ્રમુખ, અમદાવાદ સંસ્કૃત પાઠશાળાના વ્યવસ્થાપક, ઈત્યાદિ ઓદ્દાઓ તેઓએ ભોગવ્યા હતા. તેમને ગુજરાતી સાહિત્યનો પણ શોખ હતો. ભાઇશંકર ગ્રંથમાળામાં તેમની કેટલીક કૃતિઓનો સંગ્રહ કરવામાં આવેલો છે.

**સ્વ. રા. બા. ભોળાનાથ સારાભાઇઃ**—અમદાવાદના વડનગરા નાગર ગૃહસ્થ ભોળાનાથભાઇનો જન્મ સને ૧૮૨૩ માં વડોદરામાં, જ્યાં તેમના પિતા રેસીડેન્સીમાં દફતરદાર હતા ત્યાં, થયો હતો. ઉમરેઠના મુનસફ તરીકે સરકારી નોકરીમાં દાખલ થયા હતા. ૧૮૬૬ માં સુરતમાં પ્રીન્સીપલ સદર અમીન હતા. ૧૮૭૪ માં પેન્શન લઈ અમદાવાદ આવી રહ્યા હતા. સરકારે તેમને રા. બા. નો ઇલ્કાબ આપી દક્ષિણના બીજા વર્ગના સરદાર બનાવ્યા હતા. પરંતુ તેમને વાસ્તવિક રીતે વિશેષ ખ્યાતિ તો સાહિત્ય પ્રેમી તથા સમાજ અને ધર્મના એક અડગ સુધારક તરીકે પ્રાપ્ત થઇ હતી. તેમને સંસ્કૃત, ફારસી તથા મરાઠીનું સારૂં જ્ઞાન હતું; અને સંગીતના તે જાણકાર તથા શોખી હતા. જીવનના લગભગ પ્રથમાર્ધ સુધી સનાતની હીંદુ રહી પાછળથી તેઓ મહીપતરામ વગેરેના સહવાસથી, તથા બંગાળાની બ્રહ્મોસમાજે તેમના ઉપર પાડેલી ઉંડી છાપથી, "સુધારાના સાથી" અને ભાવનાત્મક એકેશ્વરવાદી થયા હતા. તે અમદાવાદ પ્રાર્થના સમાજના સ્થાપક તથા પ્રમુખ હતા. તેમણે

રચેલી 'પ્રાર્થનામાળા' ઉચ્ચ પ્રતિનાં ભક્તિકાવ્યોનો સંગ્રહ છે. તેમણે ૧૮૮૬ માં દેહત્યાગ કર્યો હતો.

**સ્વ. શેઠ મનસુખભાઇ ભગુભાઇઃ**—શેઠ મનસુખભાઈ જ્ઞાતિએ વીસા પોરવાડ જૈન વણિક હતા. તેમનો જન્મ સંવત ૧૯૧૧ માં થયો હતો. તેમણે જરૂર જોગો ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ કર્યો હતો. તેમણે સં. ૧૯૩૨ માં મીલ ઉદ્યોગમાં પ્રવેશ કર્યો હતો. મીલ ઉદ્યોગ એ જૈન દૃષ્ટિએ પાપનું કામ હોવાનું માંની તેમની સામે જૈનોએ વિરૂદ્ધતા ઉઠાવી હતી, પરન્તુ તેમણે મજબૂત મનથી મીલ ચલાવવાનું ચાલું રાખ્યું, અને સં. ૧૯૩૭ માં બીજી મીલ સ્થાપી હતી. તેમણે કેટલાંક જૈન મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો અને ૧૯૫૬ ના દુષ્કાળમાં સારી સખાવત કરી હતી. કેટલાંક જૈન ધર્મ પુસ્તકો પ્રસિદ્ધ કરાવવામાં પણ તેમણે સારી પેઠે દ્રવ્ય ખર્ચું હતું. પાલીતાણા સ્ટેટ અને જૈન કોમ વચ્ચે પડેલા વાંધાનું સમાધાન તેમણે કરાવ્યુ હતું. ભાવનગરમાં સને ૧૯૦૮ માં મળેલી જૈન કોન્ફરન્સના તે પ્રમુખ ચુંટાયા હતા. સં. ૧૯૬૯ માં ૫૮ વર્ષની વયે તે સ્વર્ગવાસી થયા હતા.

**સ્વ. રા. બા. મહીપતરામ રૂપરામ નીલકંઠઃ**—રા. બા. મહીપતરામ જ્ઞાતિએ વડનગરા નાગર હતા. તેમનો જન્મ સં. ૧૮૮૬ માં સુરતમાં થયો હતો. ૪ રૂ. ના પગારના મોનીટરની અને ૧૪ રૂ. ના પગારના શિક્ષકની નોકરીથી તેમણે શરૂઆત કરી હતી. તેમણે અંગ્રેજી અભ્યાસ પોતાના વતન સુરતમાં કર્યો હતો. મુંબઇમાં નોકરી કરવાની સાથે બુદ્ધિવર્ધક સભા, જ્ઞાન પ્રસારક મંડળી અને સ્ટુડન્સ લીટરરી અને સાયંટ્રીફીક સોસાયટી ઇત્યાદિ જાહેર સંસ્થાઓમાં તે ભાગ લેતા હતા. સ્વ. કરસનદાસ મુળજીની મુંબાઇમાં ગેરહાજરી દર્મિયાન તેમનું 'સત્યપ્રકાશ' પત્ર તે ચલાવતા હતા. ૧૮૫૭ માં તે અમદાવાદની હાઇસ્કુલના હેડમાસ્તર થયા હતા. અમદાવાદમાં નવી સ્થપાએલી ટ્રેનિંગ કોલેજને માટે વિલાયતી ટ્રેનીંગ કોલેજોની પદ્ધતિ-

નો અનુભવ લેવા તે ૧૮૬૦ માં વિલાયત ગયા હતા અને ૧૮૬૧ માં તે પાછા ફરતાં તેમને એ ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલનો ઓદ્દો આપવામાં આવ્યો હતો, અને ત્યાર પછી તેમણે અમદાવાદને જ પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હતું. ૧૮૬૧ માં તેમણે ગુજરાત શાળા પત્રની શરૂઆત કરી હતી. તે ગુ. વ. સોસાયટી તથા અંજુમને ઇસ્લામના સેક્રેટરી, પ્રાર્થના સમાજના પ્રમુખ, મ્યુ. ના પ્રમુખ, મુંબઈ યુનિવર્સિટીના ફેલો અને ગુજરાત કોલેજ કમિટીના મેમ્બર હતા. ૧૮૬૬ માં તેમને સરકારે રા. બ. નો અને ૧૮૮૫ માં સી. આઈ. ઈ. નો ખીતાબ એનાયત કર્યો હતો. સંસારસુધારાના તે ચુસ્ત હીમાયતી અને અગ્રેસર હતા. સાહિત્યના પણ શોખી હોઈ એમણે આઠ નવ પુસ્તકો લખ્યાં છે. સને ૧૮૯૧ માં તે સ્વર્ગવાસી થયા હતા.

**રા. બા. મોતીલાલ લાલભાઇઃ**—તે સાઠોદરા નાગર જ્ઞાતિના હતા; તેમનો જન્મ સને ૧૮૪૨ માં અમદાવાદમાં થયો હતો. ૧૮૫૪ થી ૫૮ સુધી ઇંગ્રેજી અભ્યાસ કરી સરકારી નોકરીમાં પ્રવેશ કર્યો. તેમાં જુદે જુદે સ્થળે નવી નવી પરીક્ષાઓ પાસ કરતા જવાથી તેમને સને ૧૮૬૭ માં ખેડામાં ન્યાયાધીશની જગા મળી હતી. વચમાં ૧૮૭૬–૭૭ માં કચ્છના નાયબ દીવાનની કામ ચલાઉ જગા ભોગવી, તે શિવાય એમણે એ બધાં વર્ષ દરમીયાન સબોર્ડીનેટ જજ તરીકે કામ કર્યું હતું. ૧૮૭૮ થી ૧૮૮૪ સુધીમાં બોરસદમાં ગરાસીયાના પ્રતિનિધિ તરીકે બાહોશી ભરેલી રીતે કામ કર્યા પછી અમદાવાદની સ્મોલકોઝ કોર્ટના જજ નિમાયા હતા. પરંતુ પછી તરત જ ૧૮૮૫ માં કચ્છના દિવાનપદ ઉપર, મણિભાઈ જસભાઈની ખાસ ભલામણથી, તેમની નીમણુંક થઈ, જે પણ તેમણે ઘણી જ કુશળતા અને રાજદ્વારી કુનેહથી ૧૭ વરસ શોભાવતા રહી ૧૯૦૨ માં રીટાયર થઈ પોતાને વતન પાછા ફર્યા. પરંતુ તેમની કાર્યદક્ષતાએ ૬૦ વર્ષની વયે પણ આરામ લેવા દીધો નહી. અને ૧૯૦૨–૩ માં અમદાવાદની મ્યુનીસીપાલીટીના પ્રમુખનો કાર્યભાર તેમને સોંપવામાં આવ્યો. જે નિપુણતા

અને વ્યવહારકુશળતાથી આ નવી ફરજો પણ તેમણે બજાવી હતી તેનું અમદાવાદના શેહેરીઓને હજી પણ સ્મરણ છે. ૧૯૦૫ માં પ્લેગના સમયમાં ભારે મહેનત ઉઠાવ્યા પછી તેમની તબીયત લથડી અને એકાદ માસની માંદગી પછી તેમણે દેહત્યાગ કર્યો.

**સ્વ. રા. બા. રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ.—** સ્વ. રા. બા. રણછોડલાલ છોટાલાલ જ્ઞાતિએ સાઠોદરા નાગર હતા. એમનો જન્મ સંવત ૧૮૭૯ માં થયો હતો. તેમણે નાની વયમાં ગુજરાતી ઉપરાંત ફારસી, અંગ્રેજી, મરાઠી તથા સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો હતો. કસ્ટમ ખાતામાં ૨૦ રૂ. ના પગારના કારકુનથી તેમણે નોકરીની શરૂઆત કરી હતી અને ૧૦ વર્ષમાં તે રૂ. ૩૦૦ ના પગારના આસિ. પોલીટીકલ એજંટના ઓદ્દા સુધી ચડયાં હતા. પરન્તુ સરકારી નોકરીમાં જાગેલી એક ખટપટમાં તેમના ઉપર સરકારી કોર્ટમાં કામ ચાલ્યું હતું, જેમાં તે નિર્દોષ ઠરીને છૂટયા હતા, પણ પછી તેમણે સરકારી નોકરીને નમસ્કાર કરી અમદાવાદમાં સૂતર કાંતવાનું એક નાનું કારખાનું કાઢવાની યોજના કરી. ઇંગ્લાંડથી મંગાવવાના સાંચા અને ઇમારત સંબંધી તેમને એક અંગ્રેજે સલાહ આપી. ૧૮૪૯ માં તેમણે કેટલાક શેઠીયાઓ તથા વેપારીઓને જોડીને કેટલુંક ભંડોળ એકઠું કર્યું અને બાકીનું ભંડોળ વિલાયતમાં એક અંગ્રેજે એકઠું કર્યું. તે ભંડોળમાંથી તેમણે ભરૂચમાં એક ચરખો ચાલુ કર્યો, જેમાં ૨૭૦૦૦ તરાકો હતી, પરન્તુ શાળ એકે નહોતી: આ કારખાનાનું કામ જોઇને મુંબઈ તથા અમદાવાદમાં બીજી મીલો નીકળી. ૧૮૫૯ માં ધી અમદાવાદ સ્પીનીંગ નામની પહેલી જ મીલ શાહપુર વિભાગમાં સ્થાપીને તે ઉદ્યોગનો આરંભ કર્યો. ૧૮૬૮ માં સરકાર તરફથી તે મ્યુ. કાઉન્સીલર અને ૧૮૭૨ માં પ્રમુખ નીમાયા હતા. પ્રજા તરફની વિરૂદ્ધતા છતાં તેમણે અમદાવાદમાં વોટરવર્કસ દાખલ કર્યું હતું અને ઘેર ઘેર નળ દાખલ કરાવ્યા હતા. અમદાવાદની પ્રજા આ નળને પહેલાં ભ્રષ્ટવેડાનું પહેલું પગથીઉં માનતી હતી, પરન્તુ પાછ-

ળથી શહેરની વસતી વધતાં તે વોટરવર્ક્સ આશીર્વાદરૂપ લેખાયું હતું. ૧૮૭૫ માં સરકારે તેમને રા. બા. નો તથા ૧૮૮૬ માં સી. આઈ. ઇ. નો ખીતાબ આપ્યો હતો. ૧૮૯૨ માં તે ધારાસભાના સભ્ય નીમાયા હતા. ૧૮૮૯ ની મુંબઈની નેશનલ કોંગ્રેસમાં તેમણે ભાગ લીધો હતો. તેમણે અમદાવાદ મ્યુ. માં રહી કેટલાંક લોકોપયોગી કાર્યોમાં, કોન્ફરન્સ અને કોંગ્રેસમાં, દારૂનાં પીઠાં કમી કરવામાં, પ્રાર્થના સમાજમાં, ગુજરાત કોલેજમાં, ગુ. વ. સોસાઇટીમાં અને સ્ત્રી કેળવણીનાં કાર્યોમાં સારો ભાગ લીધો હતો. તેમણે શાહપુરમાં અનાથાશ્રમ, રણછોડલાલ ડીસ્પેન્સરી, વિક્ટોરિયા જ્યુબિલી હોસ્પીટલ, ખાડીયા કન્યાશાળા વગેરે જાહેર લોકોપયોગી ખાતાં સ્થાપવા ઉપરાંત તેમણે કેટલીક જાહેર સખાવતો પણ કરી હતી. તેમનું જીવન સાદું હતું. તે ધર્મશીલ, સ્વાશ્રયી અને દૃઢ વિચારના હતા. સને ૧૮૯૮ માં ૭૫ વર્ષની ઉમ્મરે તે સ્વર્ગવાસી થયા હતા.

**રા. બા. લાલશંકર ઉમીયાશંકર ત્રવાડીઃ**—સ્વ. રા. બા. લાલશંકર જ્ઞાતિએ વીસનગરા નાગર હતા. તેમનો જન્મ સને ૧૮૪૫ માં થયો હતો. તેમનો નોર્મલ સ્કુલમાં અંગ્રેજી અભ્યાસ પૂરો થતાં ૧૮૬૫ માં તેમને રૂ. ૫૦ ના પગારની ગણિત શિક્ષકની જગ્યા અમદાવાદ હાઇસ્કૂલમાં મળી હતી. પછી કાયદાનો અભ્યાસ કરી હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી ૧૮૭૪ માં તે સબજડજ નીમાયા હતા અને ધંધુકા, ઘોઘા, વીરમગામ, સોલાપુર, અહમદનગર, નાસીક વગેરે સ્થળે તેમણે એ ઓદ્દો ભોગવ્યો હતો. ૧૮૯૧ માં તેમની નીમણુંક અમદાવાદમાં થઇ હતી; તેમણે ભૂતળવિદ્યા, વ્યાકરણ અને અંકગણિતનાં વિદ્યાર્થી–ઉપયોગી પુસ્તકો લખી પ્રસિદ્ધ કર્યાં છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઓન. સેક્રેટરી તરીકે તે લાંબા વખત સુધી રહ્યા હતા અને તેટલા વખત સુધી તે જ સોસાયટીના પ્રાણરૂપ હતા. પંઢરપુરમાં તેમણે બાળરક્ષકગૃહ નામની સંસ્થા સ્થાપી હતી. સરકારે તેમને રા. બા. નો ખીતાબ આપ્યો હતો. તે સંસાર સુધા-

રાના ચુસ્ત હીમાયતી અને ધર્મે પ્રાર્થનાસમાજના મતના હતા. તેમના સમયની શેહેરની અનેક (રાજદ્વારી શિવાયની) જાહેર સંસ્થાઓના, જેમ રા. બા. રણછોડલાલ પ્રમુખ હોય, તેમ રા. બા. લાલશંકર સેક્રેટરી હોય જ, એમ બનતું હતું. તે સને ૧૯૧૪ માં સ્વર્ગવાસી થયા હતા.

**સ્વ. ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવઃ**—રા. હરિલાલ અમદાવાદના સાઠોદરા નાગર જ્ઞાતિના હતા. તેમનો જન્મ સને ૧૮૫૬ માં થયો હતો. ૧૮૭૩ માં તે બી. એ. અને ૧૮૮૦ માં એલ. એલ. બી. થયા પછી વડોદરા રાજ્યમાં જજની જગો ઉપર નીમાયા હતા. "૧૮૮૯ માં તેમને વડોદરા રાજ્ય તરફથી સ્ટોકહોમમાં ભરાયેલી ઓરિયન્ટલ કોંગ્રેસમાં પ્રતિનિધિ રૂપે મોકલવામાં આવેલા. ત્યાં તેમણે પોતાની વિદ્વત્તાથી સઘળા યુરોપીયન પંડિતોને છક કરી નાંખેલા, અને પરિણામમાં તેમને ચાંદ તથા 'ડૉક્ટર ઑફ લિટરેચર એન્ડ આર્ટ્સ' ની પદવી પ્રાપ્ત થયેલાં. 'પાલી ટેક્સ્ટ સોસાયટી' ના, લંડનની 'રોયલ એશિયાટિક સોસાયટી' ના તથા 'એન્થ્રોપોલોજીકલ સોસાયટી' ના તેઓ સભાસદ ચુંટાયા હતા. જર્મનીની બર્લિન યુનીવર્સિટીએ તેમને પી. એચ. ડી. ની પદવી આપેલી. ઈ. સ. ૧૮૯૩ માં મુંબાઇની યુનીવર્સિટીએ તેમને વિલ્સન 'ફાઇલોલોજીકલ લેક્ચરર' નીમેલા. સ્વ. હરિલાલનું સંસ્કૃત જ્ઞાન એટલી તો ઉંચી કોટીનું હતું કે ડૉ. પિટરસન, પ્રો. ડયુસન, ડૉ. રોસ્ટ જેવા વિદ્વાનો તેમના મિત્રરૂપ થઈ રહ્યા હતા. તેમને પુરાણ વસ્તુઓની શોધ ખોળ કરવાનો ઘણો શોખ હતો, અને તેથી તેમણે તામ્રપત્રો, શિલાલેખો વગેરે શોધી કાઢી, યુરોપના પત્રોમાં પ્રકટ કરી કીર્તિમાળા પહેરેલી હતી." સને ૧૮૯૬ માં પાઠાના રોગથી તેમનું અકાળ મૃત્યુ થયું ન હોત તો ગુજરાતના એક ઘણા ઝળગતા વિદ્વાન નરવીર તરીકે નામાંકિત થાત. સાહિત્યમાં એક સ્વદેશપ્રેમી નિડર અને શૂરવીર લેખક તરીકે એ સુપ્રસિદ્ધ હતા.



# ૪. અમદાવાદની કેળવણી.

લેખક: શ્રીયુત પ્રાણલાલ કીરપારામ દેસાઇ. બી. એ.
સુપરિન્ટેન્ડન્ટ, મ્યુ. સ્કૂલ્સ.



## પ્રકરણ ૧.

### પ્રજાકીય.

આજથી દસ વર્ષ ઉપર ગુજરાત કૉલેજને અંગે નીકળેલી "માધવલાલ સાયન્સ ઇન્સ્ટીટ્યુટ" નો પાયો નાંખતી વખતે તે વખતના મુંબાઇના ગવર્નર લૉર્ડ સીડનહામે એવા વિચારો પ્રદર્શિત કર્યા હતા કે એવો સમય જલદીથી આવે છે કે જ્યારે મુંબાઈ ઇલાકાની પ્રજા આખા ઇલાકામાં માત્ર એકજ યુનીવર્સીટીથી સંતોષ પામી બેસી રહેશે નહિં, પરંતુ મુંબાઇની મધ્યસ્થ યુનીવર્સીટી ઉપરાંત ગુજરાત, મહારાષ્ટ્ર, સિંધ, કર્નાટક દરેક પ્રાંત પોતાની જુદી યુનીવર્સીટીની માંગણી કરશે. લૉર્ડ સીડનહામને તે વખતે ભાગ્યેજ ખ્યાલ હશે કે તેમની આ ભવિષ્ય વાણી માત્ર બાર વર્ષમાં ગુજરાતમાં પ્રત્યક્ષ થશે. બીજા પ્રાંતોની યુનીવર્સીટીની બાબતમાં ગમે તેમ હો, પણ ગુજરાતે તો પોતાની આગવી યુનીવર્સીટી (વિદ્યાપીઠ) ૧૯૨૦ ના ગયા નવેંબર માસમાં સ્થાપી છે અને તેના ચેન્સેલર (કુલપતિ) તરીકે સમસ્ત હિંદની સંસ્કૃતિના ઉત્તમ પ્રતિનિધિ મહાત્મા મોહનદાસ ગાંધીને નીમ્યા છે. અલબત ગુજરાતે સ્થાપેલી આ નવી યુનીવર્સીટી લૉર્ડ સીડનહામના મગજમાં રમી રહેલી યુનીવર્સીટીઓથી તદ્દન જુદાજ પ્રકારની છે એ કહેવાની અત્રે જરૂર રહેતી નથી.

ગઇ સાલ અમદાવાદમાં ભરાયલી સાહિત્ય પરિષદે પણ પ્રોફેસર આનંદશંકર ધ્રુવની દરખાસ્ત અને મહાત્મા ગાંધીના અનુમોદનથી સર્વાનુમતે એવો ઠરાવ પસાર કર્યો હતો કે માતૃ ભાષા દ્વારા શિક્ષણ આપે એવી એક કોલેજ ગુજરાતના પાટનગર અમદાવાદમાં સ્થાપવી

જોઇએ. પોતાની આ દરખાસ્ત રજુ કરતી વખતે પ્રોફેસર આનંદ-શંકરભાઇએ પરિષદ્‌માં હાજર રહેલા ગુજરાતના સંસ્કારી પ્રતિનિધિઓને ખાત્રી આપી હતી કે જો આવી જાતની કોલેજ (મહાવિદ્યાલય) અમદાવાદમાં નીકળશે તો તેઓ પોતે આત્મ ભોગ આપી તે કોલેજમાં કામ કરવા આવશે. આ દરખાસ્ત રજુ કરતી વખતે પ્રોફેસર આનંદ-શંકર ભાઇને ભાગ્યેજ ખ્યાલ હશે કે જે પ્રકારની કોલેજ સ્થાપવાની અગત્ય વિષે ગુજરાતના એકત્ર થએલા પ્રતિનિધિઓને સમજાવવાને તેઓ પ્રયત્ન કરી રહેલા છે, તેજ પ્રકારની કોલેજ તે પછી માત્ર છ માસમાં અમદાવાદમાં અસ્તિત્વમાં આવશે.

અત્યારે ગુજરાતનું પાટનગર આખા આર્યાવર્તની પ્રવૃત્તિઓનું કેંદ્રસ્થાન થઇ પડયું છે. ત્યાં લૉર્ડ સીડનહામે કલ્પેલી યુનીવર્સીટી તેમ પ્રોફેસર આનંદશંકરભાઇએ કલ્પેલી કોલેજની સ્થાપના થઈ ચુકી છે. દીલગીરીની વાત માત્ર એટલીજ છે કે પ્રોફેસર આનંદશંકરભાઇ તથા પ્રોફેસર બળવંતરાય ઠાકોર જેવા સમર્થ પ્રોફેસરો ગુજરાતમાં હોવા છતાં પ્રજાકીય મહાવિદ્યાલયના અધ્યક્ષ શોધવા આપણે સિંધ સુધી જવું પડયું અને તે સ્થાનપર કુલનાયક તરીકે શ્રી. ગીડવાણીને બેસાડવા પડયા. શ્રીયુત ગીડવાણીની આ સ્થાન માટે યોગ્યતા તેમ તેમના આત્મભોગ માટે સર્વની માફક મને પણ અત્યંત માન છે. પરંતુ ગુજરાતની પ્રજાકીય મહાવિદ્યાલયના પહેલા અધ્યક્ષ તરીકે એક સિંધીને નીમવા પડયા તેથી ગુજરાતને શરમાવાનું છે.

ગુજરાત વિદ્યાપીઠને અંગે અમદાવાદ શહેરમાં એક મહાવિદ્યાલય (કોલેજ) છે. નદીપાર આગાખાનના બંગલામાં તે આવેલી છે. તેમાં હાલમાં લગભગ ૨૦૦ વિદ્યાર્થીઓ છે. તેમાં ૧૦ સ્ત્રી-વિદ્યાર્થીઓ પણ છે.

## માધ્યમિક કેળવણી.

વિદ્યાપીઠને અંગે બે હાઇસ્કુલો-વિનયમંદિરો છે. મહાવિદ્યાલય જેમ નવું કાઢવું પડયું તેમ હાઇસ્કુલો નવી કાઢવાની જરૂર પડી

નહીં, કારણ કે પ્રજાકીય મહાસભાના ફરમાનને માન આપી અમદાવાદ શહેરની બે પ્રતિષ્ઠિત હાઇસ્કુલો–પ્રોપ્રાઇટરી હાઇસ્કુલ અને મોડેલ હાઇસ્કુલ–એ સરકાર સાથેનો પોતાનો બધો સંબંધ તોડી નાંખ્યો અને તે પ્રજાકીય સંસ્થાઓ બની પ્રજાકીય વિદ્યાપીઠને જોડાઈ ગઇ.

આ બે હાઇસ્કુલોમાં વિદ્યાર્થીઓની સંખ્યા નીચે પ્રમાણે છે. પ્રોપ્રાઇટરી હાઇસ્કુલમાં લગભગ ૨૦૦૦ વિદ્યાર્થીઓ છે, જેમાં ૨૦ સ્ત્રી વિદ્યાર્થીઓ છે. મોડેલ હાઇસ્કુલમાં લગભગ ૫૦૦ વિદ્યાર્થીઓ છે.

## પ્રાથમિક કેળવણી

અમદાવાદની પ્રાથમિક કેળવણી લગભગ બધી પ્રજાકીય છે. કારણ કે મહાસભાના ફરમાનને માન આપી અમદાવાદ મ્યુનીસીપાલીટી-એ કેળવણીની બાબતમાં સરકાર સાથેનો બધો સંબંધ તોડી નાંખ્યો છે. મ્યુનીસીપાલીટીના તાબાની ૫૬ પ્રાથમિક શાળાઓ છે, ને તેમાં એકંદરે ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે, તે પૈકી ૮૦૦૦ છોકરાઓ અને ૨૦૦૦ છોકરીઓ છે. મ્યુનીસીપાલીટીના તાબાની પ્રાથમિક શાળાઓનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| ૨ | છોકરાઓ માટે ગુજરાતી હાઇસ્કુલો |
| ૨૪ | છોકરાઓ માટે સામાન્ય ગુજરાતી શાળાઓ |
| ૧૦ | ગુજરાતી કન્યાશાળાઓ |
| ૬ | છોકરાઓ માટે ઉર્દુ શાળાઓ |
| ૩ | ઉર્દુ કન્યાશાળાઓ |
| ૨ | અંત્યજ વર્ણો માટે છોકરાઓની શાળાઓ |
| ૧ | અંત્યજ વર્ણો માટે કન્યાશાળા |
| ૧ | છોકરા છોકરીઓની ભેગમાં મિશ્રશાળા |
| ૭ | રાત્રીશાળાઓ |
| ૫૬ | |

મ્યુનીસીપાલીટીની શાળાઓ ઉપરાંત પ્રજાકીય પ્રાથમિક શાળા

એમાં શ્રીમતી અનસૂયા બ્હેનની દેખરેખ નીચે ચાલતી મજૂર વર્ગો માટેની કેટલીક શાળાઓ છે. આ શાળાઓમાં લગભગ ૧૨૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. તેમાં ૧૦૦૦ છોકરાઓ અને ૨૦૦ કન્યાઓ છે. આ ઉપરાંત સમસ્ત ગુજરાત પૈસા ફંડ તરફથી ચાલતી કેટલીક રાત્રીશાળાઓ પણ છે, તેમાં લગભગ ૫૦૦ વિદ્યાર્થીઓ છે.

વિદ્યાપીઠને અંગે એક અધ્યાપન મંદિર પણ ચાલે છે. તેમાં પ્રાથમિક શાળાઓને માટે શિક્ષકોને પોતાના ધંધાની તાલીમ આપવામાં આવે છે. આ અધ્યાપન મંદિરમાં માત્ર ચાર માસનો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે. તેમાં લગભગ ૫૦ વિદ્યાર્થીઓને શિક્ષકના ધંધાની તાલીમ આપવામાં આવે છે. અધ્યાપન મંદિરના વિદ્યાર્થીઓને શિક્ષક તરીકે પ્રત્યક્ષ અનુભવ આપવા માટે એક પ્રેક્ટીસીંગ ગુજરાતી શાળા (નવીન ગુજરાતી શાળા) દોલતખાનામાં સુતારની વાડીમાં કાઢવામાં આવી છે, તેમાં ભગભગ ૧૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

ઉપર જણાવેલી કેળવણીની સંસ્થાઓ તદન પ્રજાકીય છે. તેમણે સરકારી કેળવણી ખાતા સાથે બધો સંબંધ ખુલ્લી રીતે છોડી દીધો છે. પ્રજાકીય સંસ્થાઓમાં કેળવણી લેતા વિદ્યાર્થીઓનું ફરીથી વર્ગીકરણ કરવામાં આવે છે.

| | પુરૂષો. | સ્ત્રીઓ. |
|---|---:|---:|
| ઉંચી કેળવણી | ૨૦૦ | ૧૦ |
| માધ્યમિક કેળવણી | ૨૫૦૦ | ૨૦ |
| પ્રાથમિક કેળવણી | ૯૬૦૦ | ૨૨૦૦ |
| અધ્યાપન મંદિરમાં તાલીમ લેતા શિક્ષકો | ૫૦ | |
| | ૧૨૩૫૦ | ૨૨૩૦ |
| | | એકંદરે ૧૪૫૮૦ |

આમ અમદાવાદ શહેરમાં લગભગ ૧૫૦૦૦ વિદ્યાર્થીઓ સરકાર સાથે જેમણે સંબંધ તોડી નાંખ્યો છે એવી પ્રજાકીય સંસ્થાઓમાં અભ્યાસ કરે છે.

સરકાર પાસેથી બીલકુલ ગ્રાંટ નહી લેતી, તેમ સરકારી કેળવણી ખાતાએ નહિં સ્વીકારેલી પરંતુ સરકાર સાથે જેમણે ખુલ્લી રીતે સંબંધ નહિ તોડેલો એવી, કેળવણીની સંસ્થાઓ નીચે પ્રમાણે છે.

આવી જાતની સંસ્થાઓમાં વનિતાવિશ્રામને અંગે ચાલતી સંસ્થાઓ મુખ્ય છે. તેમાંની એક કન્યામહાવિદ્યાલય છે. આ સંસ્થા સૌ. શારદા મહેતાના પ્રયાસથી ગઈ સાલજ અસ્તિત્વમાં આવેલી છે, અને તેને પ્રો. કર્વેએ કાઢેલી યુનીવર્સીટીએ સ્વીકારેલી છે. આ સંસ્થાની હમણાં જ શરૂઆત કરવામાં આવી છે, તેથી તેમાં માત્ર પાંચ જ વિદ્યાર્થીઓ છે. આ કન્યામહાવિદ્યાલય ઉપરાંત વનિતા વિશ્રામને અંગે એક પ્રાથમિક કન્યાશાળા તથા એક માધ્યમિક કન્યાવિદ્યાલય છે. આ બંને સંસ્થાઓ એક બીજા સાથે જોડાયલી છે. તેમાં પ્રાથમિક કેળવણીની શરૂઆતથી લગભગ મેટ્રીક્યુલેશન સુધી શિક્ષણ આપવામાં આવે છે. આ સંસ્થાનો અભ્યાસક્રમ પણ સરકારી અભ્યાસક્રમથી તદ્દન જુદો જ છે. તેમાં લગભગ ૪૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

આ ઉપરાંત આવી જાતની સંસ્થાઓમાં મીલોને અંગે ચાલતી શાળાઓ પણ છે, તેમાં ખાસ કરીને જ્યુબીલી મીલને અંગે ચાલતી શાળા અને એડવાન્સ્ડ મીલને અંગે ચાલતી શાળાઓ મુખ્ય છે. તેમાં છોકરાઓ તથા છોકરીઓ મળી આશરે ૪૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. આ જાતની શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓનું વર્ગીકરણ નીચે મુજબ છે.

| | પુરૂષો. | સ્ત્રીઓ. |
|---|---|---|
| ઉંચી કેળવણી | ૦ | ૫ |
| માધ્યમિક કેળવણી | ૦ | ૧૦૦ |
| પ્રાથમિક કેળવણી | ૨૦૦ | ૫૦૦ |
| | ૨૦૦ | ૬૦૦ |
| | એકંદરે | ૮૦૦ |

આ રીતે અમદાવાદ શહેરમાં સરકાર સાથે સંબંધ નહિ ધરાવતી પ્રજાકીય સંસ્થાઓમાં લગભગ ૧૬૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે.

# પ્રકરણ ૨ જું.

## સરકારી, સરકારની મદદ મેળવતી અથવા તો સરકારે સ્વીકારેલી કેળવણીની સંસ્થાઓ.

## ઉંચી કેળવણી.

### કોલેજો.

અમદાવાદમાં એક સરકારી કોલેજ છે. તે ગુજરાત કોલેજને માધવલાલ સાયન્સ ઇન્સ્ટીટયુટના નામથી ઓળખાય છે. આ કોલેજ પ્રથમ ખાનગી ઉઘરાણાથી ઇ. સ. ૧૮૭૩ માં સ્થાપવામાં આવી હતી. સને ૧૮૭૩ થી ૧૯૧૩ સુધી સરકારી ગ્રાન્ટ, વિદ્યાર્થીઓની ફી તથા કોલેજને અંગે ભેગા થએલા ફંડના વ્યાજમાંથી ચાલતી હતી, અને તેની વ્યવસ્થા, નાણાં ભરનારના પ્રતિનિધિઓ તથા સરકારે નીમેલા મેંબરોનું એક બોર્ડ કરતું હતું. પણ સને ૧૯૧૩ ની સાલમાં આખી કોલેજ તેના ફંડ સાથે સરકારને સોંપી દેવામાં આવી છે. આ વખતે સર ચીનુભાઇ માધવલાલે કોલેજને ૨૦૦૦૦૦ રૂપીઆની મદદ આપી તથા કોલેજને અંગે વિજ્ઞાનનું શિક્ષણ ઘણા ઉંચા પાયાપર આપી શકાય તે હેતુથી એક સાયન્સ ઇન્સ્ટીટયુટ સ્થાપવા બીજા ૬૦૦૦૦૦ રૂપીઆ આપ્યા. આ સાયન્સ ઇન્સ્ટીટયુટનું નામ સર ચીનુભાઇના પીતા માધવલાલપરથી માધવલાલ સાયન્સ ઇન્સ્ટીટયુટ પાડવામાં આવ્યું છે. આ રીતે સર ચીનુભાઇએ ૮૦૦૦૦૦ રૂપીઆ આપી પ્રજાની વ્યવસ્થા નીચે ચાલતી અતિ ઉપયોગી કેળવણીની સંસ્થાને સરકારમાં સોંપી દેવડાવી.

ગુજરાત કોલેજ અને માધવલાલ સાયન્સ ઇન્સ્ટીટયુટમાં એકંદરે ૪૫૦ વિદ્યાર્થીઓ ભણે છે. અને તેમાં એમ. એ. તથા એમ. એસ. સી. સુધીનું તથા એમ. બી. બી. એસ.ના પહેલા વર્ષ સુધીનું શિક્ષણ આપવામાં આવે છે. ગુજરાત કોલેજને અંગે એક હોસ્ટેલ પણ છે જેમાં લગભગ ૨૦૦ વિદ્યાર્થીઓને રહેવાને જોગવાઈ છે.

## માધ્યમિક શાળાઓ.

અમદાવાદમાં એક સરકારી હાઇસ્કુલ દીલ્લી દરવાજા પાસે આવેલી છે. આ શાળાનું મકાન તથા હોસ્ટેલ બંધાવવાને માટે સર ચીનુભાઈ તરફથી લગભગ ૭૫૦૦૦ રૂપીઆની મદદ મળેલી છે, તેથી એ શાળાનું નામ સર ચીનુભાઇના દાદા રણછોડલાલપરથી રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલ રાખવામાં આવ્યું છે. રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલમાં ૩૧૫ વિદ્યાર્થીઓને ભણવાની જોગવાઈ છે. પરંતુ હાલમાં અસહકારને લીધે વધારે વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવેલા છે. હાલમાં તે શાળામાં ૪૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

આ ઉપરાંત સરકારી મીડલ સ્કુલ ભદ્ર પાસે આવેલી છે. તેમાં ૨૫૦ વિદ્યાર્થીઓ ભણે છે. આ બે સરકારી શાળાઓ ઉપરાંત નીચે મુજબ માધ્યમિક શાળાઓ સરકાર પાસે મદદ મેળવતી અથવા તો સરકારી કેળવણી ખાતાએ સ્વીકારેલી છે. તેમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા નીચે પ્રમાણે છે.

| | શાળાઓનાં નામ. | સંખ્યા. |
|---|---|---|
| ૧ | ટ્યુટોરીઅલ હાઇસ્કુલ | ૪૦૦ |
| ૨ | છગનલાલ લલ્લુભાઈ ન્યુ ઈંગ્લીસ સ્કુલ | ૨૫૦ |
| ૩ | નેટીવ ઇન્સ્ટીટ્યુટ | ૨૦૦ |
| ૪ | સીટી હાઇસ્કુલ | ૫૦૦ |
| ૫ | અંજુમીને ઇસ્લામ મીડલ સ્કુલ | ૧૫૦ |
| | | ૧૫૦૦ |

છોકરાઓ માટે આમ બે સરકારી તથા પાંચ સરકારી મદદ મેળવતી માધ્યમિક શાળાઓ છે. છોકરીઓને માટે એક માધ્યમિક શાળા છે. મીરજાપુરમાં શેઠ અંબાલાલ સારાભાઇના બંગલામાં હાલમાં તે શાળા બેસે છે. તેમાં લગભગ ૨૦૦ સ્ત્રી-વિદ્યાર્થીઓ

માધ્યમિક અંગ્રેજી કેળવણી લે છે. તેમાં અંગ્રેજી પહેલા ધોરણથી માંડીને મેટ્રીક્યુલેશન સુધીનો અભ્યાસ ચાલે છે.

## પ્રાથમિક શિક્ષકોને ધંધાની તાલીમ આપવાની સંસ્થાઓ.

### (૧) પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ.

પ્રાથમિક પુરૂષ શિક્ષકોને ધંધાની તાલીમ આપવાને માટે આ સંસ્થા સને ૧૮૨૭ ની સાલમાં સ્થાપવામાં આવી છે. એમાં ત્રણ વર્ષ સુધી વિદ્યાર્થીઓને શિક્ષકના ધંધાની તાલીમ આપવામાં આવે છે. ગુજરાતી તથા ઉર્દુ શિક્ષકોને માટે ત્રણે વર્ષોના જુદા જુદા વર્ગો છે. કોલેજમાં ૨૫૦ ગુજરાતી શિક્ષકો તથા ૧૦૦ ઉર્દુ શિક્ષકોને તાલીમ આપવામાં આવે છે. લગભગ બધા જ વિદ્યાર્થીઓ કોલેજને અંગે સ્થપાયલા બોર્ડીંગ હાઉસમાં જ રહે છે. દરેક વિદ્યાર્થીને માસિક રૂપીઆ પંદરની શિષ્યવૃત્તિ આપવામાં આવે છે.

### (૨) મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ ફોર વીમેન.

સ્ત્રી-શિક્ષકોને પોતાના ધંધાની તાલીમ આપવાને સરકાર તરફથી આ સંસ્થા ચાલે છે. આ સંસ્થા સને ૧૮૭૧ ની સાલમાં સ્થાપવામાં આવી છે. તેના અધ્યક્ષ તરીકે એક યુરોપીયન બાઈ કામ કરે છે. એમાં ૧૫૦ સ્ત્રી-વિદ્યાર્થીઓને શિક્ષકના ધંધાની તાલીમ આપવામાં આવે છે. અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે. લગભગ બધીંજ વિદ્યાર્થીઓને માસિક પંદર રૂપીઆની શિષ્યવૃત્તિ આપવામાં આવે છે. સંસ્થાને અંગે એક બોર્ડીંગ હાઉસ છે, ત્યાંજ ઘણીખરી વિદ્યાર્થીઓ રહે છે.

આ બે સરકારી સંસ્થાઓ ઉપરાંત શિક્ષકોને ધંધાની તાલીમ આપવા માટે આઇ. પી. મીશન તરફથી પણ આવી બે સંસ્થાઓ ચાલે છેઃ એક પુરૂષોને અને બીજી સ્ત્રીઓને શિક્ષકના ધંધાની તાલીમ આપવાને માટે. દરેકમાં ૫૦ શિક્ષક-વિદ્યાર્થીઓ તાલીમ લે છે.

## મેડીકલ સ્કુલ.

અમદાવાદ શહેરની સીવીલ હૉસ્પીટલને અંગે એક મેડીકલ સ્કુલ પણ છે. આ સંસ્થા બેરામજી જીજીભાઈ મેડીકલ સ્કુલ એ નામથી ઓળખાય છે. આ શાળામાં ૧૫૦ વિદ્યાર્થીઓ ભણે છે. અભ્યાસ-ક્રમ ચાર વર્ષનો છે. વિદ્યાર્થીઓને ત્રણ વર્ગમાં વ્હેંચી નાંખવામાં આવેલા છે. (૧) સીવીલ સ્કોલર્સ (૨) મીલીટરી સ્કોલર્સ (૩) ફી આપી અભ્યાસ કરનારાઓ.

પહેલા બે વર્ગના વિદ્યાર્થીઓને સરકાર તરફથી શિષ્યવૃત્તિ આ-પવામાં આવે છે, ને તેઓ અમુક વર્ષો સુધી સરકારી નોકરી કરવાને બંધાયલા હોય છે; પહેલા વર્ગના વિદ્યાર્થીઓ મુલ્કી ખાતામાં ને બીજા લશ્કરી ખાતામાં. ત્રીજા વર્ગના વિદ્યાર્થીઓ અભ્યાસ પુરો કરી રહ્યા પછી સ્વતંત્ર ધંધો કરી શકે છે. તેમની પાસે વિદ્યાભ્યાસ કરાવવા માટે ફી લેવામાં આવે છે.

## હુન્નરઉદ્યોગની શાળાઓ.

આ શાળાઓ પૈકી સરદાર સર ચીનુભાઇએ કાઢેલી રણછોડ-લાલ છોટાલાલ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ મુખ્ય છે. આ સંસ્થા છેલ્લા પાંચ વર્ષ થયાં સરકારને સોંપી દેવામાં આવી છે ને સરકારી કેળવણી ખાતુ તેની વ્યવસ્થા કરે છે. તેમાં આશરે સો વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. તેમાં કાંતવાનું, વણવાનું તથા મીકેનીકલ ઈજીનીઅરીંગનું કામ શીખવ-વામાં આવે છે. આ સંસ્થાને અંગે એક બોર્ડીંગ હાઉસ પણ છે. મુક્તિફોજ તરફથી પણ એક નાના પાયા પર ઉદ્યોગ શાળા ચાલે છે. તેમાં માત્ર વણાટ કામ શીખવવામાં આવે છે. તેમાં લગભગ ૫૦ સ્ત્રી વિદ્યાર્થીઓ કામ શીખે છે. તેના અધ્યક્ષ તરીકે એક યુરોપીઅન બાઇ કામ કરે છે. આ સંસ્થાને સરકાર તરફથી ગ્રાંટ મળે છે.

## પ્રાથમિક શાળાઓ.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજને અંગે બે પ્રેક્ટીસીંગ શાળાઓ

છે, એક ગુજરાતી ને બીજી ઉર્દૂ. ગુજરાતી શાળામાં ૧૭૫ વિદ્યાર્થીઓ છે ને ઉર્દૂ શાળામાં ૨૨૫ વિદ્યાર્થીઓ છે. સ્ત્રી-શિક્ષકો માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજને અંગે પણ એક પ્રેક્ટીસીંગ શાળા છે. તેમાં પણ ૧૭૫ કન્યાઓ અભ્યાસ કરે છે. આ ઉપરાંત મ્યુનીસીપાલીટીએ અસહકારનો સિદ્ધાંત કેળવણીની બાબતમાં ગ્રહણ કર્યાથી સરકારે ચાર નવી શાળાઓ ઉઘાડી છે, તેમાં વિદ્યાર્થીઓની સંખ્યા નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૧ | છોકરાઓ માટે ગુજરાતી શાળા (શાહપુરમાં) | ૨૫ |
| ૧ | ગુજરાતી કન્યાશાળા, ઘીકાંટે | ૨૫ |
| ૧ | અંત્યજશાળા, સ્વામીનારાયણના મંદિર પાસે | ૧૦ |
| ૧ | ઉર્દૂ શાળા, મીશન શાળાના મકાનમાં | ૫૦ |
| | | ૧૧૦ |

આટલી સરકારી શાળાઓ ઉપરાંત સરકારી મદદ મેળવતી પ્રાથમિક શાળાઓ નીચે પ્રમાણે છે:—

| | શાળાઓનાં નામ. | વિદ્યાર્થીઓની સંખ્યા. |
|---|---|---|
| ૫ | આઇ. પી. મીશન તરફથી ચાલતી શાળાઓ | ૮૦૦ |
| ૧ | તર્ગાળા ભોજક શાળા | ૩૫ |
| ૧ | કેંટોનમેંટની શાળા | ૩૦ |
| ૧ | બી. પી. જૈનશાળા | ૨૫૦ |
| | | ૧૧૧૫ |

## સરકારી મદદ લેતા છોકરાઓની ગામઠી શાળાઓ.

| | શાળાઓનાં નામ. | સંખ્યા. |
|---|---|---|
| ૧ | માધવપુરામાં આવેલી ગામઠી ગુજરાતી શાળા | ૭૦ |
| ૧ | રાયપુર અંત્યજ શાળા | ૬૦ |

| | | |
|---|---|---|
| ૧ | મદ્રેસા ઇસલામ (ઉર્દુ), જમાલપુર | ૭૦ |
| ૧ | અલવીયા મદ્રેસા (ઉર્દુ), (મોરપોળમાં) | ૬૦ |
| ૧ | પોપટ વાડીમાં આવેલી ગામઠી ઉર્દુશાળા | ૨૫ |
| | કુલ | ૨૮૫ |

## સરકારી મદદ લેતી કન્યાશાળાઓ.

| | શાળાઓનાં નામ. | સંખ્યા. |
|---|---|---|
| ૭ | આઇ. પી. મીશન કન્યાશાળાઓ | ૮૫૦ |
| ૧ | રણછોડભાઇની કન્યાશાળા (ખાડીઆ), જેનો વહીવટ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી થાય છે. | ૩૦૦ |
| ૧ | શેઠ મગનભાઇની કન્યાશાળા (રાયપુર) | ૩૦૦ |
| ૧ | શેઠાણી હરકુંવરબાઇની કન્યાશાળા | ૨૫૦ |
| ૧ | દીવાળીબાઇની કન્યાશાળા (રાયપુર) | ૩૦૦ |
| ૧ | અંજુમન ઇસ્લામ કન્યાશાળા (ઉર્દુ), આસ્તોડીઆ | ૬૦ |
| ૧ | મૂક્તિફોજ કન્યાશાળા, મીરજાપુર | ૫૦ |
| ૧ | ગંગાબાઈ કન્યાશાળા (રતનપોળ) | ૩૦૦ |
| ૧ | શેઠ મનસુખભાઇની કન્યાશાળા, કાળુપુર | ૧૫૦ |
| | | ૨૫૬૦ |

સરકારી અથવા તો સરકારની મદદ મેળવતી શાળાઓમાં અભ્યાસ કરતાં વિદ્યાર્થીઓનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે.

| | પુરૂષો. | સ્ત્રીઓ. |
|---|---|---|
| ઉંચી કેળવણી. | ૪૩૦ | ૨૦ |
| માધ્યમિક ,, | ૨૧૫૦ | ૨૦૦ |
| શિક્ષકોને તાલીમ આપવા માટેની સંસ્થાઓ. | ૪૦૦ | ૨૦૦ |

| | | |
|---|---|---|
| મેડીકલ સ્કુલ. | ૧૪૦ | ૧૦ |
| હુન્નર ઉંદ્યોગ માટેની | ૧૦૦ | ૫૦ |
| પ્રાથમિક શાળાઓ. | ૧૯૦૦ | ૨૭૬૦ |
| | ૫૧૨૦ | ૩૨૪૦ |
| | ૩૨૪૦ | |
| | ૮૩૬૦ એકંદર. | |

આ રીતે સરકારી તેમ સરકારની મદદ મેળવતી કેળવણીની સંસ્થાઓમાં એકંદર ૮૩૬૦ વિદ્યાર્થીઓ ભણે છે, તેમાંના ૫૧૨૦ પુરૂષો અને ૩૨૪૦ સ્ત્રીઓ છે.

કુલ્લે અમદાવાદ શહેરમાં લગભગ ૨૩૭૪૦ વિદ્યાર્થીઓ ભણે છે. અમદાવાદ શહેરની એકંદર વસ્તી ૨૭૦૯૭૪ મનુષ્યોની છે. એટલે લગભગ સેંકડે ૮ ટકા વસ્તી અભ્યાસ કરે છે. આ પ્રમાણ કોઇ પણ રીતે સંતોષકારક કહેવાય નહીં.

ભણનારાઓમાંથી ૧૫૩૮૦ વિદ્યાર્થીઓ (૧૨૫૫૦ પુરૂષો અને ૨૮૩૦ સ્ત્રીઓ) પ્રજાકીય સંસ્થામાં ભણે છે અને ૮૩૬૦ વિદ્યાર્થીઓ (૫૧૨૦ પુરૂષો અને ૩૨૪૦ સ્ત્રીઓ) સરકારી કે સરકારે સ્વીકારેલી સંસ્થાઓમાં અભ્યાસ કરે છે.



# ૫. સાહિત્ય પ્રવૃત્તિ.

## (ક) અમદાવાદનાં વર્તમાન પત્રો.

### લેખકઃ શ્રીયુત ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ.

'ગુજરાતી પંચ' ના માજી સબ-એડીટર.



અમદાવાદનો વર્તમાનપત્રોને લગતો ઇતિહાસ શુષ્ક નથી રસિક છે. તેના પ્રારમ્ભકાલમાં મંદતા નહિ પણ ઉગ્રતા, નિશ્ચેતનતા નહિ પણ ચૈતન્ય જોવામાં આવે છે. આ નગરમાં પહેલું પુસ્તકાલય, પહેલી કન્યાશાળા, પહેલું મુદ્રણાલય અને પહેલું માસિક પત્ર કાઢવાનું માન ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને છે; તેમ પહેલું વર્તમાનપત્ર કાઢવાનું માન પણ તે જ સંસ્થાને છે.

સન ૧૮૪૯ ના એપ્રલ માસની ૪ થી તારીખથી સોસાઇટીએ **"અમદાવાદ વર્તમાનપત્ર"** એ નામનું પત્ર પ્રસિદ્ધ કરવા માંડ્યું અને તે દર અઠવાડિયે બુધવારે પ્રકટ થતું, તેથી તે **"બુધવારીયું"** કહેવાતું, અને આજે જો કે **"બુધવારીયું"** શબ્દ અપરિચિત થઇ ગયો છે, પરન્તુ વીસ પચીસ વર્ષ પહેલાં સામાન્ય જનસમુહ વર્તમાન પત્રને આ જ નામથી ઓળખતો. વર્તમાન પત્ર એટલે બુધવારીયું એમ તે સમયે સામાન્ય રીતે કહેવાતું. આ પત્રનું વાર્ષિક લવાજમ રૂ. ૬ હતું અને તેની ૧૨૫ નકલ પ્રસિદ્ધ થતી હતી. સુરતમાં **"સુરત સમાચાર"** ૧૮૫૦ થી પ્રકટ થવા માંડ્યું હતું એટલે ગુજરાતમાં વર્તમાન પત્ર પ્રકટ થવામાં પહેલો નંબર **"અમદાવાદ વર્તમાનપત્ર"** નો હતો. આ પત્રની કારકીર્દી મોળી તેમ સુસ્ત નહોતી. તેના નેતાઓ સરકારને તેમ પ્રજાને લગતી બાબતો નિડરપણે પ્રસિદ્ધ કરતા. લાગ આવ્યે સરકારને તેમ લોકોને ઉંચા નીચા કરવામાં તેણે બાકી રાખી નહોતી.

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ લખે છે તેમ, આ પત્રે એક વખતે નગરશેઠની નાલાશી કરનાર લેખ લખવા માંડયા અને તે એટલા વારંવાર લખવા માંડયાં કે તેને પહોંચી વળવા માટે ધીકાંટે શેઠ ડાહ્યાભાઇની વાડીમાં એક નવું શિલાપ્રેસ નીકળ્યું અને ત્યાંથી મોહનલાલ ઘેલાશા નામના શખ્શે "**ખબર દર્પણ**" નામનું પત્ર અઠવાડિયામાં મંગળવાર અને શનિવારે બેવાર રૂ. ૧૨ ના વાર્ષિક લવાજમથી પ્રસિદ્ધ કરવા માંડયું.

વર્તમાન પત્રોની હાલની લઢતમાં, લઢતની રીતમાં તેમ ભાષામાં જે શિષ્ટતા જોવામાં આવે છે તે તે સમયમાં ન્હોતી અને તેનું એક આનન્દજનક દૃષ્ટાન્ત અત્રે આપવું ઉચિત જણાય છે. **પ્રાણશંકર બાપા** નામના એક નામાંકિત વિસનગરા નાગર ગૃહસ્થ ખાડીયામાં રહેતા હતા. તે કોઇ બડા ઉસ્તાદ, ખડતલ, ભાંજગડીયા હતા. ભલભલા માણસો, ભલભલા અમલદારો ત્હેમનાથી બ્હીતા. તેઓ ધારે તેમને ઉથલાવી પાડતા. તેમને વિષે "**અમદાવાદ વર્તમાન પત્રે**" કાંઇકિ છાપ્યું; તેના જવાબમાં **પ્રાણશંકર બાપાએ** "**ખબર દર્પણ**" પત્રમાં કાંઇક છપાવ્યું. પ્રત્યુતરમાં "**વર્તમાન પત્રે**" લખતાં જણાવ્યું કે "હમણા અમે **પ્રાણશંકરને** એક લૂગડાની પેઠે પલાળીએ છીએ. પછી બે માણસ અમે સામસામી પકડીને આંબળીશું. કાંતો ફાટે છે, કાંતો તૂટે છે. પછી સીકંચામાં નાખીશું, એટલે અધૂરો પૂરો થશે. અમે એ પ્રાણશંકરને ખબર કરવા સારૂ તમને જણાવીએ છીએ કે પ્રાણશંકરને ખોદાની બંદગી કરવી હોય તો કરી લે; કાલથી નિચોવવું ચાલતું કરીશું." ઈત્યાદિ. પ્રાણશંકર **બાપા** સાંખી રહે તેવા નહોતા. તરત જ તેમણે સોસાઈટી ઉપર બદનક્ષીની ફરિયાદ કરી અને રૂ. ૫૦૦ નું હુકમનામું સોસાઇટી ઉપર કરાવ્યું, પણ બાપા ગુજરી જવાથી ત્યાંથી કામ અટક્યું.

તે વખતના સરકારી અમલદારો હાલને મુકાબલે ઘણી જુજ બાબતોમાં પણ વર્તમાન પત્રના લેખથી છેડાઇ પડતા એમ જણાય

છે. જુલાઇ માસના "**વર્તમાન પત્ર**" ના એક અંકમાં અમદાવાદની જેલ વિષે એવી હકીકત પ્રકટ થઇ હતી કે "કેદખાનાનો મુખ્ય કારભારી કેવી રીતે ચોકશી રાખે છે! કેદમાં પડેલા માણસોને વગર હુકમે વાત કરવાની રજા મળે છે." આ લેખ વિષે જેલર **મિ. સામરને** જજ મિ. હેરિસનને ફરીયાદ કરી. **મિ. હેરિસન** સોસાઇટીની કમિટીમાં પણ મેમ્બર હતા. તેઓએ પત્રમાંની આ હકીકત રદ કરવા સોસાઇટીને એક પત્ર લખ્યો. સોસાઇટીવાળા કાંઇ દબી જાય તેવા નહોતા. કમિટીએ તથા સેક્રેટરીએ **મિ. હેરિસનને** જણાવ્યું કે "વાત ખરી છે માટે રદ કરીશું નહિ." **મિ. હેરિસને** માનભંગ માટે કમિટીમાંથી રાજીનામું આપ્યું. આવા આવા ઝગડાથી "**વર્તમાન પત્ર**" થાકયાં નહિ. તેણે તો લેખ લખવાનું ચાલુજ રાખ્યું. સોસાઇટીના કેટલાક મેમ્બરોનાં મન પણ ખાટાં થયાં. આ પત્રને બંધ કરવા માટે, તોડી પાડવા માટે, એક મંડળી પણ ઉભી થઈ. આ અરસામાં તેણે સરકાર વિરૂદ્ધ પણ કાંઇક છાપ્યું અને તે ઉપરથી મુંબઇ સરકારે હુકમ કર્યો કે સરકારી નોકરે તેમાં લખવું નહિ, અને સોસાઇટીની કમિટીમાં સરકારી નોકર હતા; એટલે સોસાઇટી તરફથી પત્ર બંધ કર્યું.

આ પછી આ પત્રનો કારભાર અમદાવાદના પહેલ વહેલા છાપખાનાવાળા **બાજીભાઇ અમીચંદ પટેલે*** લીધો. તેમને હસ્તક પણ "**વર્તમાન પત્ર**" માં તેવાં જ લખાણ આવવા લાગ્યાં, ત્યારે સામાવાળાઓએ **બાજીભાઇના** એક રિપોર્ટર **લલ્લુભાઈ રાયચંદને** કહ્યું કે "છે કોઇ **સમશેર બહાદુર** કે 'વર્તમાન પત્ર' ની સાથે ટક્કર ઝીલી શકે?" **લલ્લુભાઇએ** કહ્યું કે "મને મદદ મળે તો હું **સમશેર બહાદુર.**" આ રીતે ૧૮૫૪ ના જુલાઇ માસથી લલ્લુભા-

---

* સોસાઈટીએ પ્રેસ કાઢ્યું તે પહેલાં શિલા પ્રેસથી કામ કરનાર બાજીભાઈ અમીચંદ પટેલ હતા.

ઇએ "શમશેર બહાદુર"* પ્રકટ કરવા માંડયું. આ પત્રોએ પોતાની લડતમાં એક બીજાના લેખનાં નામ પણ પાડયાં હતાં. "**સમશેર બહાદુરે**" સામાનું નામ **ટચાક કારીગર** પાડયું, તો "વર્તમાનપત્રે" તેના લેખકનું નામ **ટેકચંદશા** પાડયું. તેમના ઝઘડામાં તેઓ એક બીજાના કુટુંબનાં લાંછન પણ પ્રકટ કરતા. એવામાં એક માણસ તેમની ટીકાથી ટાંકામાં પડીને મરી ગયો એવી વાત બહાર પાડવાથી **સમશેર બહાદુર** નરમ પડયું. આ અરસામાં એટલે ૧૮૫૫ માં **વર્તમાન પત્ર** મરવા પડયું હતું. મરતાં મરતાં તે બોલ્યું હતું કે "લલ્લુભાઈ રાયચંદ, આજ કાલનું છોકરૂં, તે અમારે ત્યાં કામ શીખ્યો અને તે અમારા સામું લખાણ કરે છે!" "**વર્તમાન પત્ર**" ની આ સમયની પડતી દશામાં **સમશેર બહાદુરે** લખ્યું કે "એ મારા વર્તમાન કાકા રે."

"**સમશેર બહાદુર**" પણ એવા લેખ લખતું કે તેને પણ સપાટામાં લેવાની હીલચાલ થઈ. **રા. બ. મગનભાઈ** કરમચંદના ગુમાસ્તા ધરમચંદ કુલચંદે રૂ. ૭૪૫૧) ની અને **ભાઉ વિશ્વનાથે** રૂા. ૧૦૨૦) ની નુકશાની મેળવવા માટે બદનક્ષીની ફરીયાદો માંડી. આ દાવાઓની મુસીબતથી "**સમશેર બહાદુર**" બંધ પડયું. સવા વર્ષ પછી કેસોનું સમાધાન થયું અને ૧૮૫૬ ના ડિસેમ્બર માસમાં મુંબાઇથી તે પ્રકટ થવા માંડયું. મુંબાઇમાં તે ૧૧ વર્ષ ચાલ્યું અને ફરી પાછું સન ૧૮૬૭ થી અમદાવાદમાં પ્રકટ થવા માંડયું.

વર્તમાનપત્રોના ઇતિહાસમાં આ સમયમાં એક જાણવા જોગ બનાવ બન્યો. "**બુદ્ધિપ્રકાશ**" ઉપરથી માલમ પડી આવે છે કે ૧૮૫૭ ના જુન માસમાં દિલ્હીમાં બળવો થયો અને તેથી જુલાઇ માસમાં સરકારે દેશનાં બધાં વર્તમાનપત્રો બંધ કરાવ્યાં. "**બુદ્ધિપ્રકાશ**" પણ આ અરસામાં પાંચ મહિના બંધ પડયું હતું અને રહેલા અંક પાછળથી સામટા છપાયા હતા.

* એને "શમશેરીયું" પણ કહેતા.

"અમદાવાદ વર્તમાન પત્ર," "ખબર દર્પણ" અને "સમશેર બહાદુર" પછી અમદાવાદમાં ૧૮૫૦ માં *લલ્લુ સૂરચંદ તરફથી અઠવાડિક પત્ર "**અમદાવાદ સમાચાર**" રૂ. ૫) ના લવાજમથી નીકળ્યું હતું. ૧૮૬૩ માં **પ્રજાભિલાષ** નામનું પત્ર સરૂપચંદ દલીચંદે પ્રકટ કર્યું હતું, તેનું લવાજમ પણ રૂ ૫ હતું.

આ પછીનાં પણ પાછળથી બંધ પડી ગયેલાં પત્રોમાં "**હિતેચ્છુ**" "**હિંદુસ્થાન**" અને "**રાજપત્રિકા**" એ તે સમયમાં સુંદર લોકસેવા ઉઠાવી હતી. વર્તમાનપત્રોનો ઇતિહાસ તપાસતાં એમ માલમ પડે છે કે તેમના વિકાસમાં, પત્રના અધિપતિઓ ઉપરાંત **સ્વ. સરદાર બહાદુર ભોળાનાથ સારાભાઇ, બાબારાવ ભોળાનાથ, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, ફોર્બ્સ** સાહેબ, **દિ. બ. અંબાલાલ સાકરલાલ,** ગોપાળરાવ **હરિ** અને **બન્ધુસમાજે** સારી સહાયતા કરી જણાય છે.

## પ્રકટ થઇ બંધ પડેલાં પત્રો.

અમદાવાદમાં શરૂઆતથી અત્યાર સુધીમાં પ્રકટ થઇ બંધ પડેલાં પત્રોની યાદી નીચે મુજબ છે:—

| પત્રનું નામ. | પ્રકાર. | પ્રકટ કરનાર. |
|---|---|---|
| અમદાવાદ વર્તમાનપત્ર | અઠવાડિક | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને બાજીભાઇ અમીચંદ પટેલ. |
| ખબર દર્પણ | અઠવાડિમાં બેવાર | મોહનલાલ ઘેલાશા |
| સમશેર બહાદુર | અઠવાડિક | લલ્લુભાઇ રાયચંદ |
| અમદાવાદ સમાચાર | અઠવાડિક | લલ્લુભાઇ સુરચંદ |
| પ્રજાભિલાષ | " | સરૂપચંદ દલીચંદ |
| અમદાવાદ ટાઇમ્સ | " | ... ... ... |

*સરકારના રિપોર્ટમાં Mr. Lala Surchand નામ લખેલું છે.

| | | |
|---|---|---|
| હિતેચ્છુ | ,, | પીતામ્બરદાસ ત્રિભુવનદાસ |
| ન્યાયદર્શક | ,, | છગનલાલ ઉમેદભાઈ |
| પ્રજા મિત્ર | ,, | મણિલાલ એમ. શાહ |
| ગુજરાત ગેઝેટ | ,, | ચેતરામ હરિલાલ વર્મા |
| વિદ્યુત | પાક્ષિક | આર્ય ભદ્રાયનોપદેશિકા મંડળ તરફથી શાસ્ત્રી લક્ષ્મીનારાયણ રામચંદ્ર. |
| હિન્દુસ્થાન | અઠવાડિક | વનમાળીદાસ લાધાભાઈ મોદી |
| વ્યાપાર અને ઉદ્યોગ | ,, | વકીલ કેશવલાલ મોતીલાલ |
| રાજપત્રિકા | ,, | ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ |
| જ્ઞાનસુધા | પાક્ષિક | મહીપતરામ રૂપરામ નીલકંઠ |
| પ્રતિનિધિ | અઠવાડિક | નાનાલાલ મગનલાલ |
| ગપ ગેઝેટ | ,, | ,, |
| જૈન | ,, | ભગુભાઈ ફતેહચંદ |
| કોરોનેશન ઍડવર્ટાઇઝર | અઠવાડિક | એન. પી. શેઠના |
| અમદાવાદ સમાચાર | દૈનિક | જાદવજી ઝવેરચંદ ગાંધી |
| જૈન હિતેચ્છુ | અઠવાડિક | વાડીલાલ મોતીલાલ શાહ |
| ગુજરાત ટાઇમ્સ | અઠવાડિયામાં બે વાર | જાદવજી ગાંધી |

## હાલ પ્રકટ થતાં પત્રો.

હાલ પ્રકટ થતાં પત્રો નીચે મુજબ છે:—

| પત્રનું નામ. | પ્રકાર. | પ્રકટ કરનાર. |
|---|---|---|
| પ્રજાબન્ધુ | અઠવાડિક | આદ્ય સંપાદક ભગુભાઈ ફતેચંદ હાલ ઠાકોરલાલ પરમોદરાય |
| ગુજરાતીપંચ (પ્રથમ કારટુન સાથે) | ,, | સોમાલાલ મંગળદાસ શાહ |
| પોલિટિકલ ભોમિયો | અઠવાડિક | પઠાણ નૂરખાં અમીરખાં |
| નવજીવન | ,, | મોહનદાસ કરમચંદ ગાંધી |

| | | |
|---|---|---|
| ગુજરાત વર્તમાન અને કાઠિયાવાડ સમાચાર | ,, | હરિલાલ કેવળરામ ભટ્ટ |
| ગ્રામ્ય સ્વરાજ્ય | ,, | રામરાય મોહનરાય |
| યંગ ઇંડિયા (અંગ્રેજી) | ,, | મોહનદાસ કરમચંદ ગાંધી |
| વ્યાપારી જગત | પાક્ષિક | જયંતિલાલ હાથીભાઇ અમીન |
| હિંદી નવજીવન | અઠ્ઠવાડિક | જમનાલાલ બજાજ |
| જૈન એડવોકેટ | ,, | ગોકળદાસ અમથાશાહ. |

લોકમતને જગવનાર, કેળવનાર અને પ્રેરક તરીકે **નવજીવન** અને "યંગઇન્ડિયા" નું પદ અત્યારે અદ્વિતીય છે. "**ગુજરાતી પંચ**" અને "**પ્રજાબન્ધુ**" એ શેહેરની ઘણી સારી સેવા કરી છે. અને વર્તમાન પત્ર ( Newspaper ) તરીકે પોતાનું ઉંચું પદ જાળવી રાખ્યું છે. વ્યાપાર ઉદ્યોગમાં આગળ વધેલા નવીન અને જાગ્રત ગુજરાતને એકાદ **ઉત્તમ દૈનિક** તથા રાજદ્વારી, સાંસારિક અને પ્રસંગોપાત ધાર્મિક,–સાહિત્ય, વ્યાપાર અને વિજ્ઞાનને લગતા,–એક આદર્શ **અઠવાડિક**ની અગત્ય છે. આ દિશામાં યત્ન થશે તો તેનો ઉત્સાહપૂર્વક આદર થશે એમ માનવું છે.



# (ખ) અમદાવાદનું માસિક–સાહિત્ય.

**લેખકઃ શ્રીયુત ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.**

'ગુજરાતી પંચ'ના સબ–એડીટર.

અમદાવાદમાં ગૂજરાતી ભાષામાં હાલમાં એકંદરે ૨૩ માસિકો પ્રકટે છે. એ બધાં માસિકોની સામાન્ય ટીપ માત્ર ગુજરાતી વાંચકોને ઉપયોગી થવાના હેતુથી અત્રે આપી છે. તેના ગુણદોષોની ચર્ચામાં અમે ઉતર્યા નથી. સામાન્ય રીતે એટલું તો કહેવું જોઇશે કે એ બધાં માસિકોમાંથી ગુજરાતી સાહિત્યમાં કાયમને માટે ઝળહળી રહે એવાં બહુ થોડાં માસિકો છે. મુખ્યત્વે કરીને ખેદ ઉપજાવનારી બિના તો એ છે કે ગૂજરાતી જાણનારી આલમમાંથી અમુક ઉચ્ચ પ્રતિનાં માસિકોને જોઇએ તેવું ઉત્તેજન મળ્યું નથી. ગ્રાહકો થોડા, છાપકામની મોંઘવારી અને તંત્રીઓનો એજ માસિકો સિવાયનો અન્ય વ્યવસાય –આ કારણોને લીધે માસિકોનો પ્રચાર જનસમૂહમાં જોઇએ તેવો થયેલો નથી, એમ અનુમાન થઇ શકે છે. યૂરોપાદિ દેશોનાં માસિકોની સરખામણીમાં આપણાં માસિકો ટકી શકે એવાં નથી. ગૂજરાત અને ખાસ કરીને અમદાવાદના માસિકકારો પોતાનું લક્ષ્યબિન્દુ યૂરોપીય માસિકોના જેવું રાખીને ઉચ્ચ પ્રતિનાં લખાંણ, પ્રકટીકરણમાં નિયમિતતા અને માસિકના પ્રત્યેક અંક પાછળ પુષ્કળ મહેનત અને કાળજી એ બાબતો તરફ લક્ષ રાખતા થાય, વાચકોને જેમાં રસ પડતો હોય તેવા વિષયો શ્રમ લઇને પ્રકટ કરતા રહે, તો આપણું માસિક–સાહિત્ય વિશેષ આકર્ષક બની રહે. હાલમાં પ્રકટ થતાં માસિકો નીચે મુજબ છે.

૧. **બુદ્ધિપ્રકાશ**—આ માસિક અત્રેની સુપ્રસિદ્ધ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી ૬૮ વર્ષથી પ્રકટ કરવામાં આવે છે. ગુજરાતનું સૌથી જૂનામાં જૂનું આ માસિક છે. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ આ માસિક શરૂ કર્યું હતું. એમના પછી બીજા

ઘણાઓ અધિપતિ તરીકે હતા. તેના હાલના તંત્રી રા. રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ બી. એ. છે. આ માસિકમાં ખાસ કરીને સાહિત્યના, સાંસારિક અને પ્રકીર્ણ વિષયો ચર્ચવામાં આવે છે. ઘણા જાણીતા લેખકોનાં કાવ્યો અને વિષયો તેમાં પ્રકટ થાય છે. તેની નકલો ૧૪૦૦ નીકળે છે. તંત્રી તરફથી તેમાં પ્રાસંગિક નોંધો આવતી નથી, તે દાખલ કરવાથી માસિકની લોકપ્રિયતા વધે એમ ઘણાનું માનવું છે. આ માસિકમાં ઘણું ખરૂં ૪ ફૅાર્મનું વાચન દર માસે અપાય છે. સોસાઇટીએ માસિકનું કદ વધારવાની જરૂર છે. તેનું વાર્ષિક લવાજમ રૂા. ૧ાા છે.

**૨. ગુજરાત શાળાપત્ર**—આ માસિક ૫૦ વર્ષથી અમદાવાદમાં અત્રેની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના મુખ્ય અધ્યાપકના અધિપતિપણા નીચે પ્રકટ થતું રહે છે. ટ્રેનિંગ કોલેજના જે પ્રિન્સિપાલ ઓદ્ધા ઉપર હોય છે, તેઓને આ માસિકનું અધિપતિપદ મળતું રહે છે. હાલના અધિપતિ મિ. કેખુશરૂ અર્દેશર બાલા છે. ૫૦ વર્ષની તેની હયાતિના પ્રમાણમાં તે આકર્ષક ઢબે પ્રકટ થતું નથી. મુખ્યત્વે કરીને તેમાં પ્રાથમિક શાળાઓના શિક્ષકોને રસ પડે અને ઉપયોગી થઇ પડે તેવા શિક્ષણ વિષયક અને પ્રકીર્ણ વિષયો ચર્ચવામાં આવે છે. તેનો ફેલાવો ૫૫૦૦ નકલોનો છે. ઘણું ખરૂં ચાર ફોર્મનું વાંચન તેમાં અપાય છે. વાર્ષિક લવાજમ રૂ. ૧)≈ છે.

**૩. વૈદ્યકલ્પતરૂ**—આ માસિક ૨૫ વર્ષનું જૂનું છે. ચાલુ વર્ષની અધવચ સુધી તે મર્હુમ વૈદરાજ જટાશંકર લીલાધર ત્રિવેદીના અધિપતિ પદ નીચે પ્રકટ થતું હતું. હવે મર્હુમના પુત્ર તરફથી પ્રકટ કરવામાં આવે છે. ખાસ કરીને વૈદક અને આરોગ્ય વિષયક વિષયો તેમાં પ્રકટ થાય છે. તેની નકલો ૩૦૦૦ નીકળે છે. તેનું વાર્ષિક લવાજમ રૂા. ૨–૧–૦ છે. આ માસિકની હિંદી ભાષાની આવૃત્તિ પણ પ્રકટ કરવામાં આવે છે. વૈદક વિષયોની ઘણી સારી માહિતી આ માસિક દ્વારા જનસમાજને મળતી રહે છે.

**૪. વસન્ત**—આ માસિક ૧૯ વર્ષથી અત્રે પ્રકટ થાય છે. તેના પ્રથમ અધિપતિ પ્રિન્સિપાલ આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલએલ. બી.ના વખતમાં માસિકની ગણના એક વિદ્વત્તાભર્યા માસિક તરીકે થતી હતી. એ સમયે વસન્તમાં મુખ્યત્વે કરીને સાહિત્ય વિષયક ચર્ચા આકર્ષણ કરી રહી હતી. હાલમાં થોડાંક વર્ષથી રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠને તેનું અધિપતિપદ આપવામાં આવ્યું છે. **વસન્ત**માં હવે પહેલાંની પેઠે માત્ર સાહિત્યનાજ વિષયો આવતા નથી, પરન્તુ હાલમાં તે ઉપરાંત શાસ્ત્રીય, સાંસારિક અને પ્રકીર્ણ વિષયો ચર્ચવામાં આવે છે. રાજકીય વિષયો પણ આ માસિકમાં હાલના તંત્રીના વખતથી વિનીત પક્ષની ધાટીથી ચર્ચવામાં આવે છે. તેની સાહિત્ય વિષયક ચર્ચા હજી પણ મનનીય અને વિદ્વતા ભરી લેખાય છે. આ માસિકની નકલો માત્ર ૬૦૦ નીકળે છે. તેમાં ઘણું ખરૂં પાંચ ફોર્મનું વાંચન આપવામાં આવે છે. તેનું વાર્ષિક લવાજમ રૂ. ૩ાા છે.

**૫. સુન્દરી સુબોધ**—આ માસિક ૧૮ વર્ષથી અત્રે પ્રકટ થાય છે. પ્રથમ તે બંધુસમાજ તરફથી પ્રકટ થતું હતું. હાલમાં રા. રા. રામમોહનરાય જસવંતરાય દેસાઇના અધિપતિ પદ નીચે પ્રકટ થાય છે. ખાસ કરીને સ્ત્રીઓને ઉપયોગી થઇ પડે એવાં કાવ્યો, વિવિષયો અને વાર્ત્તાઓ તેમાં આપવામાં આવે છે. તેના દરેક અંક વાંચવા લાયક નીકળે છે, પરન્તુ તે ઘણું અનિયમિત છે એવી બૂમ ચોમેર પડી રહી છે. જો આ માસિક દર માસે પ્રકટ થતું રહે તો અત્યારે તેમાં વધારો થાય, તેમાં શક નથી. તેની નકલો ૩૦૦૦ નીકળે છે. ઘણું ખરૂં હાલમાં તેના બબ્બે માસના અંકો અને તે પણ ચાર છ માસના મોડા નીકળે છે. તેમાં લગભગ ૧૫ ફૉર્મનું વાચન આપવામાં આવે છે. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૪ છે. ગયા વર્ષ સુધી તેનું લવાજમ રૂા. ૩ હતું. તેનું પૂંઠું આર્ટનું સચિત્ર અપાતું, પણ હાલની મોંઘવારીને લીધે હવે તે સાદું અને ચિત્ર વિનાનું રાખેલું છે.

૬. **ભાગ્યોદય**—રા. જેઠાલાલ દેવશંકર દવે તરફથી આ માસિક અત્રે ૯ વર્ષથી પ્રકટ કરવામાં આવે છે. તેમાં પણ "વૈદ્યકલ્પતરૂ"ની પેઠે ખાસ કરીને વૈદક તથા આરોગ્યના વિષયો આપવા યત્ન થતો રહે છે. ઉપરાંત નીતિ વિષયક વિષયો અને એક ચાલુ વાર્તા પણ થોડાક વખતથી પ્રકટ કરવામાં આવે છે. તેમાં આશરે ૮ ફોર્મનું વાચન અપાય છે. તેનું લવાજમ રૂા. ૪) છે.

૭. **સેવક**—રા. ડાહ્યાભાઇ મનોરભાઈ પટેલ તરફથી સામાજિક, રાજદ્વારી અને બીજા પ્રકીર્ણ વિષયો ચર્ચતું આ માસિક બે વર્ષથી અહીં પ્રકટ કરવામાં આવે છે. તેની ૬૦૦ નકલ નીકળે છે અને તેનું વાર્ષિક લવાજમ રૂા. ૨) છે.

૮. **મોક્ષ પત્રિકા**—અધિપતિ રા. રામશંકર મુળજી ભટ્ટ અને પ્રકાશક રા. ચુનીલાલ નગીનદાસ ચીનાઇવાળા. એક વર્ષથી પ્રકટ કરવામાં આવતું, આ માસિક ધાર્મિક વિષયો ચર્ચવા સાથે સમાજમાંથી અનેક પ્રકારની કુટેવો દૂર કરવાને લગતા વિષયો પ્રકટ કરે છે. આશરે ૪ ફોર્મનું વાચન તેમાં અપાય છે અને તેની ૨૦૦૦ નકલો નીકળે છે. તેનું વાર્ષિક લવાજમ રૂા. ૨) છે.

૯. **કડવા વિજય**—અમદાવાદની કડવા પાટીદાર શુભેચ્છક સમાજ તરફથી રા. મોતિલાલ કાળીદાસ પટેલના અધિપતિ પદ નીચે ૧૩ વર્ષથી પ્રકટ થતું આ માસિક કડવા કણબી કોમની ઉન્નતિને લગતા વિષયોની ચર્ચા કરે છે. તેની ૫૨૫ નકલો પ્રકટ થાય છે. વાચન વિભાગ આશરે ૩૨ પાનાંનો હોય છે અને તેનું વાર્ષિક લવાજમ રૂા. ૧। રાખવામાં આવેલું છે.

૧૦. **કર્મવીર**—અધિપતિ રા. રણછોડલાલ હરિલાલ ભટ્ટ. એક વર્ષથી પ્રકટ થતા આ માસિકમાં મજુરોના હિતના તેમજ સાંસારિક અને પ્રકીર્ણ વિષયો ચર્ચવામાં આવે છે. તેની નકલો ૧૫૦૦ નીકળે છે. વાચન ૩૨ પાનાનું દર માસે અપાય છે અને વાર્ષિક લવાજમ રૂા. ૨-૫-૦ રખાયું છે.

**૧૧. નાગર ઉદય**—રા. ગજેન્દ્ર ભોળાનાથ દિવાનજીના અધિપતિપદ નીચે ૩ વર્ષથી પ્રકટ થતા આ માસિકમાં નાગર જ્ઞાતિની ઉન્નતિને લગતા વિષયો આપવામાં આવે છે. તેની લગભગ ૧૫૦ નકલો નીકળે છે. વાચન ઘણું ખરૂં ૨૦ પાનાંનું આપવામાં આવે છે અને તેનું વાર્ષિક લવાજમ રૂા. ૧ રાખવામાં આવેલું છે. આ માસિક હાલમાં મોંઘવારીને લીધે દર ત્રણ માસે પ્રકટ કરવામાં આવે છે.

**૧૨. શ્રીમાળી શુભેચ્છક**—શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના હિતને લગતા વિષયો ચર્ચતું આ માસિક ૧ વર્ષથી અત્રેના રા. ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદીના અધિપતિપણા નીચે પ્રકટ થાય છે. લગભગ ૩ ફોર્મનું વાચન તેમાં આપવામાં આવે છે. તેની નકલો ૫૦૦ નીકળે છે. તેનું વાર્ષિક લવાજમ રૂા. ૧) છે.

**૧૩. સ્ત્રી-બોધ**—૬૪ વર્ષથી આ માસિક મુંબાઈ પ્રકટ થતું હતું. આ માસિકના અધિપતિપદમાં ઘણા ઘણા ફેરફારો થયા છે. તેના હાલના અધિપતિઓ રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ અને મિસિસ પુતળીબાઈ કાબ્રાજી છે. તેના મંત્રી રા. જીવનલાલ અમરશી મહેતા તરફથી હાલમાં તે અત્રે પ્રકટ કરવામાં આવે છે. આ માસિકમાં સ્ત્રી વિષયક વિવિધ પ્રકારના લેખો આપવામાં આવે છે. તેની નકલો ૨૦૦૦ નીકળે છે અને તેનું વાર્ષિક લવાજમ રૂા. ૨॥ છે.

**૧૪. શ્રી સ્વામીનારાયણ**—એક વર્ષથી આ માસિક રા. માધવલાલ દલસુખરામ કોઠારીના અધિપતિપણા નીચે રા. નંદુભાઇ મંછારામ શેર-દલાલ તરફથી પ્રકટ કરવામાં આવે છે. સ્વામીનારાયણ સંપ્રદાયને લગતા વિષયોની તેમાં ચર્ચા કરવામાં આવે છે. તેની નકલો ૫૦૦ નીકળે છે અને વાંચન વિભાગનાં ૨૪ પૃષ્ટ આપવામાં આવે છે.

**૧૫. વેપારી જગત્**—મસ્કતી કાપડ મહાજનના આશ્રય નીચે ચાલુ વર્ષની શરૂઆતથી આ માસિક રા. જયંતીલાલ હાથીભાઈ અમીનના અધિપતિ પદ નીચે પ્રકટ કરવામાં આવે છે. તેનો પખવાડીક વધારો પણ કાઢવામાં આવે છે. તેમાં વ્યાપાર વિષયક

ચર્ચા પ્રકટ થાય છે. તેની ૧૫૦૦ નકલો નીકળે છે. તેનું વાર્ષિક લવાજમ સ્થાનિક રૂા. ૧॥ અને હિંદની અંદર રૂા. ૧-૧૨-૦ રાખવામાં આવ્યું છે.

**૧૬. ભાવસાર શુભેચ્છક**—અધિપતિ રા. જમનાદાસ આશારામ ભક્ત અને પ્રકાશક રા. બી. બી. ભાવસાર છે. બે વર્ષથી અહીં પ્રકટ થતું આ માસિક ભાવસાર જ્ઞાતિને લગતા વિષયોની ચર્ચા કરે છે. તેની ૭૫૦ નકલો નીકળે છે અને તેનું વાર્ષિક લવાજમ રૂા. ૨) છે. ઘણું ખરૂં તેમાં પ્રતિ માસે ૨૪ પાનાં આપવામાં આવે છે.

**૧૭. ગૃહિણી ભૂષણ**—અધિપતિ રા. નટવરલાલ એમ. વીમાવાળા અને પ્રકાશક રા. રા. નંદલાલ ચુનીલાલ બોડીવાળા છે. સ્ત્રીઓને લગતા વિષયો આ માસિકમાં પ્રકટ થતા રહે છે. લગભગ બે વર્ષથી આ માસિક શરૂ થયું છે. સામાન્ય રીતે તેમાં પ્રતિ માસે ૩૨ પાનાનું વાચન અપાય છે. તેનું વાર્ષિક લવાજમ રૂા. ૨॥ રાખેલું છે.

**૧૮. ખડાયતા મિત્રઃ**—આઠ વર્ષથી પ્રકટ થતા આ માસિકના અધિપતિ અને પ્રકાશક રા. ભાઇલાલ વન્દ્રાવનદાસ કોઠારી છે. ખડાયતા વણિક જ્ઞાતિના હિતાર્થે આ માસિક પ્રકટ કરવામાં આવે છે. તેમાં બીજા સાંસારિક વિષયો પણ ચર્ચવામાં આવે છે. તેની ૬૦૦ નકલ નીકળે છે. પ્રતિમાસે વાચન ઘણુંખરૂં ૨૪ પાનાનું અપાય છે. તેનું વાર્ષિક લવાજમ રૂ. ૨) છે.

**૧૯. ખેતિવાડી વિજ્ઞાનઃ**—અધિપતિ અને પ્રકાશક રા. દુલેરાય છોટાલાલ અંજારીઆ છે. ખેતીવાડીને લગતા વિષયો ચર્ચતું આ એકજ માસિક ગુજરાતમાં નીકળે છે. વાર્ષિક લવાજમ રૂા. ૨), પ્રત ૮૦૦ અને વાચન ૨૮ પાનાનું છે.

**૨૦. મુક્તિ સમાચારઃ**—સાલ્વેશન આર્મિ તરફથી ગુજરાતી ભાષામાં એ સંસ્થાને લગતા તેમજ ખ્રિસ્તી ધર્મનાં મંતવ્યોના પ્રચારાર્થે આ માસિક કમિશનર અજીતસિંહ (જી. પી. ફ્રેચ) ના અધિપતિપણા નીચે ૧૨ વર્ષથી અત્રેથી પ્રકટ થાય છે. દર માસે તેમાં રોયલ

૪ પેજી ૪ પાનાંનું વાચન અપાય છે. તેની ૨૫૫૦ નકલો નીકળે છે અને વાર્ષિક લવાજમ માત્ર આના ૭ રખાયલું છે.

**૨૧. જૈન હિતેચ્છુઃ**—રા. રા. વાડીલાલ મોતિલાલ શાહ તરફથી પ્રકટ થતા આ માસિકમાં કેટલાક મનનીય જૈન ધર્મ સિદ્ધાંતોની પ્રતિમાસે ચર્ચા કરવામાં આવે છે. તેનું વાર્ષિક લવાજમ રૂા. ૧) છે.

**૨૨. આલોકઃ**—અધિપતિ અને પ્રકાશક રા. વાડીલાલ ડાહ્યાભાઇ પંડિત છે. સાહિત્ય વિષયક અને ઉપયોગી ચર્ચા આ માસિકમાં કરવામાં આવે છે. તેનું વાર્ષિક લવાજમ રૂા. ૪॥ છે. દર માસે તેમાં એક કિંવા બે ચિત્રો પણ આપવામાં આવે છે.



# (ગ.) અમદાવાદના પ્રસિદ્ધ લેખકો.

## લેખકઃ શંકરરાય અમૃતરાય.

માલિક, જ્ઞાનમન્દિર પ્રી. પ્રેસઃ અમદાવાદ.



ગુજરાતી સાહિત્યના વિકાસ અર્થે ગુજરાતમાં જે અનેક નગરોએ પોતાનો અમૂલ્ય ફાળો આપ્યો છે, તેમાં **અમદાવાદે** પણ ઘણો અગત્યનો ભાગ લીધો છે. શ્રી. ઝવેરીલાલ, શ્રી. મનઃસુખરામ, શ્રી. ગોવર્ધનરામ, શ્રી. મણિલાલ, શ્રી. બાલાશંકર, શ્રી. રણછોડભાઈ ઇત્યાદિ પ્રતિભાવાન સાક્ષરો માટે જેમ **નડિયાદ** યોગ્ય રીતે મગરૂર થઈ શકે છે, અને શ્રી. કવિ નર્મદાશંકર, શ્રી. નવલરામભાઇ, શ્રી. નંદશંકર, શ્રી. દુર્ગારામ, શ્રી. મહિપતરામ, શ્રી. કમળાશંકર ઇત્યાદિ પ્રભાવશાળી સાક્ષરો જેમ **સુરતને** વ્યાજબી રીતે અભિમાનના કારણભૂત છે, તેમ **અમદાવાદ** પણ ગુજરાતી સાહિત્યને પોષણ આપનારા, જ્ઞાન વિદ્વત્તા તથા રસિકતાભર્યા, અનેક સાક્ષરોના જન્મસ્થાન કિંવા નિવાસસ્થાન તરીકે સકારણ મગરૂર થઇ શકે એમ છે. કેળવણીકાર તથા ભાષાશાસ્ત્રી, નિબંધલેખકો તેમજ નવલકથાકારો, કવિઓ અને નાટક રચનારાઓ, અર્થશાસ્ત્રી તેમજ ઇતિહાસ લેખકો-એમ સાહિત્યના અનેક અંગોના સેવકોએ આ નગરભૂમિને દીપાવી છે. આ લેખકોના આ શેહેર સાથેના સંબંધ પરત્વે બે વર્ગ પડી શકે છે. (૧) અહીંનાજ **વતની** હોઇ સાહિત્યપ્રવૃત્તિ અત્રેજ અથવા અન્ય સ્થળે કરનારા, અને (૨) અન્ય સ્થળના વતની છતાં આ નગરના જ **નિવાસી** બની સાહિત્યની સર્વ અથવા વિશેષ ભાગની પ્રવૃત્તિ અહિં કરનારા. આ બીજા વર્ગના લેખકોએ નોકરી ઇત્યાદિ નિમિત્તે અત્રે નિવાસ કરી તેટલા સમય દરમીયાન જે મમતાથી સાહિત્યસેવા કરી છે, તેની યોગ્ય કદર કરતાં અમદાવાદ તેમને પોતાના ગણી આતિથ્ય

ઉપરાંત સ્નેહભર્યો બંધુભાવ પ્રસારે છે. આ લેખકોના મંડળવિસ્તાર માટે આટલી સૂચના કરી ઇતિહાસદૃષ્ટિ તથા કાળપરત્વે તેમના **પ્રાચીન, મધ્યકાલીન** અને **અર્વાચીન** એમ ત્રણ વિભાગ પાડવા વિશેષ સુકર થઇ પડશે. ગુજરાતી સાહિત્યના વિકાસમાં આ વિભાગ જાણીતા છે. બ્રિટિશ અમલ પૂર્વેના જુની શૈલીવાળા લેખકો પ્રાચીન વિભાગમાં, તે અમલના તથા કેળવણીના આરંભકાલે ઉદ્ભવેલા લેખકો મધ્યકાલીન વિભાગમાં, અને એ નવીન કેળવણી વિસ્તાર પામતાં પૂર્વપશ્ચિમ વિદ્યાના સંસ્કારે ઉત્પન્ન કરેલા લેખકો અર્વાચીન વિભાગમાં મૂકી શકાય. પ્રસ્તુત લેખ માટે આ ત્રણ વિભાગ પ્રમાણે અમદાવાદના લેખકોનો વિચાર કરવામાં આવ્યો છે. આ લેખકોની કૃતિઓનું વિસ્તૃત અવલોકન કે વિવેચન આ લેખમાં અસ્થાને છે. અન્ય જનો તરફથી અન્ય પુસ્તકોમાં તે થઇ ગયું છે અને થાય છે. અત્રે તો માત્ર તે લેખકોનું ઓળખાણ તથા તેમનાં પુસ્તકોની નામાવલી આપી નિરૂપણ કરવાનો પ્રયાસ કર્યો છે.

## ૧. પ્રાચીન લેખકો.

**અખોઃ**—'અખા ભગત'ને નામે જાણીતા થયેલા આ જ્ઞાની કવિનું જન્મ વર્ષ ચોક્કસપણે કહી શકાતું નથી, પણ તે સંવત સત્તરમા શતકના ઉત્તરાર્ધમાં લગભગ ૧૬૭૦ ના અરસામાં હોવાનું કેટલાકનું માનવું છે. તે જ્ઞાતે સોની હતો. મૂળ જેતલપુરનો, પણ પછીથી અમદાવાદમાં ખાડીયામાં આવી વસેલો હતો. સંસારના અસત્ય અને કપટથી કંટાળી ઇશ્વરજ્ઞાનની તરસ છીપાવવા તેણે કાશી વગેરે સ્થળે જઇ વેદાન્તનો સારો અભ્યાસ કર્યો હતો. તેના લખાણના વિષયના બે પ્રકાર છે; (૧) દુનિયામાં ધર્મને નામે ચાલતા પાખંડ તથા આચારઘેલાઇનું ખંડન; (૨) વેદાન્તના ખરા સ્વરૂપનું નિરૂપણ. મૂર્ખાઇનું હાસ્ય કરી શીખામણ આપવામાં તો તે એક્કોજ છે. જીવનનાં સર્વસામાન્ય અને સર્વ દેશકાલને અનુકૂલ સત્ય સૂત્રોનું છ-

પ્પાની લીટીઓ અને ચરણના ટુંકા ટુંકા સ્વરૂપે આલેખન એ તેની કવિતાની ખરી ખૂબી છે, અને તેમાંનાં ઘણાંક તો વાતચીતમાં રૂઢ થઇ ગયાં છે. ગુજરાતી ભાષામાં વેદાન્તના શાસ્ત્રીય ગ્રંથો કવિતા રૂપે લખવામાં **અખા** જેવો હજી સુધી કોઇ થયો નથી. તેની કવિતામાં રસ થોડો છે; ભાષા સ્વચ્છ અને ઘડાયેલી નથી, કાંઇક ક્લિષ્ટ પણ છે, છતાં સ્પષ્ટ અને સચોટ છે. તેનું મૃત્યુ સં. ૧૭૭૫ની આસપાસ હશે. તેના બનાવેલા આખા ગ્રંથોઃ—અખે ગીતા, ચિત્તાવિચાર સંવાદ, પંચીકરણ, ગુરૂ શિષ્ય સંવાદ, અનુભવ બિન્દુ, કૈવલ્ય ગીતા, બ્રહ્મ લીલાઃ ઉપરાંત લગભગ ૭૫૦ છપ્પા તથા ૬૦ પદો છે.

**શામળભટ્ટઃ**—અમદાવાદના 'વેંગણપુર' નામના એક પરાનો રહીશ **શામળ** જ્ઞાતિએ શ્રીગોડ માળવી બ્રાહ્મણ હતો. તેનો જન્મ સં. ૧૭૪૦ની આસપાસ તથા મરણ ૧૮૦૦ની લગભગ હતું. માતર તાલુકાનો રહીશ રખીદાસ નામનો એક રસિક પાટીદાર તેનો આશ્રયદાતા હતો. **શામળને** સંસ્કૃતનો સાધારણ અને વ્રજનો સારો અભ્યાસ હતો. તેના સમય પહેલાં કવિતા તો માત્ર ધર્મ અને ઇશ્વિરભક્તિને લગતીજ હોય તે માન્યતા તોડી સાંસારિક જીવનના રસિક અનુભવોને કવિતાનો વિષય કરનાર ગુજરાતમાં આ શામળ પ્રથમ જ હતો. તેની કવિતા મ્હોટે ભાગે વાર્તાઓ રૂપે છે અને તેણેજ તેને પ્રખ્યાતિ આપી છે. તેની વાર્તાઓમાં મુખ્ય માત્ર પુરૂષ કરતાં સ્ત્રી હોય છે; સ્ત્રીજીવન અને સ્ત્રીચરિત્ર એ એની વાર્તાઓની ભૂમિકા છે, અને પુખ્ત વયનાં **સ્ત્રી**-પુરૂષનાં રૂઢિલગ્નથી વિરૂદ્ધ સ્નેહલગ્ન, અને તેની પ્રાપ્તિ માટેના સંકટભર્યા પણ રસિક પ્રયાસ, એ મુખ્ય વિષય અને વસ્તુ છે. જે સાંસારિક રીવાજોના ખંડન માટે આધુનિક સુધારકો પ્રયાસ કરી રહ્યા છે, તેનું ખંડન **શામળ** ભટે પોતાની વાર્તાઓની ઘટના અને સંકલનામાં ક્યારનુંએ રસિકભરી રીતે કરી મૂકેલું છે, અને એજ તેની કવિતામાં રસની પૂર્તિ આપે છે. છપ્પા એ **શામળ** ભટની કવિતાનું તરી આવતું સ્વરૂપ છે, અને તેમાં તેણે નીતિ, વ્યવહાર

અને ચતુરાઇના ઘણા સચોટ બોધ આપ્યા છે. " ઉચ્ચ ભાવનાવાળા જનસમાજને જો કે **શા**મળની કવિતાઓ બહુ ઉપયોગી નહિં થઇ પડે, તથાપિ મધ્યમ બુદ્ધિનાં મનુષ્યોને ઉન્નત જીવનની મૂર્તિનાં એકંદરે દર્શન કરાવે તેવી તે છે. તેની ભાષા સરળ અને સાદી છે."

**શા**મળનાં કાવ્યોની સંખ્યા મ્હોટી છે; તેમનાં નામ નીચે મુજબ છે. (૧) નંદબત્રીશી (૨) પંચ દંડ (૩) અંગદવિષ્ટિ (૪) રાવણ મંદોદરી સંવાદ (૫) ઉદ્યમ કર્મ સંવાદ (૬) પદ્માવતીની વાર્તા (૭) ભદ્રાભામિની (૮) શામળ રત્નમાળા (૯) વિનેચટની વાર્તા (૧૦) પાનની વાર્તા (૧૧) રૂપાવતીની વાર્તા (૧૨) વૈતાળ પચીશી (૧૩) બત્રીસ પૂતળીની વાર્તા (૧૪) સુડા બહોતેરી (૧૫) બરાસ કસ્તુરી (૧૬) ઓડાણો (૧૭) ચંદ્ર ચંદ્રાનની (૧૮) શુકદેવાખ્યાન (૧૯) મદન મોહના (૨૦) ભોજકથા (૨૧) દ્રોપદી વસ્ત્ર હરણ (૨૨) રખીદાસ ચરિત્ર (૨૩) વિશ્વેશ્વરાખ્યાન. **શા**મળભટનું મરણ સં. ૧૭૮૬ ના અરસામાં થયેલું મનાય છે.

**વલ્લભ ભટ્ટ:**—આ જ્ઞાતિએ ભટ મેવાડા બ્રાહ્મણ કવિનું એક કાવ્ય સં. ૧૭૮૮ માં લખાયેલું છે, એ શિવાય એના જન્મ મરણની બીજી તારીખ મળી શકતી નથી. તે પ્રથમ વૈષ્ણવ, પણ પછીથી ચુસ્ત દેવીભક્ત થયો હતો. બહુચરા માતાનો તે પરમ ભક્ત મનાય છે. માતાનાં દહેરાંઓમાં આરતીને અંતે "જે" બોલાય છે તેની સાથે "વલ્લભ ધોળાકી જે" એમ હમેશાં બોલવાની રૂઢિ પડી ગઇ છે. (ધોળો વલ્લભનો ભાઇ હતો.) તેની કવિતા ગરબા અને ગરબીઓ રૂપે લખાએલી છે. ત્હેના મ્હોટા ગરબાઓમાં (૧) કળિકાળનો (૨) ધનુષધારીનો (૩) આનંદનો (૪) શણગારનો (૫) મહાકાળીનો (૬) આરાસુરનો (૭) બહુચરાજીનો (૮) ચોસઠ જોગણીનો એ મુખ્ય છે. એ ઉપરાંત થોડાંક બીજાં લાવણીઓ અને પદોનાં કાવ્યો પણ લખેલાં કહેવાય છે.

## ૨. મધ્યકાલીન લેખકો.

### વતની.

**રા. બા. ભોળાનાથ સારાભાઇ:**—તેઓ ગુજરાતના એકજ એકેશ્વરવાદી ભક્ત-કવિ છે. ભાષા તથા શૈલી સરલ સ્વચ્છ તથા સંસ્કારી છે. વિચારો પ્રૌઢ અને ઉન્નત છે. મરાઠીના અનુકરણરૂપ તેમના 'અભંગ' બહુ આકર્ષક છે. તેમના પ્રસિદ્ધ ગ્રંથો નીચે પ્રમાણે છે. (૧) ઇશ્વિર પ્રાર્થનામાળા (૨) અભંગ માળા (૩) સત્યવિવેક ઈ.

**શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ:**—આ સાઠોદરા નાગર સાક્ષર ગુર્જર ગિરાના પરમ ભક્ત તથા પ્રવીણ ભાષાશાસ્ત્રી, અને વ્રજ, પાલી, માગધી, પ્રાકૃત તથા પ્રાચીન ગુજરાતી એ ભાષાઓના ઉંડા અભ્યાસી હતા. તેમનું સાક્ષર જીવન બહુ ઉદ્યમી હતું. બુદ્ધિપ્રકાશ, ધર્મ પ્રકાશ, નાગરોદય, કેળવણી, ચન્દ્ર વગેરે માસિકોના તેઓ નિરંતર લેખક હતા. "તેમણે કરેલી ગુજરાતી ભાષાની સેવા કોઇ પણ ગુર્જરથી વીસરી શકાય તેવી નથી. ગુજરાતી ભાષાને શાસ્ત્રીયતા આપનાર તો તેજ. ભાષાશાસ્ત્રીના પ્રદેશમાં આ શાસ્ત્રી......ના અભિપ્રાયો......પ્રમાણરૂપ મનાતા હતા," તેમનાં પુસ્તકો (૧) ગુજરાતી ભાષાનો ઇતિહાસ (૨) ઉત્સર્ગ માળા (૩) ગુ. ભાષાનું વ્યાકરણ (૪) વૈશેષિક તર્કસાર; (૫) ગુર્જર ભાષા પ્રકાશ (૬) બ્રહ્મ સૂત્રાર્થદીપક. આ બે છેલ્લા ગ્રંથો ચંદ્ર માસિકમાં પ્રસિદ્ધ થયલા છે.

**સ્વ. શ્રી. ગણપતરામ રાજારામ:**—રાયકવાળ બ્રાહ્મણ જ્ઞાતિના આ ગદ્ય લેખકનો જન્મ સને ૧૮૪૮ માં થયો હતો. તે કવી દલપતરામની પ્રાઢીના, સરળ લેખનના, અનુયાયી હતા. તેમનાં પ્રસિદ્ધ પુસ્તકો:—(૧) લીલાવતીની કથા (૨) ભરૂચ જીલ્લાનો કેળવણી ઇતિહાસ (૩) પ્રતાપ નાટક (૪) મનોવિકાર તથા આશા નિરાશાનો નિબંધ (૫) બાળ લગ્નથી થતી હાની (૬) પાર્વતી કુંવર ચરિત્ર (૭) લઘુ ભારત ભાગ ૧ થી ૫ સુધી. આમાંનાં પ્રતાપ નાટક તથા લઘુ ભારત એ બે પુસ્તકો વધારે પ્રશસ્ત છે.

**સ્વ. શ્રી. મગનલાલ વખતચંદઃ**—તેઓ નવીન કેળવણી પામેલા જૈન લેખક હતા. તેમના (૧) અમદાવાદનો ઇતિહાસ અને (૨) ગુજરાત દેશનો ઇતિહાસ એ બે જાણીતાં પુસ્તકો ઉપરાંત (૩) સ્ત્રી બોધ વચન (૪) નાગર પુષ્પાંજલી (૫) હોળી વિષે નિબંધ એ પણ ન્હાનાં પુસ્તકો છે.

**સ્વ. શ્રી. અંબાલાલ સાકરલાલઃ**—તેમનાં (૧) અર્થશાસ્ત્ર ( ઇંગ્રેજી ઉપરથી ભાષાંતર ) અને (૨) ઇંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી એ બે વિશિષ્ટ પુસ્તકો છે. તથા પરિષદ્‌ના પ્રમુખ તરીકેનું ભાષણ, નિબંધરૂપ છે.

**સ્વ. શ્રી. ભાઇશંકર નાનાભાઇઃ**—તેમનાં પ્રસિદ્ધ પુસ્તકો (૧) કામનાથ અને રૂપસુન્દરી અને (૨) ભાઇશંકર ગ્રંથમાળા છે.

**સ્વ. બુલાખી ચકુભાઇઃ**—તેમનાં "કાવ્યકૌસ્તુભ" ભા. ૧-૨ તે વખતે બહુ સારાં ગણાતાં હતાં.

## નિવાસી.

**સ્વ. કવિ દલપતરામ ડાહ્યાભાઇઃ**—પ્રાચીન કેળવણીના કે નવીન કેળવણીના પરિણામ રૂપે નહીં, પણ બંનેની મધ્યસ્થ રહી બંનેને સાંકળનાર, નવીન જ્ઞાનના નવા રસ્તાઓ બનાવનાર, એક પ્રભાવશાલી સાહિત્યકાર તરીકે દલપતરામભાઇનું નામ ગુજરાતને ચિરસ્મરણીય જ રહેવાનું. તે મુખ્યત્વે કવિ જ હતા, પણ તેની સાથે નિબંધ તથા નાટકના ગદ્યલેખક પણ હતા. ખરૂં જોતાં વઢવાણથી અત્રે આવી વસ્યા ત્યારથી નવીન અમદાવાદના સાહિત્યોત્પાદક તેજ હતા. અમુક પ્રકારના વિચાર તથા લેખનશૈલીની ચોક્કસ પ્રાઠી ( School ) તેમણે ઉત્પન્ન કરી હતી, અને ગુજરાતના તેમના જમાનાના ઘણા લેખકો તેમના શિષ્ય અથવા અનુયાયી હતા. તેમનાં પુસ્તકો નીચે પ્રમાણે છેઃ—(૧) અંગ ઉધારનો ઝઘડો (૨) કચ્છ ગરબાવળી (૩) કવિતા વિલાસ (૪) કીમીયાગર ચરિત્ર (૫) બાળ ગરબાવળી (૬)

ગુ૦ પીંગળ (૭) જાદવાસ્થળી (૮) ફારબસ વિરહ (૯) બાળ વિવાહ નિબંધ (૧૦) ભૂત વિષે નિબંધ (૧૧) મિથ્યાભિમાન નાટક (૧૨) રાજવિદ્યાભ્યાસ (૧૩) લક્ષ્મી નાટક (૧૪) વચન વિવેક બાવની (૧૫) વિદ્યાબોધ (૧૬) વેન ચરિત્ર (૧૭) શામળ શતશઈ (૧૮) સ્ત્રી સંભાષણ (૧૯) સંપ લક્ષ્મી સંવાદ (૨૦) હુન્નરખાનની ચડાઇ (૨૧) જ્ઞાતિ નિબંધ. ઇ. આમાંનાં તથા બીજાં કેટલાંક કાવ્યો તેમના 'દલપત કાવ્ય' નામના ગ્રંથમાં સંગ્રહરૂપે પ્રસિદ્ધ થયાં છે.

**સ્વ. રા. સા. મહિપતરામ રૂપરામ:**—રા. સા. મહિપતરામ મૂળ સુરતના વતની હતા, પરન્તુ સને ૧૮૬૪ માં અમદાવાદની મેલ ટ્રેનીંગ કોલેજના મુખ્યાધ્યક્ષ થયા ત્યાર પછીથી તે ઠેઠ મરણ પર્યંત તેમણે આ શહેરમાં જ નિવાસ કર્યો હતો, અને સર્વ સાહિત્ય પ્રવૃત્તિ પણ અત્રેજ થઇ હતી. તેમના સમયની અમદાવાદની પ્રગતિમાં તેમનું જીવન પણ ઓતપ્રોત થઇ ગયેલું હતું. તેમના શિક્ષક–જીવન અને વીર સુધારક જીવનના જેવું ઉત્સાહક અને જુસ્સાદાર તેમનું સાક્ષર જીવન નહોતું, છતાં તે ઉપયોગી અને જ્ઞાનપ્રદ તો હતું જ. તેમની લેખનપદ્ધતિ સાદી સરળ અને નિર્મળ હતી. તે ચરિત્ર–આલેખક અને વાર્તાકાર હતા. તેમનાં સંખ્યાબંધ પુસ્તકો નીચે મુજબ છે. (૧) ચરિત્ર નિરૂપણ (૨) કરસનદાસ મૂળજીનું જીવન ચરિત્ર (૩) મહેતાજી દુર્ગારામનું જીવન ચરિત્ર, (૪) પાર્વતી કુંવર આખ્યાન, (૫) અકબર ચરિત્ર, (૬) ઇંગ્લાંડની મુસાફરી (૭) ઇંગ્લાંડનો ઇતિહાસ (૮) ગ્રીસનો ઇતિહાસ (૯) ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ (૧૦) ભરતખંડનો ઇતિહાસ (૧૧) વનરાજ ચાવડો (૧૨) સધરા જેસંગ (૧૩) સાસુ વહુની લડાઇ (૧૪) ભવાઈ સંગ્રહ (૧૫) ગુજરાતી ભાષાનું વ્યાકરણ (૧૬) વ્યુત્પતિ પ્રકાશ (૧૭) કેળવણી પ્રકાર (૧૮) શિક્ષાપદ્ધતિ ઇત્યાદિ. ગુજરાત શાળાપત્રના તે ઉત્પાદક હતા.

**મી. જોસેફ વેન સોમેરેન ટેલર:**—ગુજરાતી ભાષાના અનુરાગી અને ઉદ્ધારક આ વિદેશી અંગ્રેજ ગૃહસ્થનો જન્મ સને ૧૮૨૨ માં

એલગામ, જ્યાં તેમના પિતા ખ્રીસ્તી ધર્મોપદેશક હતા ત્યાં, થયો હતો. પરંતુ ઇંગ્લાંડમાં ગ્રેજ્યુએટ થઇ આવ્યા પછી ધર્મોપદેક તરીકે તેઓ સને ૧૮૫૩ ના અરસામાં ગુજરાતમાં, ખાસ કરીને અમદાવાદમાં, આવી વસ્યા હતા. કવિ દલપતરામ, રા. સા. મહિપતરામ, શાસ્ત્રી વ્રજલાલ તથા બીજા કેટલાક સંસ્કૃત તથા ફારસીના પંડિતો પાસે ભાષાનો ઉંડો અભ્યાસ કરી તેમણે તે સમયની ગુજરાતી સાહિત્યની, ભાષા પરત્વેની, કેટલીક અપૂર્ણતાઓ પૂરી પાડવા સારો અને ઉપકારક પ્રયાસ કર્યો છે. તેમણે પદ્ધતિસર રચેલું (૧) ગુજરાતી ભાષાનું વ્યાકરણ વિદ્વત્તાભર્યું તથા ઉપયોગી મનાય છે. શાસ્ત્રી વ્રજલાલની સહાયતાથી રચેલું બીજું પુસ્તક (૨) ધાતુસંગ્રહ પણ તેટલું જ ઉપયોગી છે. તે ઉપરાંત તેમણે ખ્રીસ્તી ધર્માનુસાર ઇશ્વિરસ્તુતિનાં થોડાં પદો પણ લખેલાં કહેવાય છે.

## ૩. અર્વાચીન લેખકો.

### વતની.

**શ્રી. નરસિંહરાવ ભોળાનાથઃ**—ગુજરાતી સાહિત્યની રંગભૂમિ ઉપર કવિતાસુન્દરીને ‘નવીન સીનેરી વચ્ચે નવીન લેબાસ’ થી સુશોભિત કરી મીઠી મીઠી ગરબીઓના ગાન સાથે લલિત રમણીનો વેશ ભજવતી પ્રથમ જ પ્રદર્શિત કરનાર આ ઓજસ્વી લેખકે ઇંગ્રેજી સુન્દર અને રસિક કવિઓનું ભાષાન્તર કે વિચારાન્તર નહી પણ ભાવનાન્તરથી અનુકરણ કરી ગુર્જર વાચકોમાં કાંઇક ઓર તરેહની રસપ્રિયતા ઉત્પન્ન કરી છે. તેમના સાહિત્ય પ્રદર્શનમાં કવિતા એ ખાસ કૃતિ હોવા છતાં તેસની પ્રવૃત્તિ અનેકવિધ છે. ભાષાશાસ્ત્રી, વિવેચક, રસિકકલાનિરૂપક, દૃઢ પક્ષવાદી, તથા જાગતાજોધ તીખા અને આગ્રહી ચર્ચાપત્રી તરીકેનાં તેમનાં દર્શન સતત સાહિત્યક્ષેત્ર ઉપર થયાજ કરે છે. તેઓ ખરી રીતે નિરંતર અભ્યાસી રહી સાક્ષરજીવન જ ગાળે છે. તેમના (૧) કુસુમમાળા (૨) હૃદયવીણા (૩)

નુપૂરઝંકાર (૪) સ્મરણસંહિતા એ કાવ્યસંગ્રહો ઉપરાંત ન્હાનાં છુટક પુસ્તકો નીચે પ્રમાણે છે. (૪) દયા ક્ષમા અને શાંતિ (૫) ભક્તિ અને નીતિ (૬) ભરતખંડ માટે એક ભાષા (૭) જોડણી (૮) પ્રેમાનંદના નાટકો (૯) શ્રુતિ સ્વર સિદ્ધાંત (૧૦) સંન્યાસી ઉપર વિવેચન (૧૧) અસત્ય ભાવારોપણ (૧૨) સુદર્શનકાર અને સંસાર સુધારો (૧૩) વિલાસનાં ઉપવન (૧૪) સર્જતરાયની સુષુપ્તિ, પરિષદ્-ના પ્રમુખ તરીકેનું ભાષણ ૪૦. એ ઉપરાંત 'વસન્ત' અને બીજાં માસિકોમાં તેમની ગંભીર વિદ્વતા તેમજ કલમની રસિક તીક્ષ્ણતા પ્રસંગોપાત દેખા દીધાજ કરે છે.

**૨૪૦ હરિલાલ હર્ષદરાય ધ્રુવ:**—હરિ હર્ષદ ધ્રુવના ટુંકા નામે પ્રસિદ્ધિ પામેલા આ સાક્ષર પણ ઉંચી પ્રતિના નવી શૈલિના ઉત્પાદક એક કવિ હતા. તેમની કવિતા પ્રાસાદિત, લાલિત્યમયી અને સારા સંસ્કારવાળી છે. ઉત્સાહ, શૌર્ય, અને સ્વતંત્રતાથી ભરપૂર વાણી વડે વાચકોમાં જુસ્સાભરી જાગ્રતિ લાવનાર વીર કવિ તરીકે નર્મદાશં-કરથી તે ભાગ્યેજ ઉતરે એમ છે. તેમનાં 'પદ'ના રાગ અને ઘટના-ની યોજનામાં પણ તે સ્વતંત્રજ છે. ભાષા સાધારણ રીતે સરલ છતાં કેટલેક સ્થળે અવ્યક્ત થઇ જાય છે. ન્હાનાં મોટાં છુટક સંખ્યાબંધ કાવ્યોના સંગ્રહરૂપ તેમનાં (૧) વસંતવિલાસિકા અને (૨) કુંજ-વિહાર એ બે પુસ્તકો સુપ્રસિદ્ધ છે. (૩) પ્રવાસપુષ્પાંજલિ નામનો સંગ્રહ તેમના મૃત્યુ પછી તેમના સાહિત્યવિલાસી પુત્ર સુમનસે પ્રકટ કરેલો છે. તેમના તંત્રીપણા નીચે પ્રકટ થતા સંસ્કારી 'ચંદ્ર' નામના માસિક દ્વારા તેમને હાથે અનેક નવીન યુવાન લેખકોને ઉત્સાહ તથા ઉત્તેજન મળતું હતું.

**શ્રી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ:**—વિદ્યાના વ્યાસંગમાં, જ્ઞાનની અગાધતામાં, પ્રાચીનતાના ઉકેલમાં અને પૂર્વ સાહિત્યની પ્રકાશનામાં ગુજરાતમાં અનુપમ ગણાતા આ વિદ્વદ્વર્ય સાહિત્ય-જગતનું માનભર્યું લક્ષ સદા સર્વદા આકર્ષી જ રહ્યા છે. તેઓ જે વાસ્તવિક સાક્ષર

**સ્વ. શ્રી. છોટાલાલ સેવકરામ:**—"તેઓ સાહિત્ય પ્રેમી હતા; કવિતા કરવામાં કુશળ હતા. તેમણે મોરિસકૃત હિન્દુસ્તાનના ઇતિહાસનું, કેન્ડી કૃત જગતની ભૂગોળનું સ્વતંત્ર રીતે અને 'મુસલમાની શહેર' નું સ્વ. મણિભાઇની સાથે રહીને તથા 'શેક્સપીયરની કથાસમાજ' નું રા. રણછોડભાઈ તથા સ્વ. મણિભાઇની સાથે રહીને ભાષાન્તર કર્યું છે......વૃન્દશતસઈ નામે હીન્દી દુહાનું તેમણે ગુજરાતી ભાષાન્તર કરેલું છે. તે ઉપરાંત 'શબ્દ મૂલદર્શક કોષ' પણ રચેલો......છોટાલાલના સવૈયા તો મશહૂર છે. તેમની કવિતાઓ સાદી, દોડતી સરલ ભાષામાં લખાયેલી છે."

**સ્વ. શ્રી. કૃષ્ણરાવ ભોળાનાથ:**—શ્રી. કૃષ્ણરાવની સાહિત્ય પ્રવૃત્તિ સને ૧૮૮૬ થી શરૂ થાય છે. આરંભમાં તેમને સાહિત્યપ્રેમ સારો હતો. તેમના સાદી શૈલીવાળાં અને સુધારક વિચારો ભરેલાં લખાણ ઠીક પસંદગી પામ્યાં હતા. છુટક લેખો ઉપરાંત તેમનાં પુસ્તક નીચે મુજબ છે. (૧) પિતૃબોધ (૨) નારી શિક્ષા (૩) ભોળાનાથ સારાભાઇનું જીવન ચરિત્ર (૪) વિરાજ મોહન (૫) મુકુલ મર્દન (૬) પુનર્વિવાહ પક્ષની ફજેતી (૭) ભ્રાન્તિસંહાર ઇ૦.

**શ્રી. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી:**—જો કે સનાતન હીન્દુધર્મસંરક્ષણ એ શ્રી. નગીનદાસનું મુખ્ય જીવનકાર્ય છે, છતાં નાનપણથી જ તેમને સાહિત્ય ઉપર પણ શોખ છે. વિદ્યાર્થી તેમજ નોકરીની અવસ્થામાં તેમણે થોડાંક કાવ્યો તથા નિબંધો લખ્યા હતા. સુધારકોએ સંરક્ષક મતવાદીઓના કરેલા ઉપહાસના બદલામાં ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે સુધારકોની ઠેકડી કરવામાં તે પાછા પડયા નહોતા. તેમને સંસ્કૃત સાહિત્ય શાસ્ત્રનું પણ ઠીક જ્ઞાન હોવાથી થોડાક સંસ્કૃત શ્લોકો તથા **શ્રી ગુરોર્મહિમ્નઃસ્તોત્રમ્**- એ વૃત્તબદ્ધ કાવ્ય રચ્યું છે. તેમના પ્રસિદ્ધ પુસ્તકોમાં (૧) વર્ષા વર્ણન (૨) પદ્યસંઘ; (૩) મનહર મંજરી અને (૪) શૃંગાર શતક એ બે ખંડ કાવ્યો; (૫) શિશુપાલ

સખત નહી પણ તુલના કરનારા, છતાં પ્રસંગોપાત ઠંડી મજાકથી ઉપ-
હાસ કરવામાં કુશળ છે. તેમની શૈલી તેમજ ભાષા સીદ્ધી અને સરળ
તથા સંસ્કારી અને સચોટ હોવામાં એવી અનન્ય છે કે કોઈ પણ
તખલ્લુસના આવરણવાળાં અમુક લખાણ તેમની જ કૃતિ છે એમ
પારખવું મુસ્કેલ લાગતું નથી. 'સુદર્શન' અને 'વસંત'ના તંત્રીપદેથી
તેમણે અનેકવિધ લેખો લખ્યા છે; તે ઉપરાંત તેમનાં અસલ અને
સ્વતંત્ર પુસ્તકોઃ—(૧) નીતિશિક્ષણ, (૨) આપણો ધર્મ, (૩) હિન્દુ
ધર્મની બાળપોથી, (૪) ધર્મવર્ણન, (૫) હિન્દુ વેદધર્મ, (૬) શ્રી રા-
માનુજ ભાષ્ય ઇ૦ સર્વ ધાર્મિક વિષયનાં છે.

**પ. રા. બ. રમણભાઇ મહીપતરામઃ**—સર્વસામાન્ય
'સાક્ષર' વિશેષણથી અસંતુષ્ટ થનારા આ વિદ્વાન લેખકે તેમના
પૂર્વ જીવનમાં ગુજરાતી સાહિત્યની ઘણી કીંમતી સેવા કરેલી છે.
તેમનાં લખાણ ગદ્ય તેમજ પદ્ય બન્ને સ્વરૂપે છે. તેમની સાદી પણ
ભાવાત્મક કવિતાઓ બહુ આકર્ષક થઇ શકી નથી, પરંતુ તેમનાં
નિબંધો વાર્તાઓ વિવેચનો અને નાટકોએ તેમને સાહિત્યસંસારમાં
ઘણું ઉંચું સ્થાન અપાવ્યું છે. તેમનાં લખાણોમાં ઉપહાસાત્મક તત્ત્વ
લાક્ષણિક અને પંકાયેલું છે. (૧) કવિતા અને સાહિત્ય (૨)
ભદ્રંભદ્ર (૩) હાસ્યમંદિર (૪) રાઇનો પર્વત (નાટક), એ તેમનાં
સુપ્રાસદ્ધ પુસ્તકો છે.

**શ્રી. ડાહ્યાભાઇ પિતામ્બરદાસ દેરાસરીઃ**—આ કવિતા-
વિલાસી અને ગાનચતુર લેખકે તેમના યૌવનકાળમાં કેટલુંક સારૂં
અને ઉપયોગી સાહિત્યકાર્ય કર્યું છે. તેમના (૧) બુલબુલ અને (૨)
કાન્હડદે પ્રબંધનો સંશોધિત અનુવાદ એ બે વખણાયેલાં પુસ્તકો ઉપ-
રાંત બીજાં પણ (૩) સરળ રસાયન શાસ્ત્ર (૪) સરળ અર્થ શાસ્ત્ર
(૫) વિદ્યાર્થીનો મિત્ર (૬) વનસ્પતિ શાસ્ત્ર (૭) સરળ પદાર્થ
વિજ્ઞાન (૮) અમારાં આંસુ (૯) સાહીનું સાહિત્ય ઇત્યાદિ પુસ્તકો
પ્રકટ થયેલાં છે.

**સ્વ. શ્રી. છોટાલાલ સેવકરામ:**—"તેઓ સાહિત્ય પ્રેમી હતા; કવિતા કરવામાં કુશળ હતા. તેમણે મોરિસકૃત હિન્દુસ્તાનના ઇતિહાસનું, કેન્ડી કૃત જગતની ભૂગોળનું સ્વતંત્ર રીતે અને 'મુસલમાની શહેર' નું સ્વ. મણિભાઈની સાથે રહીને તથા 'શેક્સપીયરની કથાસમાજ' નું રા. રણછોડભાઈ તથા સ્વ. મણિભાઈની સાથે રહીને ભાષાન્તર કર્યું છે......વૃન્દશતસઈ નામે હીન્દી દુહાનું તેમણે ગુજરાતી ભાષાન્તર કરેલું છે. તે ઉપરાંત 'શબ્દ મૂલદર્શક કોષ' પણ રચેલો......છોટાલાલના સવૈયા તો મશહૂર છે. તેમની કવિતાઓ સાદી, દોડતી સરલ ભાષામાં લખાયેલી છે."

**સ્વ. શ્રી. કૃષ્ણરાવ ભોળાનાથ:**—શ્રી. કૃષ્ણરાવની સાહિત્ય પ્રવૃતિ સને ૧૮૮૬ થી શરૂ થાય છે. આરંભમાં તેમને સાહિત્યપ્રેમ સારો હતો. તેમના સાદી શૈલીવાળાં અને સુધારક વિચારો ભરેલાં લખાણ ઠીક પસંદગી પામ્યાં હતા. છુટક લેખો ઉપરાંત તેમનાં પુસ્તક નીચે મુજબ છે. (૧) પિતૃબોધ (૨) નારી શિક્ષા (૩) ભોળાનાથ સારાભાઇનું જીવન ચરિત્ર (૪) વિરાજ મોહન (૫) મુકુલ મર્દન (૬) પુનર્વિવાહ પક્ષની ફજેતી (૭) ભ્રાન્તિસંહાર ઇ૦.

**શ્રી. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી:**—જો કે સનાતન હીન્દુધર્મસંરક્ષણ એ શ્રી. નગીનદાસનું મુખ્ય જીવનકાર્ય છે, છતાં નાનપણથી જ તેમને સાહિત્ય ઉપર પણ શોખ છે. વિદ્યાર્થી તેમજ નોકરીની અવસ્થામાં તેમણે થોડાંક કાવ્યો તથા નિબંધો લખ્યા હતા. સુધારકોએ સંરક્ષક મતવાદીઓના કરેલા ઉપહાસના બદલામાં ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે સુધારકોની ઠેકડી કરવામાં તે પાછા પડયા નહોતા. તેમને સંસ્કૃત સાહિત્ય શાસ્ત્રનું પણ ઠીક જ્ઞાન હોવાથી થોડાક સંસ્કૃત શ્લોકો તથા **શ્રી ગુરોર્મહિમ્નઃસ્તોત્રમ્**- એ વૃત્તબદ્ધ કાવ્ય રચ્યું છે. તેમના પ્રસિદ્ધ પુસ્તકોમાં (૧) વર્ષા વર્ણન (૨) પદ્યસંઘ; (૩) મનહર મંજરી અને (૪) શૃંગાર શતક એ બે ખંડ કાવ્યો; (૫) શિશુપાલ

મદ મર્દન નાટક (૬) ટેલીમેકસનું ભાષણ (૭) મોરારજી ગોકળદાસનું જીવન ચરિત્ર ઇત્યાદિ છે.

**સ્વ. શ્રી. ડાહ્યાભાઇ ધોળશાહજી:**—ગુજરાતની રંગભૂમિને સંસ્કારી, કાવ્યમય અને ઉંચી ભાવનાવાળાં નાટકો પૂરાં પાડનાર આ જૈન સજ્જને સાહિત્ય અને નાટયકલાને ઘણી સારી ખીલવી હતી. પોતાની જ નાટક કંપની માટે ધર્મ નીતિ અને સદ્‌ગુણનાં સુન્દર ચિત્રો દર્શાવતાં અને જનસમાજની અભિરૂચિને ઉન્નત બનાવતાં તેમણે રચેલાં નાટકોનો માત્ર પદ્ય વિભાગ જ ઓપેરા રૂપે પ્રસિદ્ધ થયો છે. તેમનો ગદ્ય વિભાગ તો નજરે જોનારને જ જાણિતો હતો. તેમની પૂર્વેનાં સંગીત અને કવિતામાં નિર્માલ્ય જણાતાં નાટક-ગાયનોની તુલનામાં તેમનાં ગાયનો વિશેષ પ્રતિભાવાળાં છે, અને લોકપ્રિય પણ થઇ પડયાં છે. તેમના નાટકો (૧) અશ્રુમતી (૨) વીણાવેલી.

**શ્રી. મણીલાલ છબારામ ભટ્ટ:**—ચરિત્ર વાર્તા અને કવિતાઓના આ લેખક શૈલી ભાષા અને વિચારસંકલનામાં કવિ શ્રી દલપતરામના અનુયાયી છે. તેમની કવિતા પણ શાંતરસથી પૂર્ણ છે. તેમનાં (૧) પૃથુરાજ અને ચંદ (૨) લોર્ડ લોરેન્સ (૩) આત્મપુરાણ (૪) બર્નીયરનો પ્રવાસ (૫) સુન્દર એન (૬) ઝાંસીની રાણી (૭) ગુજરાતની જુની વાર્તાઓ (૮) અનીલદૂત (૯) રતી સુન્દરી (૧૦) કાવ્યપિયુષ (૧૧) સીમંતિની ઈ. સ્વતંત્ર તથા ભાષાન્તર અને અનુવાદરૂપ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

**સ્વ. શ્રી. કીલાભાઇ ઘનશ્યામ:**—આ સાહિત્યશોખી સંસ્કારી બુદ્ધિના સજ્જને કેટલાંક માસિકોમાં છુટાછુટા લખેલા લેખોથી વાચકવૃંદનું સારૂં ધ્યાન ખેંચ્યું હતું. તેમાં (૧) પાર્વતી પરિણય (૨) 'વિક્રમોર્વશીય' નાટક અને મેઘદૂત ભાષાન્તરોએ તેમની ખ્યાતિમાં વૃદ્ધિ કરી છે. જો તેમનું આયુષ્ય ઇશ્વરકૃપાથી લંબાયુ હોત તો તેમને હાથે સાહિત્યનું ઉજ્જ્વળ કાર્ય થવાનો ઘણો સંભવ હતો.

**ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી:**—શ્રી. મણિલાલ અને શ્રી.

ફીલાભાઈની સાહિત્યપ્રવૃત્તિના સમયમાં અને તેમની જ સંગતિમાં શ્રી. ઉત્તમલાલે કેટલુંક સાહિત્યલેખન કર્યું છે. પરંતુ તેમણે કરેલી સર્વથી મ્હોટી સેવા તો સ્વ. લો. તિલકની ભગવદ્ગીતાનું ગુજરાતી ભાષાન્તર કરી એ મહા વિદ્વાન નરરત્નના જગમાન્ય વિચારોનો ગુર્જર વાચકોને અલભ્ય લાભ આપવામાં પ્રત્યક્ષ થાય છે. તેમણે 'રૂલર્સ ઑફ ઇન્ડીયા' માંના 'અકબર' નું પણ ભાષાન્તર કરેલું છે.

**શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિ:**—ભોળાનાથભાઇ તથા નરસિંહરાવ એ પિતાપુત્રના કવિયુગ્મના જેવું જ દલપતરામ અને ન્હાનાલાલ એ પિતાપુત્રનું બીજું કવિયુગ્મ ગુજરાતને—અમદાવાદને—ઘણું અભિનન્દનીય નીવડયું છે. મધ્યકાલીન ગુજરાતના એ બન્ને સુપુત્રોએ અર્વાચીન ગુજરાતને માટે કવિતાને નવીન ઉચ્ચ સંસ્કારોથી વિકસાવી તેના યોગ્ય પ્રદેશમાં લાવી મુકી છે, અને મળેલા વારસાને દીપાવી ઉજ્જવળ બનાવ્યો છે. શ્રી. ન્હાનાલાલે તો કવિતાને માટે અપૂર્વ ઓર તરેહની ક્રીડાભૂમિ ઉપજાવી કહાડી છે, અને ત્યાં તે તેને નવીન અપરિચિત પણ સુન્દર વેશ પ્હેરાવી ખેલાવે છે. તેમની વાણી ગહન છતાં મીઠી છે, પ્રતિભા રમ્ય અને ઉન્નત છે. નવનવા શબ્દપ્રયોગો, સુત્રાત્મક વિચારરચના, શબ્દચિત્રોની અતિશયતા, સ્વાભાવિક માધુર્ય, હૃદયભાવનાની જાગ્રતિના કરતાં કલ્પના અને બુદ્ધિતરંગોના વિશેષ ઉછાળા, કંઇક સ્થળે ગદ્યપદ્યની સમાનતા એટલે કે રસિક મનરંજન ગદ્યરચના એજ પદ્ય;—એ વગેરે શ્રી. ન્હાનાલાલની કવિતાનાં લાક્ષણિક સ્વરૂપ છે. તેમનાં પુસ્તકો: કવિતા—(૧) કેટલાંક કાવ્યો ભા. ૧, ૨, અને ન્હાના ન્હાના રાસ. ગદ્ય કાવ્યો (૨) વસન્તોત્સવ (૩) રાજરાજેન્દ્રને; નાટકો—ઇન્દુકુમાર અંક ૧ (૪) જયા અને જયન્ત; ઉપન્યાસ—(૫) ઉષા; ભાષાન્તર—(૬) ભગવદ્ ગીતા (૭) મેઘદૂત; (૮) ચિત્રદર્શન. ઇત્યાદિ.

**શ્રી. રામમોહનરાય જશવંતરાય:**—અમદાવાદની જાણીતી બન્ધુસમાજના એક અંગભૂત શ્રી. રામમોહનરાય વાર્તા નવલકથા અને

કવિતાના એક સંસ્કારી લેખક તરીકે સુપ્રસિદ્ધ છે. જીવનનાં અનેક પ્રકારનાં વાસ્તવિક ચિત્રો આબેહૂબ આલેખતાં અને આત્મોદ્ધારના ઉંચા માર્ગો અને આદર્શો રજુ કરતાં તેમનાં લખાણો તેમના હિન્દુસંસારના બારીક અવલોકનની સાક્ષી આપે છે. લોકકલ્યાણ અને દેશોન્નતિ માટેની ભાવનાઓ તેમની વાર્તાઓ તથા કવિતાઓમાં સ્થળે સ્થળે દૃષ્ટિએ પડે છે. શૈલી જરા ભારવાળી છતાં મીઠાશભરી છે. શબ્દગુંજારવ અને ન્હાનાં ન્હાનાં રૂપકો એ એમની ગદ્ય તેમજ પદ્યની ભાષાનું એક તરતું લક્ષણ છે. તેમની (૧) 'ખંભાતનો ખૂની,' એ અનુવાદરૂપ વાર્તા છે, અને (૨) સતી ગૌરવ (૩) યોગિની અને (૪) બાલા એ અસલ સાંસારિક વાર્તા અને નવલકથાઓ છે. આમાંની 'બાલા'ની ગુજરાતી સાહિત્યનાં વિશિષ્ટ ચિરસ્થાયી પુસ્તકોમાં અનેક સ્થળે ગણના થઇ ચુકી છે. (૫–૬) રસીલી વાર્તાઓ ભા. ૧–૨ એ બાલસાહિત્યોત્તેજક પ્રકીર્ણ ન્હાની વાર્તાઓના સંગ્રહો છે. (૭) તરંગાવલી ભા. ૧. એ થોડીક કવિતાઓનો પ્રથમ સંગ્રહ છે. (૮) 'લોકકથા'નો નિબંધ તેમણે ૧લી સાહિત્ય પરિષદ માટે લખેલો છે. લગભગ દશેક વર્ષથી 'સુન્દરી સુબોધ'નું તંત્રીપદ તેમના હસ્તક છે.

**સ્વ. શ્રી. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીયાઃ**—ગુજરાત અને ખાસ કરીને મુંબાઇમાં લોકપ્રિયતા પામેલા, બન્ધુસમાજના બીજા એક અંગભૂત, સ્વ. શ્રી. ભોગીન્દ્રરાવ અનેક વાર્તાઓના લેખક તરીકે પ્રસિદ્ધ છે. તેમની અનેકરંગી, સરળ અને લીસી ભાષા તથા શૈલીમાં લખાયેલી, વાર્તાઓમાં તાત્કાલિક અસર કરે એવું તત્વ સારૂં છે. તેમાં હિંદુ, મુસલમીન, પારસી, ક્રીશ્ચીયન જાતિનાં પાત્રોના ખુલ્લા અને નિખાલસ સમાગમ તથા સંમેલન, અને તેને લીધે જાતિ જાતિ વચ્ચે હૃદયની એકતાના પ્રસંગો વારંવાર લાવતા રહી તેમણે સુધારાનો હેતુ સ્પષ્ટ કર્યો છે. જમાનાનાં અનેકવિધ વાસ્તવિક ચિત્રોના સાક્ષાત્કાર અલ્પકાલિન છતાં માર્ગસૂચક છે. તે પ્રસંગોપાત કવિતાઓ પણ રચતા, પણ તે તેમનો નૈસર્ગિક વિષય નહોતો. બાલસાહિત્ય

ઉપજાવવા માટેનો તેમનો ઉત્સાહ જાણીતો છે. તેમનાં પુસ્તકોમાં [૧
મૃદુલા [૨] સિતારનો શોખ [૩] નવરંગી બાલકો [૪] કાઉન્ટ ટૅ
લસ્ટૉયની વાર્તાઓના બે ભાગ [૫] દિવાળી કે હોળી [૬] સ્નેહ
મોહ [૭] લગ્ન, ધર્મ કે કરાર–એ વાર્તાઓ અને [૮] ઉષાકાન્ત [૯
આસીસ્ટંટ કલેક્ટર, [૧૦] સોલીસીટર [૧૧] મોહિની [૧૨] લ
બન્ધન–એ નવલકથાઓ, ઉપરાંત [૧૩] બાલવાડી [૧૪] બાલકુમ
[૧૫] રાજમાર્ગનો મુસાફર ઇ૦ ન્હાનકડી વાતો પ્રસિદ્ધ છે. આમાં
કેટલાંક અસલ છે, અને બીજાં ભાષાન્તરો અથવા અનુવાદ છે.

**સ્વ. શ્રી. શિવભાઇ બાપુભાઇ**:—વસ્તુસ્થિતિનાં અવન
મનોરંજક ચિત્રો આપતી વાર્તાઓ અને કથાઓના લેખક સ્વ. શ્ર
શિવભાઇએ ટુંકા જીવનકાલમાં પણ ઘણી સારી સાહિત્યસેવા કરી છે
તે પણ બન્ધુસમાજમાંના એક બન્ધુ હતા. તેમના ધર્મસંસ્કારી હૃદ
સંસારમાં અવલોકેલી ધર્મવિમુખતા તેમજ ધર્માન્ધતા બન્ને દૂર ક
સત્ય ધર્મભાવનાના માર્ગો અને આદર્શો સમજાવવા, એ એમની વ
ર્તાઓનો મુખ્ય બોધહેતુ છે. એમનાં જનસ્વભાવનાં ચિત્રદર્શનો રસિ
તાદૃશ્ય તથા મનોહર છે. વર્ણનો પ્રૌઢ નહિ છતાં રમ્ય અને વાસ્ત
વિક છે. તેમની વાતચીતની લાક્ષણિક રમુજ તેમનાં લખાણોમાં પ
આનન્દ આપે છે, અને હાસ્ય અને ઉપહાસનું મીઠું સંમિશ્રણ પ
ત્રોના તથા પ્રસંગોના સાક્ષાત્કારમાં વધારો કરે છે. તેમની આ સ
ખૂબીઓમાં કલાવિધાનનો ઉમેરો થયો હોત તો તેમની કૃતિઓ ચિ
રંજીવી થવા બહુ સંભવ હતો. તેમનાં પુસ્તકો (૧) કપિંજલા (૨
અલક્ષ્યજ્યોતિ (૩) પદ્મનાભ (૪) મધુકર (૫) કુંજબાલા (૬
મંજરી ઇ. છે. આમાંની બીજી અને ત્રીજી વાર્તાઓ ઉચ્ચ કોટીન
હોવાનું સ્વીકારાયું છે.

**શ્રી. ચન્દુલાલ મણિલાલ ( વસન્તવિનોદી )**:—ગુજ
રાતના યુવાન કવિઓમાં શ્રી. ચન્દુલાલની ગણના કરી શકાય
તેમની રમ્ય અને ભાવાત્મક કવિતાઓમાં સામાજીક પ્રશ્નોને લગ

અભિપ્રાયો સૂચક છે. ભાષા સરળ રસિક અને સંસ્કારી છે. વાણીમાં ગેયતા છે. તેમનાં (૧) વિધવા, (૨) હુહૂકાર (૩) કુમારિકા એ ન્હાનકડાં કાવ્યસંગ્રહનાં પુસ્તકો છે.

**સૌ. વિદ્યાગૌરી રમણભાઇ:**—આ સાહિત્યપ્રિય બ્હેને સ્ત્રી-ઉપયોગી અને સંસારસુધારક કેટલાંક છુટાં છુટાં વ્યાખ્યાનો અને નિબંધો લખ્યા ઉપરાંત, સૌ. શારદાબ્હેન સાથે મળી, શ્રી. રમેશચન્દ્ર દત્તના Lake of Palms ના 'સુધાહાસિની' નામે ભાષાન્તર રૂપે નવલકથા કરી ગુજરાતી સાહિત્યમાં સારો વધારો કર્યો છે. મૂળ લેખની શ્રેષ્ટતા વિષે તો બે મત છેજ નહિ. એજ ઇંગ્રેજી પુસ્તકનું 'સંસાર' નામે બીજું ભાષાન્તર થયેલું છે, પરંતુ 'સુધાહાસિની' માંની ભાષાન્તરકલા ચઢિયાતી અને ભાષા વધારે સંસ્કારી અને સરળ છે. તેમના (૧) ગૃહકલા અને (૨) ગુજરાતની સ્ત્રી-કવિઓ એ બે સાહિત્ય પરિષદ્ માટેના નિબંધો સારા છે.

**સૌ. શારદા બ્હેન સુમન્તરામ:**—આ બ્હેને ઉપર જણાવેલ 'સુધાહાસિની' ના ભાષાન્તરમાં ભાગ આપ્યા ઉપરાંત (૧) મીસ ફ્લોરેન્સ નાઇટીંગેલનું ચરિત્ર, (૨) પ્રાચીન પુરાણોની બાલબોધક વાર્તા, (૩) બાલકનું ગૃહશિક્ષણ, એ પુસ્તકો તથા 'ભાષાની ઉત્પત્તિ' ઇત્યાદિ નિબંધો લખેલા છે.

**મી. મહેરજીભાઇ રતુરા:**—આ પારસી ગૃહસ્થે (૧) ગૃહસ્થ (૨) વાનપ્રસ્થ અને ત્રીજું એક તેવું પુસ્તક લખ્યું છે. તેમની ભાષા સારી અને સ્વચ્છ છે.

## નિવાસી.

**શ્રી. કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદી:**—સૂરતના વતની શ્રી. કમલાશંકરે સરકારી હાઇસ્કુલના શિક્ષક અને ટ્રેનિંગ કોલેજના પ્રીન્સિપાલ તરીકે ઘણો લાંબો વખત અત્રે જ રહી કેટલીક સાહિત્ય-પ્રવૃત્તિ પણ અત્રે કરેલી છે. ભાષાશાસ્ત્ર અને વ્યાકરણ એ એમના

ખાસ વિષયો છે; છતાં અન્ય દિશાઓમાં પણ તેમનાં પ્રયાણો થયેલાં છે. [૧] કર્તવ્ય, એ **સ્માઇલ્સ** કૃત 'ડ્યુટી'નું, તથા [૨] 'ઈંગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ,' એ **બકલના** ઇતિહાસનું ભાષાન્તર છે. તેમણે [૩] 'શારીરિક ભાષ્ય'નો ગુજરાતીમાં અનુવાદ કરેલો છે. [૪] સંસ્કૃત પાઠાવલી [૫] સંસ્કૃત શિક્ષિકા-પુસ્તક એ, [૬] ભટ્ટિકાવ્ય ઇત્યાદિ સંસ્કૃત પુસ્તકો તેમને હસ્તક થયેલાં છે. [૭] બૃહત્ વ્યાકરણ રચી ગુજરાતી સાહિત્યની આ શાખાની મ્હોટી ખોટ પૂરી પાડી છે.

**સ્વ. શ્રી. જટાશંકર લીલાધરઃ**—કાઠીયાવાડના રહીશ શ્રી. જટાશંકરે અમદાવાદમાં વસી વૈદ્યશાળા ઉઘાડી ત્યાર પછી તેમણે વૈદ્યક અને આરોગ્ય શાસ્ત્રોને લગતાં ઘણાં પુસ્તકો રચી, તથા 'વૈદ્યકલ્પતરૂ' માસિકદ્વારા, સાહિત્યની તે દિશામાંની ન્યૂનતા ઓછી કરી છે. તેમનાં લખાણો સાદી અને સ્વચ્છ ભાષાવાળાં હોવાથી વિશેષ ઉપયોગી થયાં છે. પુસ્તકોની યાદી નીચે મુજબ છેઃ [૧] આરોગ્ય રહેવાના ઉપાય [૨] યુવાવસ્થાનો શિક્ષક [૩] ધાત્રી શિક્ષા [૪] ઘર વૈદ્, [૫] રોગનિવારણ [૬] સારી સંતતિ [૭] વિધવાવિવાહ વિશે વિચાર [૮] સ્વધર્માભિમાન [૯] શ્રીમાળી પુરાણ ઇ૦

**શ્રી. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલઃ**—મૂળ વડનગરના વતની પણ એમના પિતાના વખતથી અહિં નિવાસ કરી રહેલા અને બાલ્યાવસ્થાથી જ સાહિત્યના સંસ્કારોથી પોષાતા શ્રી. ડાહ્યાભાઇ, જે પણ બન્ધુસમાજના એક સભ્ય છે, તેમણે પણ ગુજરાતી સાહિત્યવિકાસમાં ઘણો સારો હિસ્સો આપ્યો છે. ઉંડા વાચન અને ખંતિલા અભ્યાસથી તેમની લેખનશૈલી સરસ રીતે ઘડાયેલી છે. તેમની અનુવાદની-અનુકરણની-કલા એટલી બધી કેળવાયલી છે કે તેમનાં કેટલાંક ગદ્ય તથા કવિતાઓમાંના વિચારો અન્ય સ્થળેથી આણેલા છે એવું વાચક ક્વચિત જ કળી શકે એમ છે. સાદી અને સરળ ભાષાવાળાં તેમનાં વર્ણનોમાં હૃદયની ભાવના તથા લાગણી સ્ફુરી આવતી સ્પષ્ટ જણાય છે. જુનાં માસિકો અને પત્રોમાં વખતોવખત પ્રકટ થયેલા

લેખો ઉપરાંત તેમનાં પ્રસિદ્ધ પુસ્તકોમાં [૧] ચંદ્રાનના અને [૨] સુ-વાસિની (અનુવાદ) એ બે વાર્તાઓ; [૩] સામાજીક સેવાના સન્માર્ગ અને [૪] 'આગળ ધસો' એ ભાષાન્તરો; [૫] 'કડવા કણબીની ઉત્પત્તિ' અને [૬] 'સંસારમાં સ્ત્રીની પદવી' એ બે સંગૃહીત માહી-તીથી ઉપજાવેલાં નવીન પુસ્તકો; અને [૭] હૃદયતરંગ એ તેમનાં કાવ્યોનો સંગ્રહ છે. એ ઉપરાંત [૮] સાહિત્યમાં ટુંકી વાર્તા અને [૯] વડોદરા રાજ્યની સ્ત્રી-કવિઓ એ સાહિત્ય પરિષદો માટે લખેલા નિબંધો છે.

**શ્રી. ડાહ્યાભાઇ રામચન્દ્ર મહેતાઃ**—તે મૂળ ભરૂચના વતની છે અને મુંબાઇમાં ધંધા અર્થે લાંબો સમય રહેલા હતા, તે પછી હાલમાં કેટલાંક વર્ષથી અમદાવાદમાં વસેલા છે. સાહિત્યના શોખી હોઈ તેમણે સંખ્યાબંધ સાંસારિક અને ઐતિહાસિક વાર્તાઓ લખી સાહિત્યની એ શાખામાં ઠીક વધારો કર્યો છે. તેમનાં પુસ્તકોની ના-માવલી નીચે પ્રમાણે છેઃ—(૧) કમલ કિશોરી, (૨) વિનોદ સુન્દરી (૩) દેવી સરસ્વતી (૪) ચમ્પક કલિકા (૫) યોગમાયા (૬) દેવી અન્નપૂર્ણા એ સાંસારિક અને (૭) કુસુમ કુમારી (૮) ઇલા સુન્દરી (૯) તારા અથવા જોધપુરનું રમણી રત્ન (૧૦) અયોધ્યા અને અં-ગ્રેજ (૧૧) પંજાબની રાણી ચંદાકુવર (૧૨) બેગમ લુત્ફુન્નિસા (૧૩) તપસ્વી રાજકુમાર ઇત્યાદિ ઐતિહાસિક વાર્તાઓ છે. તેમણે યોજેલી 'વાર્તામાળા'ની યોજનાથી અન્ય લેખકો પાસેથી પણ તેમણે ઘણી વાર્તાઓ લખાવી છે. રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનન્દનાં પુસ્ત-કોનાં કેટલાંક ભાષાન્તરો પણ તેમણે કરેલાં છે.

**શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહઃ**—આ વઢવાણ નિવાસી ભાઇશ્રી અત્રેના પ્રજાબન્ધુના સબ-એડીટર છે, અને તેમણે તે પ-ત્રની વાર્ષિક ભેટ રૂપે તેમજ અન્ય સ્વતંત્ર રીતે પણ કેટલીક ઐતિ-હાસિક તથા સામાજીક વાર્તાઓ લખી છે, અને તેમના તે કાર્યમાં તે સારી ખ્યાતિ મેળવી શક્યા છે. તેમનાં પુસ્તકોઃ (૧) સોમનાથનું

# અમદાવાદનો વેપાર-ઉદ્યોગ.

## લેખકઃ શ્રીયુત કેશવ હ. શેઠ.



"રળિયામણી ગૂજરાત જોવા જોગ જેવી જાણજો;
ધરી યાદ અમદાવાદથી એકાદ વસ્તુ આણજો."

ક૦ દ૦ ડા૦



**કરણ વાઘેલાના કાળ પછી.**

કરણ વાઘેલો, ગૂજરાતનો છેલ્લો રજપૂત નરેશ, તે હાર્યો ને નાસી છૂટયોઃ ત્યાર પછીના એક સૈકા પર્યંત દિલ્હીના શાહોએ નિયત કરેલા ઇસ્લામ સુબાઓનો અમલ ગૂજરાતમાં પ્રવર્તાયો. સુબાઓ દિલ્હી નરેશને ખંડણી ભરે ને ગૂજરાતમાં લ્હેર કરે. કેટલાક એવાય લ્હેરી પાકે, જે ખંડણી ન મોકલે. પરિણામે વિગ્રહ મંડાય. રૈયત પાયમાલ થાયઃ જાનમાલની સલામતી ન જળવાયઃ રાજા પ્રજા વચ્ચે આંટી પડેઃ આવી પરિસ્થિતિમાં ગૂજરાતનો વેપાર ઉદ્યોગ પડી ભાગ્યો. ઝાકળથી ઠીંગાઇ જતી લીલી લતા પેઠે વિદ્યા, કલા, હુન્નરાદિ ઠીંગાઇ ગયાં.

**ત્રણ તારઃ સૂતર, રેશમ ને કસબ.**

પછી સુલતાન અહમ્મદશાહનું શાસન પ્રવર્ત્યું. (ઇ. સ. ૧૪૧૨ માં.) તેણે સાભ્રમતીને તટે પોતાનું નામ સંયુક્ત કરી નવું શહેર વસાવ્યું; તે અમદાવાદ. તે કાળમાં આ શહેરની વસતી આઠ લાખ જેટલી હતી. અમદાવાદની આબાદી વાસ્તે અહમ્મદશાહે દેશ દેશાન્તરથી વેપારીઓને, વણકરોને, કારીગરોને આણી વસા-

વ્યા.* ક્રમે ક્રમે અમદાવાદનું, આબાદ ઉદ્યોગનગરીમાં રૂપાન્તર થવા લાગ્યું. એક ઉક્તિ છે, કે અમદાવાદનો જીવનતાર ત્રણ તાર સાથે વણાયલો છે—સૂતર, રેશમ અને કસબ.

**રેશમ ને કશબ: જૂનાં નવાં સંસ્મરણો.**

અમદાવાદના ઉદ્યોગીજીવનને 'અહં'તાના મદનો વાદ માંડવાને અવકાશ નથી. અ-મદ વડે આબાદ એવી અહમ્મદ બાદશાહની આ રાજધાની, †રત્નગર્ભાનું પાણીદાર રત્ન છે. કાચું સોનું પકવતા ફળદ્રૂપ ને રસાળ ગૂજરાતનું પુરાતન એપાટનગર, નિરંતર મનુકુલનો મલ ધોઇ દેહે ને દિલે પાવન કરતી સાભ્રમતીનું તટસૌન્દર્ય અને કર્મવીર ગાંધીજીનું આધુનિક તપોવન, એવી નરાતાર આ ઉદ્યોગનગરી, તેનાં જરીપુરાણાં વિશેષણોનું, વર્તમાનયુગે કેવળ મનોહર સ્વપ્ન જ નથી. અમદાવાદ "ચોરાશી બન્દરના વાવટા"થી અલંકૃત હો વા ન હો, અમદાવાદ બન્દરબંધી હોય તોય શું ને ન હોય તોય શું? અમદાવાદની ઉદ્યોગભૂમિ, ધિકતા ને ધમધોકાર ચાલતા વહેપારનું વિશાળ ક્ષેત્ર, વીસમી સદીમાંયે, હતું તે જ છે: તે સ્વપ્ન નથી, પણ પ્રત્યક્ષ છે. પોતાના વેપારઉદ્યોગ સાથે સંકળાયલી હુન્નર કલા ને કારીગરી વડે, ગૂજરાતનું એ "નાક," ગૂજરાતીઓનું મસ્તક ગૌરવથી ઊંચું રખાવી રહેલ છે. ત્રણ તારવાળા વેપાર ઉદ્યોગથી કેવળ ભરતખંડમાં જ અમદાવાદ મશહૂર છે એમ નહિ; અમદાવાદના ભીતરીઆ પણ કહે છે,

---

* ગૂજરાતના વયોવૃદ્ધ સાક્ષર પોતાના એક પત્રમાં આમ પણ લખે છે:—"સિદ્ધરાજ જયસિંહે જ્યારે દક્ષિણમાં સ્વારી કરી, ત્યારે ત્યાંના—પેઠ, નાગપુર, બુરાનપુર વગેરેના—કારિગરોને અનેક લાભ આપીને તે પાટણ લઇ આવ્યો ત્યાર પછી અમદાવાદ વસ્યું, ત્યારે પાટણના કારિગરો અમદાવાદમાં આવ્યા (એક સંસ્કૃત પુસ્તકમાં આ હકીકત છે પણ તે ઉપલબ્ધ નથી.)

† ભરતખંડ: રોમેશચન્દ્ર દત્તે વાપરેલું વિશેષણ.

કે અહીંનો કીનખાબ ઠેઠ અમેરિકા સુધી જતો, પંકાતો અને પોષાતો. "દેશી કારીગરીને ઉત્તેજન"માં સાફ લખ્યું છે, કે સૂરતનો કીનખાબ ખરો, પણ ટકાઉપણામાં અમદાવાદ કરતાં ઉતરે. તમારે રેશમી બુટ્ટાનું કાપડ ખરીદવું છે? અમદાવાદ પધારો. અતલસ, સાટીન ને ગજીઆણી લેવી છે? અમદાવાદ પધારો. વિદેશીના મોહ ન અડ્યા હોય, અને ગૃહિણીને કે કન્યાને સાચી આર્ય ભગિની જ રાખી રહ્યા હશો, તો સાડી, બાંટ, સોળાં, ચુંદડી (ધાટપોત) જેવો સુન્દર, ટકાઉ ને કિંમતમાં સસ્તો પોષાક ખરીદવા તમે જરૂર અહીં આવશો. ચણીઆ તથા કાપડાં કરવા સારૂ તરેહવાર રેશમી અલાયચા ને ખંડ, સાતપડાના ખંડ, મૂગટા, રેશમી અથવા કસબી કોરનાં પિતામ્બર, મગીઆં, ચંદ્રકળા, ચોકડીઆં, રેશમી–કસબી ધોતીજોટા ને ચણોઠા, ગર્ભસૂતર કે રેશમી કોરની સાડીઓ: આ સઘળું અમદાવાદ પોતાના પાક તરીકે જોઈતા જથામાં તમને પૂરૂં પાડશે. અમદાવાદ મશરૂનું ભડ ગણાય છે. અમદાવાદનું ભરતકામ ભરતખંડના ઘણા ભાગોમાં ખપે છે. તોઈ, શીત, મોળિયાં, કિનારી વગેરે, જરીનો કપડે લગાડવાનો હુન્નર અમદાવાદમાં આજકાલનો નથી. સાળુ કરવા લાયક ઝીણી ચંદ્રકળાનાં ઓજનો ઉદ્યોગ ચન્દ્ર–કલા પેઠે દિનપ્રતિદિન અભિવૃદ્ધિને પામે છે. ઢાકાનું મલમલ ઢાકામાં રહ્યું. રેશમ સરખું કુમાશદાર મલમલ અમદાવાદમાં વણાયું છે અને પેંઠની પાઘડીને યે ઠોકર લગાવે એવી પાઘડીઓ વણાતી. અહીં રેશમના કીડા ઉછેરવાનોય અખતરો અગાઉ થએલો. કીનખાબમાં, પાઘડીના તોરામાં અને અનેક ઉંચાં કાપડમાં સોનેરી કે રૂપેરી જે કસબ વપરાય છે, તેને તૈયાર કરવામાં મહેનત ઘણી પડતી; તેથી તેને માટે કોઈ સગવડભર્યો સાંચો બનાવવાની જરૂર જણાઇ. એક કારીગરે બીડું ઝડપ્યું અને તેણે તાર ચપડવાનો, અતિ સગવડભર્યો સાંચો બનાવેલો. શાહપુર જાઓ, ત્યાંનાં મશરૂનાં કારખાનાં જુઓ. "અહાહા" ઉચ્ચરાવતી, ત્યાંના ગાલીચાની બેનમૂન બનાવટ ખરીદવાનું તમને મન થવું જ જોઇએ. જમાલપુર જાઓ,

ત્યાંની શાળાઓમાં વણાતા ગુલના ધોતીજોટા ખરીદવા તમે જરૂર લલચાશો.*

વર્ષોના વહેવા સાથે **અ**મદાવાદનો વેપાર ઉદ્યોગ ચડતા ક્રમે ખેડાતો ગયો. ઠામઠામના વેપારીઓ ને કારીગરો **અ**મદાવાદને પોતાનું કરવા લાગ્યા. **અ**મદાવાદની પ્રજા પચરંગી બનવા માંડી અને વધતા જતા વેપાર ઉદ્યોગના રંગથી અમદાવાદ અવિચળ સ્વરૂપે રંગાતું રહ્યું. "સ્વદેશી હીલચાલ"નાં વવાયલાં બીજનાં અંકુર ઉઘડ્યાં અને **અમ**-દાવાદમાં "ઉદ્યમવર્ધક સભા" નામની સંસ્થા સ્થપાઇ. તે સંસ્થાના તંત્રવાહકો સ્વ. રા. બ. મહીપતરામ, સ્વ. દિ. બ. અંબાલાલ તથા રા. ખુશાલદાસ ગોકળદાસ જેવા સમર્થ પુરુષો હતા. તેમના પ્રબળ પ્રયત્ન ખંત ને ઉત્સાહથી **અ**મદાવાદના વેપાર ઉદ્યોગના જીવનને સારૂં પોષણ મળતું. અત્યારે **અ**મદાવાદના માણેકચોકમાં નાણાંની રેલછેલ થઇ રહી છે, રોજરોજ "મેળો ઉભરાય" છે, સોનું ઉછાળાવતા કે સોનામાં આંજી નાખતા વરઘોડા ચડે છે, અપાર જાહોજલાલીથી **અ**-મદાવાદ જળહળી રહેલું જણાય છે, નવી નવી જાહેર સંસ્થાઓ સ્થ-પાય છે તે, તથા અન્ય પારમાર્થિક પ્રવૃત્તિયોનાં જીવન ટકી રહે છે તે, સઘળો પ્રભાવ **અ**મદાવાદના જરીપુરાણા ત્રણ તારના વેપાર ઉદ્યોગનોજ.

**વેપાર ઉદ્યોગને વ્યક્ત કરતું એક લગ્નગીત.**

એ ઉપરથી તો અમદાવાદ લેખકોની કલમમાં રસાઇ ગએલું છે: ભાષણકારોનાં વદનકમળમાં વસી રહ્યું છે: કવિઓની કવિતામાં ય પણ. એવી એક કવિ-તાનો નમૂનો મને ય જડ્યો છે. તે જૂનું એક લગ્નગીત છે. જરી પુરાણો અમદાવાદનો વે-પાર ઉદ્યોગ એ ગીતમાં આ પ્રમાણે ઉતર્યો છે:—

---

* નીકળેલા અંદાજ પ્રમાણે હાથ વણાટની શાળો લગભગ હજારની સંખ્યામાં છે. સુમારે ૬૦૦ સાળવી કુટુમ્બો તે ધંધામાં ગૂંથાયલાં છે: તે પૈકી કેટલાક તો છેક પંદરમા ને સોળમા સૈકાથી પેઢી દર પેઢી આ ધંધો ચલા-વતા આવ્યા છે, એમ તેમને પૂછતાં જણાયું છે.

"અમદાવાદી રે શેરી સાંકડી:
"બ્હોળી બાવળિયાની છાંય રે,
"માના જાયા રે લાવો **ચુંદડી.**

"હાટે હાટે રે **મશરૂ** વાપર્યા:
"**લપેટા** વ્હોરીશ મારે ઘેર રે,
"માના જાયા રે લાવો ચુંદડી.—અમદાવાદી.

"હાટે હાટે રે **સાંકળાં** વાપર્યાં:
"**તોડા** વ્હોરીશ મારે ઘેર રે,
"માના જાયા રે લાવો ચુંદડી.—અમદાવાદી.

"હાટે હાટે રે **ચુડલા** વાપર્યા:
"**ગુજરી** વ્હોરીશ મારે ઘેર રે,
"માના જાયા રે લાવો ચુંદડી.—અમદાવાદી.

"હાટે હાટે રે **કાપ** વાપર્યા.
"**ગુલરી** વ્હોરીશ મારે ઘેર રે,
"માના જાયા રે લાવો ચુંદડી.—અમદાવાદી.

"હાટે હાટે રે **સાબુ** વાપર્યા:
"**કીનખાબ** વ્હોરીશ મારે ઘેર રે,
"માના જાયા રે લાવો ચુંદડી.—અમદાવાદી.*

પ્રસ્તુત ગીતમાં 'ત્રણ તાર' ઉપરાંત સોનારૂપાના અને હાથીદાંતના ઘાટ–બનાવટને લગતા હુન્નર વિષે જે ઇશારો થયો છે, તે વધારે પડતો નથી: એ હુન્નરે ય જૂનો ને જાણીતો છે, એટલું જ નહિ, પણ હાલ તે વિશાળ સ્વરૂપે ખેડાઇ રહેલો છે. પહેલાંના કરતાં ટકાઉ ઓછો ને તકલીદી વધારે, પણ અતિ ખર્ચાળ ને એકદમ

* ગીતસંગ્રહ પહેલો ભાગ: પાનું ૨૦૩

"ફેશનેબલ–અપ ટુ ડેઈટ" ઘરેણાંના હુન્નર રીચીરોડ પર ઉભરાઈ જાય છે. તેની જ અડોઅડ હાથીદાંતને લગતો, સૌભાગ્યવતીનો શણુ-ગાર બને છે તાંબા પીતળના ઘાટનો ઉલ્લેખ ન કરૂં, તો એટલી હકીકત અધૂરી રહેલી ગણાય.

**સુતરઃ મિલ ઉદ્યોગ.**

પરન્તુ અમદાવાદનો આગળ પડતો ઉદ્યોગ તો આજ કાલ સૂતરનો*. રેશમ–કસબના ઉદ્યોગનાં ઝાંખાં ઘેરાં જૂનાં સ્મરણોને અંતે આપણે આ મુખ્ય ઉદ્યોગનો વિચાર કરીએ.

કુદરતના રસજ્ઞ હશો, તો તમે ગ્રામ્ય જીવન ગાળ્યું હશે જ. ગામડામાં તમને પ્રભાતના પહોરમાં "કૂકડે કુક" કરીને કોણ જ-ગાડતું હતું ? શહેરમાં એવા 'પ્રભાતના તપસ્વી' નો ચેતનાત્મક રવ કર્ણગોચર થવો દુર્લભ જ હોય; એનું અનુકરણ કરવા સારૂ અમદા-વાદમાં સંખ્યાબંધ ભૂંગળાં ખડે પગે ઉભાં રહેલાં તમે જોઈ શકશો. તમે શહેરનિવાસી છો ? તમે રહો છો, તે મકાનને ઉંચી અગાસી તો છે ને ? ઉભા રહો એ અગાસીપર અને અમદાવાદની ચારેગમ, નંખાય તેટલી દૃષ્ટિ નાખીને જુઓ; ધુમાડાના ગોટેગોટ નીકળતા હોય છે, પ્રભાતના પહોરની તાજી ખુશનુમા હવાને મલિન વાતાવરણમાં ઘેરી લે છે, અમદાવાદના આરોગ્યમાં રોગ વાવે છે, એવાં ભૂંગળાં-વાળો, વર્તમાનકાલીન, અમારો 'ધિકતો', વિદેશી યંત્રબળયુક્ત, મૂખ્ય ધંધો, અથવા ઉદ્યોગ વેપાર જે કહો તે, એ.

**આ ઉદ્યોગનો આર-મ્ભકાળ.**

કવિવર રવીન્દ્ર બાબુ આવા કારખાનાંને તેમની કવિતામાં ગાઈ રહ્યા છે; કવિતામાં વખણાયલી ભાવના એ છે કે તેમાં અપાર, જીવન્ત જીવન અહોનિરંતર હોમાઈ જાય છે અને જીવનભોગબળે મિલયજ્ઞમાંથી પાર્થિવ ફળ મેળવી ધનિકો ધનમદથી રાતા-

માતા થઇ જાય છેઃ એ ભડકા તો પશ્ચિમના, પૂર્વના નહિ. હકીકત ખોટી નથી. દયાધર્મી, અહિંસાવ્રતપાલક, પુરાતન આ પિતૃદેશમાં જીવનોને હોમનાર મિલ ઉદ્યોગ નિપજાવવો કોઈ દેશીને તો ન જ જડે. ત્યારે એ ઉદ્યોગ આવ્યો ક્યાંથી? કલિયુગે નળની પાનીમાં થઇને પ્રવેશ કર્યાનું કહેવાય છે; મિલ ઉદ્યોગે પૂર્વમાં પગ પેસારો કર્યો શી રીતે? આપણે એ ઇતિહાસ તરફ લગીર દૃષ્ટિપાત કરીએઃ—ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના કાળનાં છેલ્લાં થોડાં વર્ષ દરમિયાન હિન્દના બાંધકામ ખાતાનો પિતા લોર્ડ ડેલ્હાઉસી ગવર્નર જનરલ હતો તેના શાસનતંત્ર સમયે કેટલીક ઉદ્યોગિક યોજનાઓ સફળતાથી અમલમાં મૂકાતી. હિન્દમાં પહેલ વહેલો રેલ્વે વ્યવહાર સન ૧૮૫૩ માં, દરિયા કિનારેથી થોડા માઇલ દૂર મુંબઈ-થાણા વચ્ચે શરૂ થયો. ૧૮૫૪ માં જાહેર બાંધકામ ખાતું ખોલાયું. ૧૮૫૫ માં મદ્રાસ અને બંગાળા ઇલાકામાં આગગાડીનું મંડાણ માંડ્યું; પણ ઇતિહાસમાંથી જણાય છે કે સત્તરમા સૈકાથી જ ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ હિન્દ સાથે વેપાર-જુગાર તો ખેલવો શરૂ કરેલો અને ઇગ્લાંડમાં નવાં નવાં વેપારી મંડળો નીકળવા માંડયાં હતાં. અઢારમા સૈકામાં એ વેપાર ઉદ્યોગે વામનમાંથી વિરાટ સ્વરૂપ લેવા માંડ્યું. વિરાટના પગ પાતાળમાં ને શિર સ્વર્ગ પર્યંત પહોંચેલું પુરાણ કથાનકોમાંથી વંચાય છે. ઇગ્લાંડે તેનો ઔદ્યોગિક પંઝો હિન્દ તરફ જે ફેંક્યો, તે એ કાળે.

ઇસ્ટિ ઇન્ડિયા કંપનીએ દેશી ઉદ્યોગોની કબર ખોદી નાખી. શી રીતે? તેનો ઉલ્લેખ કરું, તો આ "હદબન્દી" વિષયમાં વિષયાન્તર થાય. એટલું જ જણાવીશ કે ઇસ્ટિ ઇન્ડિયા કંપનીએ હિન્દમાં ઘર કર્યું, ત્યારે આપણે ત્યાંનો કેલિકો અને બીજો સૂતરાઉ જથાબંધ માલ

* રૂની નવલકથા નામે નકર નોંધ 'સાહિત્ય' નામના માસિકના જુન ૧૯૨૧ ના અંકમાં લખાઇ છે તે અહીં ઉતારી લેવા યોગ્ય છે. પણ સ્થળાભાવે તેમ નથી બની શક્યું, તેથી જીજ્ઞાસુએ તેમાં જોઈ લેવું.

ઇંગ્લાંડાદિ દરિયાનાં સામા કિનારે જઇ ખડકાતો. તે કેમ અટક્યો? હિંદી માલપર સેંકડે ૮૦ ટકા જકાત પડી! હિન્દની કાચી વસ્તુઓના વિદેશીઓ ભૂખ્યા, એટલે તેનાપર કેવળ અઢી ટકાની જ જકાત!

. . . . . . . . . . . .

**મિલ ઉદ્યોગના વિચારનો જન્મ.**

સૌના વારા—ફેરા હોય છે. હિન્દને માથે પશ્ચિમનું તેજ તપવા લાગ્યું અને તે તેજને પ્રભાવે હિન્દવાસીઓમાં મિલ ઉદ્યોગના વિચારનો ઉદ્દ્ભવ થયો. અગાઉ લીથો પ્રેસમાં છપાઇને, "વર્તમાન" નામનું અઠવાડિક પત્ર, વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થતું હતું, તેનો સંવત્ ૧૯૦૬ ના માર્ગશીર્ષ સુદી ૬ ને બુધવારનો અંક ઉકેલો. મિલ ઉદ્યોગના વિચારનું વટોળિયું તે સમયથી વાયેલું જણાય છે. તે અંકમાં એક ચર્ચાપત્ર છપાયલું છે. તેની તળે ચર્ચાપત્રીનું નામ નથી, પણ "સ્વદેશનું સારૂં ચાહનાર એક ગુજરાતનો રહેનાર" એવી સંજ્ઞા છે, અને વડોદરાથી તે લખાયલું હોઈ સન ૧૮૪૯ ના ઓક્ટોબર મહિનાની અઠ્ઠાવીસમી તારીખ તેમાં પડેલી છે. ચર્ચાપત્રે ખાસ્સા ચાર કોલમ જેટલી જગા રોકેલી છે. તેના સારાંશ તરીકે ગૂજરાતમાં મિલ ઉદ્યોગની ખીલવણીની જરૂરીઆત, તેનું મહત્વ, લાભ આદિ બતાવવાનો પ્રયત્ન થએલો છે.

**મિલ ઉદ્યોગના ગણેશ.**

સન ૧૮૪૯ ના નવેમ્બર મહિનાની એકવીસમી તારીખે આ પ્રમાણે મિલ ઉદ્યોગના વિચારનો ઉદ્દ્ભવ થએલો જણાય છે. ત્યાર પછી ચાર વર્ષે, એટલે સન ૧૮૫૩ માં મિલ ઉદ્યોગનો પાયો ભરતખંડમાં નંખાયો. તે અરસામાં ત્રણ સમર્થ ને સાહસિક હિન્દી ઉદ્યમાર્થી જે ગણાયા છે, તે સર જમશેદજી જીજીભાઈ, સર દિનશાહ માણેકજી પિટિટ અને રા. બ. રણછોડલાલ છોટાલાલ. આ ત્રીજા સાહસિક સજ્જન અમદાવાદના નિવાસી

હતા. અમદાવાદમાં મિલ ઉદ્યોગના ગણેશ બેસાડનાર એ જ નર-એક અંગ્રેજ ગૃહસ્થ સાથે ભરૂચમાં તેમણે મજિયારી મિલ કહાડવાનો પ્રથમ પ્રયત્ન કરેલો; ત્યાર પછી એટલે સન ૧૮૫૯ માં તેમણે અમદાવાદમાં મિલ સંસ્થા સ્થાપવાની પહેલ કરી. તેમની મિલ તે વખતે ૨૫૦૦ ત્રાકોવાળી હતી. એ પ્રસંગને પોણું સૈકું થશે. દરમિયાન મિલ ઉદ્યોગ વધતા જતા જળ કુંડાળા પેઠે દિવસે દિવસે વધતો જ રહ્યો છે. સ્વ. રા. બ. રણછોડલાલ છોટાલાલની મિલમાં નરમાના રૂનું, મુઠીમાં રહે એવું બારીક, કાપડ વણવાની શરૂઆત થઈ હતી. ત્યાર પછી હાલ તો અહીંની રામકૃષ્ણ મિલ, હિમાભાઈ મિલ, રાજપુર મિલ, કેલિકો અને ફાઇન મિલ વગેરેનું કાપડ ખાસ ઉંચા દરજ્જાનું ગણાય છે, તેમાં મલમલ, 'ફેન્સી' સાડીઓ, ધોતી જોટા તથા ખમીસ વગેરે માટેના તાકા, વિલાયતથી ઝીણું સૂતર ખરીદીને વણાવામાં આવે છે.

**ઔદ્યોગિક પ્રદર્શન વિષે.**

ઔદ્યોગિક વિકાસ વાસ્તે ઔદ્યોગિક પ્રદર્શનો થવાની ખાસ આવશ્યકતા છે. એક લેખકે યથાર્થ લખ્યું છે, કે "ઉદ્યોગનું પ્રદર્શન, જાણે છબી લેવાનો કાચ છે. એ કાચપર જમાનાના ઉદ્યોગની નાની પણ ચોક્કસ છાપ પડે છે, અને પ્રદર્શનનો અહેવાલ, એ કાચપરના ચિત્રની પરિપૂર્ણ તસ્વીર છે." ઇન્ડિયન નેશનલ કોંગ્રેસે ઔદ્યોગિક પ્રદર્શનોનો રવૈયો રાખ્યો છે, તે પહેલાં એટ જ્યારે હિન્દમાં મિલ ઉદ્યોગે પગપેસારો ક્યાંય ન હતો તે પહેલાં, ઉદ્યોગિક પ્રદર્શનો થવા માંડયાં હતાં. ૧૮૫૫ માં, ૧૮૫૭ (બળવા વાળા વખતમાં) માં, ૧૮૮૪ માં, ૧૯૦૧ માં, ૧૯૦૨ માં, ૧૯૦૪ માં એમ અગાઉ મદ્રાસ, બંગાળા, મુંબઇ અને અમદાવાદમાં ઔદ્યોગિક પ્રદર્શનો થયાં હતાં; તે પૈકી અમદાવાદમાં ૧૯૦૨ માં ડિસેમ્બર મહિનામાં પ્રદર્શન થએલું, ત્યારપછી વેપાર ઉદ્યોગમાં વિશેષ જાગૃતિ આવેલી જણાય છે.

જેટલી જરૂરીઆત ઔદ્યોગિક પ્રદર્શનની, એટલી જ વેપાર-ઉદ્યોગને લગતાં મંડળોની પણ છે. મંડળોદ્વારા, બંધારણ અને પદ્ધતિપૂર્વક થોડા શ્રમે થતાં સંગીન કાર્યો કેવાં દીપી ઉઠે છે, તે વિષે વિવેચન કરવા જતાં લેખ લંબાવાની ધાસ્તી રહે છે. તેમજ એવાં મંડળોના મહત્ત્વનું હવે પ્રતિપાદન કરવું એ એક રીતે તો પિષ્ટપેષણ કરવા જેવું છે. અમદાવાદમાં એવાં કેટલાંક મંડળો છે, તેમાંનું મૂખ્ય મંડળ શેઠ મંગળદાસ ગિરધરદાસના પ્રમુખપણા હેઠળનું, 'મિલ ઓનર્સ એસોસિએશન'ને નામે ઓળખાય છે. તેના સેક્રેટરી તરીકે હાલ રા. ગોવર્ધનભાઇ ઇશ્વરભાઇ પટેલ કામ કરે છે. એ મંડળી તરફથી ઇલિકાની ધારાસભામાં શેઠ મંગળદાસ ગિરધરદાસ પ્રતિનિધિ તરીકે ચૂંટાયલા છે અને એક પ્રતિનિધિ અહીંની વિશિષ્ટ પંચાયતમાં -મ્યુનિસીપાલીટીમાં.-છે, તે મિ. પેસ્તનશા એ મંડળી ઉપરાંત બીજાં પણ ન્હાનાં મ્હોટાં ઘણાં વેપારી મંડળો છેઃ જેવાં કે, મસ્કતી માર્કિટ મહાજન મંડળ, માધવપુરાનું મર્કેન્ટાઇલ મંડળ, કોરપાલવ વાળાનું, ગજીઆણી વાળાનું, કીનખાબ વાળાનું, રેશમી ધોતીજોટા વાળાનું, તારકસબ વાળાનું; વળી, મુંબઇની દેશી વેપારી ચેમ્બરથી નિરાળી, અહીંના પાંચ કુવા આગળ 'ચેમ્બર ઓફ કોમર્સ' છે, અને 'ઇન્ડિઅન મર્ચન્ટસ્ એસોસિએશન' પણ છે.

**વેપારી મંડળો.**

અમદાવાદને સ્ટેશને ઉતરતાં જ અહીંની કઇ કઇ ને કેટલી મિલોનાં ભૂંગળાં, ઉંચી ડોક રાખી પ્રવાસીઓને ન્હોતરી રહ્યાં છે, તે નીચેના કોઠા પરથી જોઈ શકાશે.

**એકંદર મિલો.**

| નંબર. | મીલનું નામ. | ઠેકાણું | એજન્ટનું નામ. | કેટલી ત્રાક | કેટલી શાળ. | કેટલી મૂડીથી સ્થપાઇ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | અમદાવાદ એડવાન્સ મિલ્સ | દીલ્હી દરવાજે | ટાટા સન્સ કં. લીમીટેડ | ૩૦૬૧૨ | ૬૦૦ | ૧૦૦૦૦૦૦ |
| ૨ | અ. આસ્ટોડિયા મન્યુફે. કં. | આસ્ટોડીયા દરવાજે | ગીરીધરલાલ અમૃતલાલ | ૧૭૫૦૦ | ૦ | ૫૦૫૦૦૦ |
| ૩ | અ. કોટન મેન્યુફે. કં. | સારંગપુર દરવાજા બ. | અમૃતલાલ દામોદરદાસ | ૨૫૧૧૬ | ૬૦૮ | ૫૦૦૦૦૦ |
| ૪ | અ. કોટન એન્ડ વેસ્ટ મે. કં. | દુધેશ્વરને રસ્તે | રૂસ્તમજી ગોવીન્દલાલ | ૧૦૯૨૦ | ૦ | ૪૫૦૦૦૦ |
| ૫ | અ. ફાઇન સ્પી. અને વી. કં. | ગોમતીપુરને રસ્તે | હીરાભાઈ ઇશ્વરભાઇ | ૦ | ૩૭૬ | ૨૮૦૦૦૦ |
| ૬ | અ. જીનીંગ એન્ડ મેન્યુ. કં. | રેલ્વેના રસ્તે [સબર્બ] | માધવલાલ રણછોડલાલ | ૬૫૫૧૬ | ૧૬૦૨ | ૧૦૫૦૦૦૦ |
| ૭ | અ. જ્યુબીલી સ્પી. એન્ડ મે. કં. | દરિયાપુર દરવાજા બ. | ચીમનલાલ નગીનદાસ | ૨૦૮૧૨ | ૩૫૧ | ૩૨૭૦૦૦ |
| ૮ | અ. ઈંડસ્ટ્રીઅલ મિલ્સ કં. | ગોમતીપુર રોડ | કે. એલ. મહેતા અને કં. | ૧૭૬૪૦ | ૩૩૦ | ૪૮૪૦૦૦ |
| ૯ | અ. લક્ષ્મીકોટન મી. કં. | રાયપુર દ. બહાર | જયન્તીલાલ અમૃતલાલ | ૨૫૩૪૬ | ૦ | ૫૦૦૦૦૦ |
| ૧૦ | અ. મેન્યુ. એન્ડ કેલીકો પ્રી. કં. | જમાલપુર દ. બહાર | કરમચંદ પ્રેમચંદ | ૪૦૭૬૮ | ૧૧૧૧ | ૧૦૦૦૦૦૦ |
| ૧૧ | અ. કૈસરેહીન્દ મી. કં. | રાયપુર દ. બહાર | રમણલાલ કનૈયાલાલ | ૧૭૦૩૩ | ૩૯૬ | ૫૦૦૦૦૦ |
| ૧૨ | અ. ન્યુકોટન મી. કં. | કાંકરીઆને રસ્તે | રણછોડલાલ ગીરધરલાલ | ૨૮૫૧૬ | ૫૭૬ | ૫૦૦૦૦૦ |
| ૧૩ | અ. ન્યુ એડવર્ડ મે. ફે. કં. | સારંગપુર દ. પાસે | જગાભાઈ મણીભાઇ | ૧૪૫૦૦ | ૨૫૦ | ૫૨૫૦૦૦ |
| ૧૪ | અ. ન્યુ ટેક્ષટાઇલ્સ મી. કં. | રાયપુર દ. બહાર | નારણદાસ જીવણલાલ | ૨૦૨૮૮ | ૩૪૪ | ૫૦૦૦૦૦ |
| ૧૫ | અ. સારંગપુર મી. કં. | રાયપુર દ. બહાર | હીમતલાલ મોતીલાલ | ૨૪૮૦૦ | ૦ | ૩૨૫૦૦૦ |
| ૧૬ | અ. સ્પીનીંગ એન્ડ વી. કં. | શાહપુર | રણછોડલાલ છોટાલાલ | ૩૫૧૦૮ | ૭૯૪ | ૧૦૦૦૦૦૦ |
| ૧૭ | અ. આર્યોદય જી. એ. મે. ફે. કં. | અસારવા પાસે | મંગળદાસ એન્ડ બ્રધર્સ | ૨૩૮૫૬ | ૦ | ૫૦૦૦૦૦ |
| ૧૮ | અ. સીલ્ક એન્ડ કોટન મે. ફે. કં. (ન્યુ યુનીવર્સલ કો. મી.) | તાજપુર | રમણભાઇ ડાહ્યાભાઈ | ૦ | ૧૯૮ | ૧૯૯૮૨૫ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૯ | અ. આર્યોદય સ્પી. એ. વી. કં | અસારવા રોડ | મંગળદાસ એન્ડ બાલાભાઇ | ૩૮૨૬૪ | ૧૨૫૦ | ૧૦૦૦૦૦૦ |
| ૨૦ | અ. રામકૃષ્ણ મી. કં. લી. | ગોમતીપુર | ચીમનલાલ માણેકલાલ | ૦ | ૩૪૭ | ૩૨૫૦૦૦ |
| ૨૧ | અ. સ્વદેશી સ્પીનીંગ એ. મે. | નરોડાને રસ્તે | મણીલાલ મગનલાલ | ૨૦૮૯૫ | ૬૨૫ | ૬૦૦૦૦૦ |
| ૨૨ | અ. વસો મુંબાઇ મીલ્સ | દુધેશ્વરને રસ્તે | ચીનુભાઈ બાલાભાઈ | ૮૫૪૦ | ૦ | ૧૨૧૭૨૫ |
| ૨૩ | અ. બેચરદાસ સ્પી. એ. મી. | રાયખડ | દુરગાપ્રસાદ એસ. લશ્કરી | ૧૪૫૦૦ | ૩૩૬ | ૫૦૦૦૦૦ |
| ૨૪ | અ. ભરતખંડ કોટન મી. કં. | અસારવાને રસ્તે | મુળચંદ જયકીશનદાસ | ૧૬૪૦૦ | ૪૨૦ | ૪૦૩૫૦૦ |
| ૨૫ | અ. ભરતખંડ ટે. મે. કં. | કેમ્પરોડ | જીવણલાલ ગીરધરલાલ | ૧૬૩૪૪ | ૪૩૨ | ૪૫૦૦૦૦ |
| ૨૬ | અ. કોમર્શ્યલ મી. કં. લી. | દરીયાપુર કાળુપુરા પ્રેમદરવાજા બહાર | ધનજીભાઇ એન્ડ તીકમલાલ | ૨૨૯૮૪ | ૪૬૨ | ૫૨૫૦૦૦ |
| ૨૭ | અ. સીટી ઓફ અ. સ્પી. મે. કં. લીમીટેડ | કાંકરીઆને રસ્તે | ચંદુલાલ કરસનદાસ | ૧૮૫૭૨ | ૦ | ૪૦૦૦૦૦ |
| ૨૮ | અ. ગુજરાત કોટન મી. કં. | નરોડાને રસ્તે | એસ. ભગવાનદાસ અને કં. | ૨૧૫૨૯ | ૩૯૨ | ૭૦૯૭૫૦ |
| ૨૯ | અ. ગુજરાત જીનીંગ એ. મે. કં | પ્રેમદરવાજે | જમનાભાઈ મનસુખભાઇ કં. | ૭૪૫૦૪ | ૧૮૩૮ | ૯૨૪૦૦૦ |
| ૩૦ | અ. ગુ. સ્પી. એન્ડ વી. કં. લી. | કાળુપુર દરવાજે | ” | ૨૬૪૭૨ | ૬૬૮ | ૪૨૦૦૦૦ |
| ૩૧ | અ. ગોમતીપુર સ્પી. વી. એન્ડ મે. કં. | ગોમતીપુરને રસ્તે | મહમદઅલી તૈયબઅલી | ૭૭૧૨ | ૦ | ૩૦૦૦૦૦ |
| ૩૨ | અ. ગોરધન સ્પીનીંગ એ. મે. કં. | નરોડા રસ્તે કાળુપુર | નરસીદાસ જેઠીશનદાસ | ૯૬૮૮ | ૨૦૦ | ૫૬૯૮૫૦ |
| ૩૩ | અ. હઠીસીંગ મી. કં. લી. | સરસપુર દરવાજે | ઊમાભાઇ મણીભાઇ | ૧૫૩૧૬ | ૦ | ૨૨૨૦૦૦ |
| ૩૪ | અ. હરીવલ્લવદાસ મુળચંદ મી. કં. | દરીયાપુર દરવાજા બ. | એસ. ગીરધરલાલ હરીલાલ | ૧૪૭૬૪ | ૩૦૨ | ૫૨૫૦૦૦ |
| ૩૫ | અ. અસારવા મીલ્સ કંપની | અસારવાને રસ્તે | નાનાલાલ મગનલાલ અને બ્રધર્સ | ૧૮૯૭૬ | ૪૦૦ | ૫૦૦૦૦૦ |
| ૩૬ | અ. હીમાભાઇ મે. ફે. કં. | સરસપુર દરવાજે | ધીરજલાલ ખુશાલદાસ | ૦ | ૩૦૦ | ૧૭૯૫૦૦ |
| ૩૭ | અ. ઝવેરી સ્પી. એન્ડ મે. કં. | રાયપુર દરવાજાબહાર | મણીભાઈ પ્રેમચંદ | ૦ | ૫૦૦ | ૧૯૮૫૦૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૮ | અ. જહાંગીર વકીલ મીલ્સ કં. | દીલ્હી દરવાજા બહાર | રૂસ્તમજી મંગળદાસની કં. | ૧૭૧૨૪ | ૪૩૮ | ૭૦૦૦૦૦ |
| ૩૯ | અ. માણેકચોક મે. કં. | દરીયાપુર દરવાજા બ. | શેઠ હરીલાલ તીકમલાલ | ૨૯૬૬૦ | ૬૫૯ | ૫૨૫૦૦૦ |
| ૪૦ | અ.ન્યુ માણેકચોક મીલ્સ કં. લી. | ,, | શેઠ લાલભાઇ તીકમલાલ | ૨૫૩૮૦ | ૫૬૧ | ૫૨૫૦૦૦ |
| ૪૧ | અ. માણેકલાલ હરીલાલ સ્પી. એન્ડ મે. કં. | સરસપુર બહાર | હરીલાલ હરીવલવદાસ | ૨૩૭૫૨ | ૪૭૧ | ૪૫૦૦૦૦ |
| ૪૨ | અ. નેશનલ મીલ્સ કં. | સારંગપુરદરવાજા બ. | ચીમનલાલ એન્ડગોવીંદલાલ | ૧૫૧૯૬ | ૦ | ૪૨૪૦૦૦ |
| ૪૩ | અ. સારંગપુર કોટન મે. કં. | રાયપુર દરવાજાબહાર | સાકરલાલ બાલાભાઇ | ૨૬૭૬૪ | ૪૮૦ | ૪૬૪૦૦૦ |
| ૪૪ | અ. મોતીલાલ હીરાભાઇ સ્પી. વી. એન્ડ મે. કં. | પ્રેમ દરવાજા બહાર | મનસુખભાઇ ભગુભાઇ | ૩૦૮૪૮ | ૭૦૦ | ૯૯૯૦૦૦ |
| ૪૫ | અ. ન્યુ શોરોક સ્પી. એન્ડ મે. કં. | અસારવા રોડ | મફતલાલ ગગલદાસ | ૨૦૧૬૦ | ૪૮૦ | ૩૨૫૦૦૦ |
| ૪૬ | અ. પુરૂસોતમ સ્પી. એન્ડ મે. | રાયપુર દરવાજાબહાર | મનસુખભાઇ ભગુભાઇએ. કં. | ૧૩૦૪૦ | ૩૮૪ | ૫૫૫૩૭૫ |
| ૪૭ | અ. રાજનગર સ્પી. વી. એન્ડ મે. કં. નં.૧ | પ્રેમ દરવાજા બહાર | મંગળદાસ ગીરધરદાસ | ૧૮૯૧૨ | ૫૨૮ | ૬૦૦૦૦૦ |
| ૪૮ | ,, ,, નં.૨ | ,, | ,, | ૧૫૯૩૬ | ૦ | ,, |
| ૪૯ | ,, ,, નં.૩ | ,, | ,, | ૧૦૮૦૦ | ૬૪૪ | ,, |
| ૫૦ | અ. રાયપુર મે. ફે. કં. લી. | સરસપુર દરવાજા બહાર રખીઆલ પાસે | લાલભાઇ દલપતભાઇ | ૨૬૬૮૦ | ૪૧૧ | ૫૦૦૦૦૦ |
| ૫૧ | અ. સરસપુર મે. કં. લી. | સરસપુરદરવાજાંપાસે | જગાભાઇ મણીભાઇ | ૩૩૮૨૪ | ૬૩૦ | ૬૦૦૦૦૦ |
| ૫૨ | અ. શોરોક સ્પી. એન્ડ મે. કં. લી. | અસારવાને રસ્તે | મફતલાલ ચંદુલાલ | ૧૬૮૧૬ | ૬૨૮ | ૩૨૫૦૦૦ |
| ૫૩ | શ્રીનગર વી. એન્ડ મે. કં. લી. | રેલ્વે પૂલ પાસે | જગાભાઇ મણીભાઇ | ૦ | ૨૧૭ | ૫૦૦૦૦૦ |
| ૫૪ | રાજપુર મીલ્સ કં. લી. | ગોમતીપુરને રસ્તે | મેસર્સ પટેલ શાહ અને કં. | ૦ | ૧૧૪ | ૧૦૧૫૯૦ |

**પ્રકીર્ણ કંપનીઓ અને કારખાનાં.**

અમદાવાદનો વેપાર ઉદ્યોગ આટલેથી જ વિરમતો નથી. કંતામણ અને વણાટ ખાતાને લગતી મિલો ઉપરાંત પ્રકીર્ણ કારખાનાં પણ છે; તેમજ સને ૧૯૧૯ ના પાછલા મહિનાઓથી નવી નવી, તરેહવાર ઉદ્યોગ કંપનીઓ નીકળવા માંડી છે. તેમાંની કેટલીકના હાલ પાયા નંખાયા છે, કેટલીકના નંખાવાના છે, કેટલીક અદ્ધર છે ને કેટલીક મરેલી જ અવતરેલી એવી 'પરપોટા કંપનીઓ' પણ ખરી; તે પૈકી થોડાંક નામો નોંધું છું:—

ઇંડસ્ટ્રીઅલ ઓઇલ મિલ્સ.
ગૂજરાત ઓઇલ મિલ્સ.
સરસ્વતી ઓઇલ એન્ડ મે. કં.
રાજનગર ઓઇલ મિલ્સ.
અમદાવાદ વિકટોરિયા આયર્ન વર્ક્સ
પ્રેસિડંસી બ્રાસ એન્ડ આયર્ન વર્ક્સ.
ઇમ્પિરિયલ આયર્ન વર્ક્સ.
પાયોનિયર મેગ્નેસ્યા વર્ક્સ.
ગૂજરાત કેમિકલ વર્ક્સ.
બિ હાઇવ અને બી. બી. એસ. રોયલ ફ્લોર મિલ્સ.
બંસી રોલર ફ્લોર મિલ્સ.
મેસર્સ. નવરોજી એન. વકીલ અને કં. (બ્રીક એન્ડ ટાઇલ વર્ક્સ.)
અમદાવાદ ઇલેક્ટ્રિકલ કં.
અમદાવાદ જ્યુપિટર મિલ્સ.
ગોમતીપુર સ્પિ. મિલ્સ.
લક્ષ્મી ડાઇંગ એન્ડ બ્લીચીંગ કં.
ગૂજરાત એગ્રીકલ્ચરલ એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ કંપની.
મશિનરી મેન્યુફેક્ચરિંગ કંપની.
પંચાલ આયર્ન એન્ડ બ્રાસ વર્ક્સ.
સ્વદેશી ઓઇલિ મિલ્સ કંપની.
અમદાવાદ વિષ્ણુ કોટન મિલ્સ કં.
ગૂજરાત ટેનરિઝ કંપની લિમિટેડ.
અમદાવાદ ગ્લાસ વર્ક્સ.
અમદાવાદ ડાઇંડ બ્લિચિંગ એન્ડ મેન્યુફેક્ચરિંગ કંપની.
ધિ ઇન્ટાલિયો રિપ્રોડકશન કંપની ઓફ ઇંડિયા.
ધિ ઓરિયેંટલ મિલ્સ.
ધિ માર્સડન સ્પિનિંગ એન્ડ મેન્યુફેક્ચરિંગ કંપની.
ધિ ઇગલ સિનેમા એન્ડ મેન્યુફેક્ચરિંગ કંપની.
ભરતખંડ સ્વદેશી સ્ટોર્સ.
અમદાવાદ સ્વદેશી સ્ટોર્સ.
ખાદી ભંડાર.
ધિ અમદાવાદ સેન્ડ એન્ડ બિલ્ડિંગ્સ કંપની.
સત્યાગ્રહાશ્રમનું ખાદી–કાપડનું વણાટ ખાતું વગેરે.

જૂની કંપનીઓમાં નવી નવીનું ભરતી ભરણું ભરાતું જતું હોવાથી તેની સાથે સાથે શેર બજારમાં, વિમા કંપનીઓમાં, મોટાર કંપનીઓમાં, પણ ઘણી અભિવૃદ્ધિ થવા લાગી છે. એ ઉપરાંત પોતાની શાખા સાથે ગૂજરાત સ્વદેશી સ્ટોર્સ દિવસે દિવસે નવી યુવાની મેળવે છે. નવાં નીકળેલાં આયર્ન વર્ક્સ સાથે દૂધેશ્વર આગળનું રા. છગન કિશોરવાળાનું 'જનરલ એંજિનિયરિંગ આયર્ન વર્ક્સ' ન ભૂલાય તેવું છે. આઇસ ફેક્ટરીઝ હતી, તેમાં શેઠ અરદેશર વાડીઆની ફેક્ટરીથી એકનું ઉમેરણ થયું અને તેના જન્મ પછી પાણીના જ મૂલ્યે (ત્રણ પાઇએ રતલ) બરફ વેચાય છે. છાયલ, ગવન, સાડીઓ, વગેરે છપાવવી હોય તો તમારે અમદાવાદથી આઘે નહિ જવું પડે. તેને સારૂ કારખાનાં જોઇએ તેટલાં છે. છાપખાનાંની યે ખોટ નથી; ન્હાનાં મ્હોટાં થઇ ૫૦ ને શુમારે છે. છાપખાનાંને બીબાં પૂરાં પાડનાર બે ટાઇપ ફાઉન્ડરીઓ પણ છે. બંગાળા ઇલાકો મોટા જથામાં દીવાસળીનો માલ ખરીદે છે, તે ઇસ્લામી મેચ ફેક્ટરી પણ કાંકરિયાને રસ્તે જતાં જણાશે. આ ફેક્ટરી ૧૮૯૭ માં લગભગ રૂ. ૯૭૦૦૦ ની મૂડીથી સ્થપાઇ હતી. ફેક્ટરીના એજન્ટે પોતે જ જાતિ અનુભવથી, સ્વહસ્તે પ્રયોગો કરી, દીવાસળીને મથાળે લગાડવામાં આવતા મશાલાનાં દ્રવ્યોનું સંશોધન કર્યું હતું તે, તેઓની ખાસ વિશિષ્ટતા છે. દેશી ઔષધ વાસ્તે 'ગૂજરાત આયુર્વેદિક ફાર્મસી' કોચરબને રસ્તે આવેલી છે. શેઠ મંગળદાસે ઉભી કરેલી ધી વેસ્ટર્ન ઇંડીયા ઇન્ડસ્ટ્રીઅલ બેંક પણ તળ અમદાવાદનો જ પાક છે. તે ઉપરાંત ઇમ્પિરિયલ બેંક (બે શાખાઓ), ઇંડિયા બેંક, બરોડા બેંક, જૈન બેંક અને સરાફોની પેઢીઓ જુદી. એ ઉપરાંત ગ્લાસ અને બટન ફેક્ટરીઝ વગેરે પણ છે. 'અમદાવાદી કાગળ' માટે તો ઠામ ઠામના વેપારીઓ ચોપડા બન્ધાવવા અહીં ઉતરી પડે છે. કાગળ બનાવવાનો ઉદ્યોગ જૂનો છે; તે બનાવનાર ઘણે અંશે મુસલમાન બન્ધુઓ છે. તેઓ જૂનાં તાપડાં, ચીથરાં અને નકામાં થઇ પડેલાં વર્ત્તમાન પત્રો વગેરે સ્થળે સ્થળે ફરી, વેચાતાં ખ-

રીદી, તેને કહોવરાવી, તેમાંથી માવો બનાવે છે. નદીપર જ કેટલાંક આવાં કારખાનાં રાખવામાં આવ્યાં છે. ત્યાં માવો સાફ ધોળો બનાવી, કાંજી કરી ચાયણીઓમાં કાગળ બનાવે છે. કાગળને કૂટી ચળકાટ આણવામાં અહીંના કારિગરો એટલા હૂંશિયાર ગણાય છે, કે તે કામ સારૂ છેક લખનૌથી કાગળો અહીં આવે છે. અમદાવાદના વેપાર ઉદ્યોગ સાથે તેની વિવિધ હુન્નર કારીગરીમાં, પાનકુંવર નાકે વેચાતી શધડીઓનો અને ત્રણ દરવાજે મળતા કુંજાઓનો ઉલ્લેખ દલપતરામ કવિએ તેમની કવિતામાં કેમ નહિ કર્યો હોય?

**અનુકરણીય દૃષ્ટાંત.** મિલ ઉદ્યોગનાં બીજ પશ્ચિમમાંથી આણીને પૂર્વમાં વવાયાં છે, એટલે મિલ ઉદ્યોગને અંગે જે યોગ્યાયોગ્ય ધમાલો મચે છે, તે પણ પશ્ચિમના જ અનુકરણરૂપ જણાય છે. એમ જ બને. કામદારોની લાગણી ને માગણી પણ પશ્ચિમની જ ઢબે ને પશ્ચિમના જ કર્કશ અવાજે. મિલ એજન્ટસના જવાબો પણ એ સ્વરૂપે. હડતાલિયા પવનનો ચેપ હિન્દને કોણે લગાડયો છે, એ હવે જણાવવાની જરૂર નથી. એ હડતાળોને આસ્તે આસ્તે નિર્મૂળ કરવા સારૂ પશ્ચિમમાં મિલ એજન્ટસ જે પ્રયાસ ને હિકમતો માંડે છે, તે આપણા મિલ એજન્ટસને અનુકરણ કરવા યોગ્ય છે. એનું અનુકરણ વડોદરાની, રા. બ. હરગોવિન્દદાસ કાંટવાળાવાળી, 'મહારાજા મિલ' માં થયું છે અને અહીં શેઠ અંબાલાલ સારાભાઇએ કર્યું છે. પોતાની મિલના કામદારોને રાહત મળે, તેમનું સુખારોગ્ય ને શિક્ષણ સગવડ જળવાય તે હેતુથી શેઠ અંબાલાલે પોતાના પિતાનું નામ સંયુક્ત કરી, ઇલાકાના હાકેમ સર જ્યોર્જ લોઇડને હાથે 'સારા નગર' નો પાયો નંખાવ્યો છે એ 'સારૂં' જ થયું છે. ત્યાં કામદારો વસી શકશે, કામદારોનાં બાળકોને શિક્ષણ મળશે, કામદારો સારૂ ખાસ દવાખાનું સ્થપાશે, કામદારોના આરોગ્યની, ખર્ચની, ઘટતી ચોકસાઇ થશે.

**અણખેડાયેલા ઉદ્યોગો અને ઉપસંહાર.**

અમદાવાદના ઉદ્યોગની છેલ્લી પ્રવૃત્તિ રેંટિયા પ્રચારને લગતી છે. ઉજ્જવલ ભવિષ્યની આગાહી દેતું ભર-તખંડતું એ "સુદર્શન ચક્ર" ઘેર ઘેર વસાવવા વાસ્તે કર્મવીર ગાંધીજી, દેવોને પણ ત્હેમના મ્હોંમાં આંગળી ઘલાવી એવો સતત ને તનતોડ પ્રયાસ આદરી રહ્યા છે, એટલે એ પ્રવૃત્તિ વિષે અહીં વિસ્તાર નહી કરતાં વેપાર ઉદ્યોગના પ્રકરણનો હવે સંક્ષેપ ઉપસંહાર કરી લેખ પૂરો કરીશ. રેંટિયા પ્રવૃત્તિ સર્વાંશે આવકારદાયક છે. ખરી વાત એ છે, કે અંદાજી આંકડા મુજબ ૧૯૨૦ ના એપ્રીલથી ૧૯૨૧ ના માર્ચ મહિના સુધીમાં એક અબજ ને ૪૬ કરોડ રૂપિઆની મૂડી સાથે દેશમાં ૯૬૫ જેટલી નવી કંપનીઓ સ્થપાઇ છે. તેમાં સૂતર–કાપડની મિલોની સંખ્યા, સામટે સરવાળે વધુ છે. છતાંય સાઠેક કરોડ રૂપિયા હિન્દમાંથી, કાપડ ખાતે વિદેશ ઘસડાઈ જાય છે—એ પોકાર શમતો નથી. રેંટીયા પ્રચારની અનિવાર્ય આવશ્યકતાનો ખયાલ આ ઉપરથી નહિ આવે એમ હું નથી માનતો. દેશમાં પાકતા કપાસમાંથી અડધો અડધ પરદેશ ધકેલવામાં આવે છે અને બાકી રહેલા અડધા ભાગમાંથી કેવળ પા ભાગનું સૂતર દેશમાં કંતાય છે, ને પા ભાગ તો પાછો સૂતર વણાઇને વિદેશ જતો રહે છે ! છતાં અમદાવાદીઓની ઉંઘ બરાબર ઉડી જણાતી નથી. પોતાનો જ પાક પોતાની રાક્ષસી ભૂખ છતાં, ( કાચો કે પાકો ) પરદેશ મોકલવાનો મોહ રાખવો એ ખરેખરો દેશદ્રોહ નહી ? ફરિયાદ આટલી જ નથી. ખાંડ ખાતે તેવીસ કરોડ રૂપિયા આંપણે પશ્ચિમને કિનારે વેરી દઇએ છીએ, લોખંડ ખાતે સોળ કરોડ અને સાંચા કામના સર સામાન પાછળ સાડા નવ કરોડ ! અમદાવાદમાં નવા નવા વેપાર ઉદ્યોગો જન્મ્યા ને જન્મશે; પણ કયા ઉદ્યોગોની પ્હેલી આવશ્યકતા છે, કયા ઉદ્યોગો ખાસ ખેડવા સરખા છે, કયા ઉદ્યોગો વધારે અનુકૂળ નીવડે, એનો ક્યાસ જોઇએ તેવો થતો હોય તેમ જણાતું નથી. નવી

કંપનીઓ કહાડનારમાંથી કોઇ બંગાળવાસી જેવો નર ન પાક્યો, જેણે કાગળનું ગંજાવર કારખાનું સ્થાપ્યું હોય. સ્વદેશી કાગળોની દેશને કેટલી બધી ભૂખ છે, તે ભાગ્યે જ કોઈ ઉદ્યોગી કે વેપારીથી અજાણ્યું હશે. જોવા જતાં કાગળનો માવો બ્રહ્મદેશ, અને બ્રહ્મદેશ સુધી ન જઇએ તો ખુદ મુંબઇ ઇલાકામાંથી, સારા જથામાં મળી શકે તેમ છે; છતાં નકલ કરવાની જ આદત પાડી બેઠેલા ધનિકોને કે વેપારીઓને એ બધું અગમ્ય જ રહે છે. દર વર્ષે હિંદમાં પંચોતેર હજાર ટન કાગળ ખપે છે, ત્યારે બને છે કેવળ પચીસ–ત્રીસ હજાર ટન જેટલો જથો! તેત્રીસ કરોડની વસતીવાળા વિશાળ પ્રદેશમાં કાગળનાં કારખાનાં કેવળ દશ! પાશ્ચાત્ય પદ્ધતિ પૂર્વક ‘ પોટરી ’ અ-ર્થાત્ કુમ્ભાર કામનો ઉદ્યોગ કિશોરાવસ્થા વટાવરાવી ભર યુવાનીમાં આણી શકાય.[1] કોલસો, તાંબુ, લોખંડ આદિ વસ્તુઓ–ધાતુઓ ખાણોમાં દટાઈ રહીને કટાઈ જતી હશે. સંશોધન, ઉત્તેજન, સાહસ ક્યાં છે? અનાજ, તેલી પદાર્થો, ચામડાં, જાનવર, ગળી આદિની નિકાસ ઘટી નથી. કોઈ મહા પુરૂષની શક્તિનો ઉપયોગ ન કરવાથી તે આપણને લાભ આપ્યા સિવાય વહી જતી હોય, તેમ જળના પ્રચંડ ધોધની અઢળક શક્તિ દેશમાંથી વહી જાય છે. વનમાં ખી-લેલું પુષ્પ, ખીલ્યું તેવું ખરી જતું હોય, તેમ ખારાઘોડામાં બેસુતમ ખાર ખાલી ગળી–ઢળી જાય છે.[2] સિમેન્ટ બનાવવાનાં સાધનો આ-પણે ત્યાં જોઇએ તેટલાં છે, છતાં તે વિદેશથી ખરીદીને તેની પાછળ ૪,૩,૮,૯૯૧ પૌંડની જકાત આપણે ભરીએ છીએ! હાથ

(૧) બંગડીઓ આદિ કાચના સામાન ખાતે ૧૯૧૩–૧૪ માં હિન્દુસ્તાને ૬૯૯૨૪૬ પૌંડ જેટલી જકાત ભરી છે! (૨) જૂદી જૂદી જાતના ખાર બ-નાવવા વાસ્તે ખારાઘોડાનું ક્ષેત્ર કેવું સુન્દર છે, તે નકામાં ગળી જતા ખારના નીચે આપેલા આંકડા પ્રમાણપરથી સમજાશેઃ—દર વર્ષે મેગ્નિસિયમ કલો-રાઈડ ૧,૯૩,૦૦૦ ટન; મેગ્નિસિયમ સલ્ફેટ ૧,૨૫,૦૦૦ ટન; પોટાસિયમ ક્લોરાઇડ ૨૦,૦૦૦ ટન અને બ્રોમાઈન ૧,૮૦૦ ટન

ધરવા યોગ્ય આવાં ઘણાં ઔદ્યોગિક તત્ત્વો "અમારૂં કોઈ ધણીધોરી છે કે નહિ ?" એવો પ્રશ્ન પૂછતાં, પડયાં પડયાં દેશમાં સડે છે, અને એ પ્રશ્ન અરણ્યરૂદન જેવો નિવડવાથી વર્ષો થયાં ઉંચી દૃષ્ટિએ પૂર્વ પશ્ચિમની તુલના કરી કરીને હિમાલય પર્વત ચોધાર આંસુએ રડે છે. નોકરશાહીની આશા રાખવી વ્યર્થ છે.[1] એના કેળવણી ખાતાને તો કારકુનો તૈયાર કરવાના કારખાનાની ઉપમા અપાય છે, એટલે ત્યાંથી, વિદ્યાર્થીઓની શોધક બુદ્ધિનો વિકાસ થાય અને ભણી ઉતર્યા પછી તે સ્વતંત્ર, સારા ધંધે વળગી, દેશની જરૂરીયાતો પુરી પાડવા માંડે એવા તરંગોમાં તણાવાનું તો રહ્યું જ નથી. સદ્‌ભાગ્યે રાષ્ટ્રીય શાળા મહાશાળાઓ અને સંસ્થાઓ સ્થપાઇ છે ને સ્થપાય છે, એ આશાનજક ચિન્હ છે; એટલે હવે મહત્ત્વાકાંક્ષા તો એટલી જ રહે છે, કે આડંબર રહિત, નિર્મળ સ્વદેશાભિમાન વડે, સ્વદેશી આબોહવાને જ માફક આવે અને સ્વદેશી જરૂરીઆતોને પહોંચી વળે એ પ્રકારના અધૂરા કે અણખેડાયલા વેપાર ઉદ્યોગો આરંભાય:—એમ થશે તો જ જીર્ણ હિન્દુસ્થાન ટકશે–જાગશે, તો જ આર્ય સંસ્કૃતિ જીવશે. રોમન બાદશાહી જેમ હૂન અને ગોથ લોકોના હુમલાથી પડી ભાગી, તેમ હિન્દુસ્તાનમાં ગોથ અને હૂન લોકોનાં ધાડાં ને ધાડાં પરદેશી માલના રૂપાન્તરમાં આવતાં અટકશે, ત્યારે જ દેશ તેના અસલ સ્વરૂપે આબાદ થએલો જોવાશે. હિન્દમાં 'સ્વદેશી' રૂપ સોનાનો સૂર્યોદય સવેળા થાઓ અને તેનું તેજ અખંડ તપો.



(૧) ના. મુંબઇ સરકાર વેપારઉદ્યોગવિકાસ ખાતાને અંગે દર વર્ષે ૧૧ લાખ રૂપીઆ ખરચી રહી છે; પરિણામ ?

# (ખ) ધનનો અસ્તોદય.

## પાછલાં પચાશ વરસની અમદાવાદની આર્થિક સ્થિતિની ટુંક નોંધ.

લેખકઃ—શ્રીયુત ખુશાલદાસ ગોકળદાસ.

ઇમ્પીરીયલ બેંકના અમદાવાદ સીટી બ્રેંચના સબ એજન્ટ.



મુંબઈ બંદર હોવાથી, તથા ઇલાકાની રાજગાદીનું સ્થળ હોવાથી રાજા પ્રજાની જાથુની મદદ વડે દિન પ્રતિદિન વૃદ્ધિ પામતું ગયું, અને તેનો દેશ પરદેશ સાથે નાના પ્રકારનો વેપાર પણ વધતો ગયો. શરૂ અમલમાં મુંબઇ અને સુરત વચ્ચે વેપારની સવડ સારી હતી, પરંતુ મુંબઇથી અમદાવાદ સુધીનો રેલવે વ્યવહાર ચાલુ થયો ત્યાર પછી અમદાવાદ સુરત કરતાં આગળ વધી ગયું.

સન ૧૮૬૦ પહેલાં અમદાવાદથી મુંબઈ પગ રસ્તે જવું પડતું. તેથી ત્યાં જતાં ઘણો વખત, ખર્ચ, અને ત્રાસ લાગતો, તેને લીધે ઘણા થોડાક અને પૂરાં સાધનવાળા જ મુંબઇ જઈ શકતા; પણ રેલ્વે થયા પછી તો મુંબઇ ઘરઆંગણું થઈ પડ્યું છે.

સને ૧૮૬૦ પછી મુંબઇમાં પણ ઘણા પ્રકારના વેપારની સંસ્થાઓ ઉભી થવા લાગી, તેમાં સૌથી અગ્રેસર અથવા પ્રધાનપદે રૂ હતું. આપણા દેશનું રૂ યુરોપમાં જવા લાગ્યું, તે સસ્તું અને સારૂં ગણાયું, તેથી વિલાયતના ધનાઢ્ય વેપારીઓ લલચાયા અને તેમણે મોટી મોટી પેઢીઓ મુંબઇમાં ઉઘાડી. તેમણે મુંબઇના દેશી લોકો સાથે ગોઠવણ કરીને મોટા જથામાં રૂ ખરીદ કરવા માંડયું. મુંબઇ ઇલાકાના ઘણા ભાગમાં રૂ થાય છે, તેથી અમદાવાદને પણ તેમાં ભાગ મળ્યો. અમદાવાદના લોકો પોતાના ધંધામાં દોડાદોડ કરે

તેવા હોવાથી તેમને મુંબઇ સાથે સંબંધ ઠીક થયો. એ પ્રસંગે અફીણનો ધંધો પણ ઠીક જોરમાં હતો.

આપણા દેશમાં રૂના વેપારની ચળવળ દાખલ થયાને લાંબો વખત થયો નહી, એટલામાં અમેરીકામાં લડાઇ જાગી, એટલે હિંદના રૂનો ભાવ વધી ગયો. તે વખતે રૂના કચરાની પણ સારી કીંમત આવવા લાગી. રૂના ભાવ એટલા વધી ગયા કે તે રૂપીએ જોખાવા લાગ્યું. રૂએ મુંબઇમાં એટલા રૂપીઆ ખેંચી આણ્યા કે મુંબઇના રસ્તાઓ પાલી મેટલને બદલે રૂપીઆના બનાવે તો પણ તે ખૂટે નહીં.

ધનના એટલા ઢગ થઇ ગયા કે તેણે જ્યાં જ્યાં પ્રવેશ કર્યો ત્યાં દારૂ કરતાં પણ ભયંકર નીશો પેદા કર્યો. એ નીશાથી લોકો ગાંડાં બની ગયા, તેથી એ ધરોની પેઠે વધ્યા. નાણાનું શું કરવું તેની તેમને ગમ પડી નહી. પરંતુ ઇશ્વરની ગતિ ન્યારી છે. લોકોના ધનના નીશાએ વિચિત્ર વિચાર ઉત્પન્ન કર્યા. ધન ધનને ખેંચી લાવે એવો તેમને વિચાર થઇ આવ્યો, ધન ધનને ખેંચી જશે એવો ભય તેમને લાગ્યો નહી. તેથી તેમણે થોડા વખતમાં મોટી મોટી બેન્કો, ફીનાનશીઅલ એસોસીએશનો, ટ્રેડીંગ કંપનીઓ, જમીનની કંપનીઓ, પ્રેસો, જીનો વગેરે જેને જે સુજ્યું તે લઈ બેઠા. અનેક પ્રકારના સાહસીક વેપારે ૧૮૬૩–૬૪–૬૫ માં જન્મ લીધો.

ઉપરના ત્રણ વરસમાં મુંબઈ, અને મુંબઇ ઇલાકામાં ઘણે ઠેકાણે, ઉઘમ ઉઘમ અને ઉઘમ જ દેખાવા લાગ્યો. એકલા મુંબઇમાં અથવા તેની આસપાસ ૨૫ બેન્કો, ૪૦ ફીનાનશીઅલ એસોસીએશનો, ૪૦ ને આશરે બીજી નાની મોટી કંપનીઓ થઇ અને તેમાં અઢળક ધન ઠેકાણે પડી ગયું. લોકોના હાથમાંથી રોકડ ગયું અને કાગળ થયા. પરંતુ એ કાગળની કીંમત દર સેંકડે ઓછામાં ઓછી સવાસો ટકા કરતાં વધારે ગણાતી હતી. તેથી શેરોની ઉથલપાથલ ધમધોકાર થવા લાગી અને કંપનીઓમાં રોકાયલી ત્રીશેક કરોડની મુડી ઉપરાંત

બીજા પાંતરીશ સાડત્રીશ કરોડ આમ તેમ ઠેકાણે પડી ગયા. આવડી મોટી રકમનો મોટો ભાગ એટલે લગભગ પચાશેક કરોડ રૂપીયા રૂ વડે યુરોપ વગેરે દેશોમાંથી થોડા વખતમાં ખેંચાઇ આવ્યા હતા, અને બાકીના પંદર સત્તર કરોડ આપણા તે વખતના વેપારીઓના બાપદાદાની મીલકત પૈકીના હતા. રૂના વેપાર વડે ઉપરના ત્રણેક વરસમાં એકલા મુંબઇ ઇલાકા ખાતે લગભગ બાવન કરોડનું સોનું રૂપું આવ્યું હતું, તેમાંથી અમદાવાદે સારો ભાગ હાથ કર્યો હતો. પરંતુ લોભનો થોભ હોતો નથી, તેથી તે સંતોષીને બેસી રહ્યું નહી અને મુંબઇ જોડે જુગાર રમવા સામેલ થયું, તેથી અમદાવાદમાં ઉપરની નવી સંસ્થાઓની શાખાઓને સ્થાન મળ્યું. અહી પણ બેન્કોની શાખાઓ, કંપનીઓની શાખાઓ, અને જમીનની કંપનીઓએ પગપેસારો કર્યો. રોયલ ટ્રેડીંગ એશીઆટીક વગેરે બેન્કો અને કંપનીઓ જોવામાં આવી અને મુંબઇના જુગારખાનામાં ભાગ લેવો શરૂ થયો.

ઉપર પ્રમાણે નાણાંનો દરીઓ, અને તેમાં ઉછળતી છોળોએ તેમાંથી ઉત્પન્ન થતા પરપોટા જેવી કંપનીઓ ઉભી કરી તે આમતેમ મહાલતી હતી, તેવામાં અમેરિકાની લડાઇ બંધ પડી; તેથી વીજળીની પેઠે રૂના ભાવ અદૃશ્ય થઈ ગયા. મુંબઇગરાઓએ, અમદાવાદીઓએ, અને યૂરોપીયનોએ રૂ ખરીદ કર્યું હતું તેનાં ગાડાં દરેક ગામની ભાગોળે અને ઘણાંક તો રસ્તામાં જ છોડવાં પડ્યાં. કંપનીઓના ઉંચા ભાવ છેક જમીન ઉપર ઢળી ગયા, અને આગલે દિવસે જેને ઘેર હાથી ઝુલતા હતા તેને નાસાનાસ કરી સંતાઇ જવાની જરૂર પડી. આમ થવાંથી મુંબઇનુ બધું ધન હતું નહોતું થઈ ગયું અને સને ૧૮૬૦ માં તેની પાસે જે મુડી હતી તેમાંથી લગભગ પંદર સોળ કરોડ તણાઇ ગયું અને તેટલા પુરતું તે ગરીબ થઈ ગયું.

મુંબઈની જોડે અમદાવાદ પણ લુંટાયું. તેની પણ તેવીજ ખરાબી થઈ. અમદાવાદના ધનવાન ત્યાં વેપાર કરવા ગએલા તે વેપાર કરવો

પડચો મૂકી જુગાર રમવામાં સામેલ થયા હતા, તેથી તેમને પણ તેમના છાંટા લાગ્યા, અને ઘણાક આબરૂદાર ગૃહસ્થોને ત્યાં જુદી જુદી જાતનાં પાટીઆં ચોડેલાં જોવામાં આવ્યાં. આ વખતે આખું અમદાવાદ ધન માટે સાધારણ સ્થિતિમાં હતું.

આ વખત આવ્યો તે પહેલાં અમદાવાદની સ્થિતિ ગુજરાતમાં બલકે મુંબઇ ઇલાકામાં સૌથી શ્રેષ્ટ ગણાતી. અમદાવાદમાં ધંધો રોજગાર સારો હતો, અમદાવાદની શાખ પણ ઘણી સારી હતી; વ્યાપારીઓ દેવાળુ કાઢવાને બદલે શ્મશાન વધારે પસંદ કરતા. અમદાવાદનો વેપાર કસબ, રેશમ અને સુતરના વણાટમાં હતો, અને તે આખા હિંદમાં આગળ પડતો ભાગ લેતો હતો. લોકોની સામાન્ય સ્થિતિ સારી હતી. પરંતુ શેરમેનીઆના જુગારે તેમને બેઆબરૂ કર્યા. આ વખતે વેપાર કાંઇક મંદ પડચો, અને વેપારીઓનો ઉમંગ નરમ પડચો, તોપણ અફીણની પેટીઓનો સટ્ટો તો ચાલ્યો જ રહ્યો.

દેશમાં પરદેશી માલ આવતો જાય છે, અને દેશી ઉદ્યોગ અને કારીગરીને નરમ પાડતો જાય છે, તેથી દેશના વેપારને ટુંક મુદતમાં ક્ષય લાગશે, તથા દેશના કારીગરો લય પામશે એવો કોઇને વિચાર આવતો નહોતો. દેશમાં પરદેશી પુષ્કળ માલ આવતો જોઇને તેની સામે જાગૃત રહીને હરિફાઇ કરવાનું કવિ દલપતરામે લગભગ સીતેર વરસ ઉપર "હુન્નરખાનની ચઢાઇ" લખીને લોકોને બહુ ચેતાવ્યા, પણ તે ઉપર કોઇનું લક્ષ ગયું નહી. પરંતુ રા. બ. રણછોડલાલ છોટાલાલ તે વખતની સ્થિતિ બહુ બારિક નજરથી જોયા કરતા હતા. તે સરકારી નોકર હતા અને એક મોટું સાહસ ઉઠાવે તેવી શક્તિ નહોતી. તેઓએ કેટલોક વખત દેશની ધનસ્થિતિ બગડે છે, અને વખત જતાં તે બહુ બગડશે, એવી તેમના મિત્રોમાં વાતો કરતા, પણ તેમાં તે વખતે કોઇ સામેલ થયું નહી. એ અરસામાં મુંબઈમાં થોડીક સુતર કાપડની મીલો થવા માંડી, તે જોઈ તેમણે એક નાની મીલ કરવાનું સાહસ ખેડવાનું નક્કી કર્યું, અને થોડાક મિત્રોની ભાગીદારીમાં એક

મીલ ઉભી કરી, તે હાલની "અમદાવાદ સ્પીનીંગ અને વીવીંગ મીલ" છે. રા. બા. એમના આ નવા સાહસને લીધે અમદાવાદની મીલોના પિતા કહેવાય છે. એમને એ રસ્તે અમદાવાદમાં અનેક પુત્રો થએલા જોઇએ છીએ, જેઓ તનતોડ મહેનત કરી દેશની ધનસ્થિતિને ટકાવી રાખવા તથા ગરીઓને અન્નવસ્ત્ર પુરાં પાડવાનું મોટું કામ કરે છે. તે અરસામાં રા. બા. બેચરદાસ અંબાઇદાસે પણ એક મીલ ઉભી કરી. આ બે મીલો ઘણા વખત સુધી એકલી રહી. ઘણે વખતે એટલે તેમની જુવાની ઉતરવા આવી, ને તેમનામાં અનેક પ્રકારના ફેરફારો થયા ત્યાર પછી, એટલે લગભગ ૧૮૭૯–૮૦ માં, શેઠ મનસુખભાઇ ભગુભાઇએ એમની ગુજરાત સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ ઉભી કરી. એ અરસામાં મીલો કરવાની ઘણા જણાની ઇચ્છા થએલી, પણ શેર-મેનીઆના વખતમાં વાગેલા ઘા જાણે હજુ રૂઝાયા ન હોય તેમ જ-ણાયા કરતું હતું. લોકો શેર લેવાની હીમત જ ધરતા નહી. મીલ ઉભી કરનાર પાસે પૈસા હોય, અથવા લાગતા વળગતાની મદદ હોય, તો જ હીમત ચાલે તેમ હતું. તોપણ તે વખતમાં ચાલતી મીલો નવી મીલો કરનારને લાલચ રૂપે હતી. શેઠ મનસુખભાઇની મીલ તૈયાર થઈ તે અરસામાં રા. બા. રણછોડભાઇએ "અમદાવાદ જીનીંગ અને મેન્યુ૦ કંપની લીમીટેડ"ની બીજી મીલ ઉભી કરી. એ મીલ હાલ અમદાવાદમાં સૌથી મોટી મીલ ગણાય છે. સુતર કાપડની મીલો વધવા લાગી, પણ એવું પણ બીજી જાતનું કામ કરવા તરફ રા. બા. રણછોડભાઇનું લક્ષ ગયું. તેમને રા. બા. મગનભાઇ કરમચંદના ઘર સાથે સારો સંબંધ હતો, તેમ તેમને ત્યાં પુષ્કળ ધન હતું. તેમની ગાદી ઉપર શેઠ સારા-ભાઈ મગનભાઈ કરમચંદ હતા તેમના રા. બા. સલાહકાર હતા, તે તરીકે એમની પાસે અમદાવાદ મે. એન્ડ કેલીકો કંપની લીમીટેડની મીલ કરાવી. એ મીલમાં છીંટ વગેરે થતું હતું, પરંતુ તેમાં જોઇએ તેવી ફતેહ નહી મળવાથી થોડા વખત પછી છીંટ વિભાગ પડતો મુકી સુતર કાપડનું કામ ચાલતું રાખ્યું છે. એ મીલનો વહીવટ હાલ શેઠ

અંબાલાલ સારાભાઇ કરે છે.

આ પ્રમાણે ચાર પાંચ મીલો ચાલતી હતી તેમને ઘણી વખત નાણાં ભીડ જણાતી હતી. તે વખતે અમદાવાદમાં માત્ર મુંબઇ બેન્કની શાખા સીવાય બીજી કોઈ બેન્ક નહોતી. બધી મીલો લોકોના "ડીપાઝીટ" ઉપર ચાલતી હતી. મીલોની સારી સ્થિતિ અને વહીવટદારોની ઉત્તમ શાખ જોઇને મુંબઇ બેન્કે મીલોને છુટથી રૂપીઆ ધીરવા માંડયા, એટલે મીલોને ડીપોઝીટની જરૂર કમતી જણાવા લાગી. ડીપોઝીટરોને સારા વ્યાજનો અને નિર્ભય સ્થળનો સ્વાદ લાગ્યો હતો, તેથી તેઓ બીજી મીલો કઢાવવામાં સાધનભૂત થવા લાગ્યા. સને ૧૮૮૪ થી ૧૮૯૮ સુધીમાં તો આખું શહેર મીલોના ભૂંગળાથી ભરાઈ ગયું. આ કામમાં મુંબઇ બેન્કે ઠીક મદદ કરી હતી. છેલ્લી લડાઈ પહેલાં તે બેન્ક અમદાવાદની મીલોમાં લગભગ પોણો કરોડ રૂપીઆ દર વરસ ધીરતી હતી. મીલોનો વિસ્તાર એટલો વધ્યો છે કે આજે અમદાવાદમાં આશરે ૫૬ મીલો સારી ચાલતી સ્થિતિમાં છે.

મીલોનો વધારો થવાથી તેમાં કામદારોની જરૂર પડી. તે લોકો આસપાસના ગામડામાંથી આવવા લાગ્યા. તેમની સંખ્યા નાના મોટા સ્ત્રી–પુરૂષ કામદારો ભેગાં ગણીએ તો લગભગ પોણો લાખ જેટલી થાય છે. તેમનો ખોરાક વગેરે જરૂરીઆતની ચીજો પુરી પાડવાનું સારૂં કામ અમદાવાદને હાથ લાગ્યું, એટલે અમદાવાદના ઉદ્યમમાં નાના પ્રકારનો લાભ થયો. મીલોનો નફો ઘણું કરીને બધોએ અમદાવાદમાં રહ્યો, તેમ મીલોના અંગને લગતી ચીજોનો વેપાર એટલો વધ્યો કે ઠામ ઠામ સ્ટોરની દુકાનો થઇ ગઈ અને તે પણ પોતાના સગા સંબંધીઓની સહાયતા વડે મોટા વેપારી થઇ પડયા અને હજારો રૂપીઆ કમાવા લાગ્યા. વસ્તીના વધારાને લીધે, અનાજ વગેરે માલના વેપારીઓને સારૂં કામ મળવા લાગ્યું અને મીલોના વધારાથી ઘણી જાતના નવા ઉદ્યોગો હાથ લાગ્યા, એટલે પરીણામ એ આવ્યું

કે ૧૮૬૪–૬૫ ના શેરસટ્ટાના સપાટામાં પાયમાલ થઇ ગયેલાં ઘણાં કુટુમ્બોનો પુનરોદ્ધાર થયો. સટ્ટાના સપાટામાં આવવાથી અમદાવાદમાંથી લક્ષાધિપતિનો, થોડાજ અપવાદ સીવાય, નાશ થઇ ગયો હતો, તે સમય પલટાઇને આજે એવો વખત આવ્યો છે કે ૧૮૬૦–૭૦ સુધીમાં જેટલા દશહજારપતિ ગણાતા હતા તેથી બલકે બમણા લાખેપતિ છે. તે વખતે કરોડપતિ તો કોઇ હતુંજ નહી અને આજે તો લગભગ પચીશેક કુટુમ્બો કરોડની મીલકતવાળાં ગણી શકાય છે.

ઉપરની સ્થિતિ મુંબઇ બેન્ક અને પ્રથમ મીલ ઉભી કરનારને આભારી છે. તેમ ન બન્યું હોત તો હાલના જેવી સ્થિતિ અમદાવાદને મળતાં વખતે વધારે લાંબો કાળ થોભવું પડત.

સાઠીના અરસામાં ઘોડા ગાડીઓ તો ગણીગાંઠી જ હતી. બળદગાડી હતી ખરી, અને માત્ર આઠ દશ ભીસ્તીઓ ભાડાનાં શીગરામ ફેરવતા હતા, પણ તે બળદનાં. તેને બદલે આજે ગલીયે ગલીયે અને શેરીએ શેરીએ વિક્ટોરીઆ, શીગરામ અને મોટરો દોડાદોડ કરી મુકે છે અને રસ્તામાં ચાલવાનો માર્ગ પણ મળતો નથી. એ બધું મુખ્યત્વે મીલઉદ્યોગને લીધેજ કહી શકાય છે.

દેખાદેખી કેટલાક અધુરા માણસો મીલોનો લાભ લેવા દોડાદોડ કરવા લાગ્યા અને ઓછી આવડ, કમ આબરૂ અને ખોટી હુંપદને લીધે કેટલાકે નુકશાન વેઠયું અને તેમના ભાગીદારોને નુકશાનમાં ઉતાર્યા. એમ થવાથી કેટલીક મીલોને હાથ બદલવા પડેલા હતા. એવું છતાં અમદાવાદ નાહીમત ન થયું, તેથી તેમણે આજનો ધનથી ઉભરાઇ જતો દિવસ જોયો છે.

યૂરોપની લડાઇ પછી અમદાવાદમાં બીજી નવી મીલો ઉભી થઇ છે. તે જો ડહાપણથી ચલાવવામાં આવશે તો શહેરની આબાદીમાં હાલના કરતાં પણ સારો વધારો થશે. શહેરની સ્થિતિ ઘણા સારા પાયાપર ચાલે છે તેનો પુરાવો અમદાવાદ મ્યુનિસિપાલીટીની વારસીક ઉપજ જ બસ છે. આવડી મોટી ઉપજ શહેરના લોકો સહેલાઇથી

આપે છે, તેજ શહેરની આબાદી બતાવી આપે છે.

શહેરમાં નાનાં નાનાં વરાળયંત્રથી ઘણાં બીજાં નાનાં કારખાનાં ચાલે છે, તેથી કમાણી વધે છે. મજુરો ફાજલ પડે છે તે મીલઉદ્યોગમાં જોડાય છે, અને કામ હાથ વડે કરવાં પડતાં તે યંત્રોને કામે લગાડી કારીગરો તૈયાર કરતાં શીખ્યા છે. તેથી કામ જલદી થાય છે અને ખર્ચ ઓછું આવે છે. એજ કારખાનાં ધીરે ધીરે મોટા પાયાપર આવવા સંભવ છે.



## (ગ) મીલોનો કામદાર વર્ગ.*

**લેખકઃ–શ્રીયુત અમુભાઇ મૂળચંદ મહેતા. બી. એ.**

સેક્રેટરી અને મેનેજર, હરિવલ્લભ મૂળચંદ મીલ.

**કામદારોની સંખ્યાઃ**—અમદાવાદની હાલની બધી મીલોમાં કામદારોની સંખ્યા ૪૦ થી ૪૫ હજારની છેઃ તેમાં પુરૂષો સાથે સ્ત્રી અને દાખલ થઇ શકે એવાં બાલકોનો પણ સમાવેશ થાય છે.

**નાત તથા જાતઃ**—મુખ્યત્વે કરીને કણબી, મુસલમાન, ઠાકરડા, કોળી, વાઘરી, મોચી, ઢેડ, બ્રાહ્મણ, વાણીઆ પણ હોય છે. વણકરો—મુસલમાનો અને કણબી ઘણે ભાગે છે. તાણાવાળાઓ—ઘણે ભાગે બ્રાહ્મણ, કણબી, મુસલમાન વગેરે ઉંચી કોમના હોય છે. ઢેડ સુતર અને ત્રાંસલ ખાતામાં જ કામ કરી શકે છે. તેઓ અસ્પૃશ્ય હોવાથી બીજા ખાતામાં કામદારો તેમને દાખલ કરવા દેતા નથી.

**મૂળ રહેઠાણઃ**—કામદારો મૂળ અમદાવાદની આસપાસનાં, ગુજરાત તથા મારવાડનાં ગાંમડાંના રહીશો છે.

**મૂળ ધંધોઃ**—કામદારોનો મીલોમાં દાખલ થતા પહેલાંનો મૂળ

*આ લેખ સમયસંકોચને લીધે વિસ્તારથી નહીં, પણ જુદા જુદા મુદ્દાવાર આહિતીના ટિપ્પણ રૂપેજ પ્રસિદ્ધ કરવો પડયો છે, જેને માટે તંત્રી ક્ષમા યાચે છે

ધંધો ખેતીનો, વણકરનો કે મજુરીનો હોય છે. મૂળ ખેડુતો ચોમાસામાં ખેતી ઉપર ચાલ્યા જાય છે; સારી મોસમમાં અને ખેતીમાં ફાવ્યા હોય છે ત્યારે ચોમાસા સિવાય પણ આ ધંધે ઓછા આવે છે. ત્યાં પૂરતું મળે તો ખુલ્લી હવાનો અને સ્વતંત્ર ધંધો વધારે પસંદ કરે છે. વણકરો ઘરધંધાથી વણવાના કામમાં ન ફાવતાં મીલમાં વણકર થાય છે એનાં કારણો: (૧) મીલોવાળા ખેર નાંખી કાપડ સોંઘું કરી શક્યા; (૨) મીલોમાંથી તેમને મળતા સુતરના નંબરમાં તેમની સાથે છેતરામણી કરવામાં આવતી; (૩) તૈયાર કાપડના વેચાણમાં વેપારીઓ તરફની પણ છેતરામણી; (૪) જ્ઞાન, નાણાં અને પંચ–વ્યવસ્થાની શક્તિનો અભાવ.

**કમાણી:**—વણકરો, તાણાવાળા અને ખેરવાળાની માથા દીઠ દરરોજની સરેરાશ કમાણી રૂ. ૧ાા થી ૧ાાા; સુતર ખાતાના કામદારોની રૂ. ૧. કૌટુમ્બિક કમાણી–બ્રાહ્મણ વાણીઆ મુસલમાન કેટલાક કણબી વગેરે ઉંચી કોમના કામદારોનાં બૈરાં મીલોમાં ન આવતાં હોવાથી તેમની કમાણી પુરૂષ દીઠ રહે છે. બીજી કોમોનાં બૈરાં પણ કામે આવતાં હોવાથી કુટુમ્બના માણસોની સંખ્યા મુજબ કૌટુમ્બિક કમાણી હોય છે.

**બૈરાંનાં કામ:**—વીવીંગના એન્જીનના અને લુહારકામનાં ખાતાં (વર્કશૉપ) શિવાયનાં લગભગ બીજાં બધાં ખાતાંમાં થોડે વધારે અંશે સ્ત્રીઓ કામ કરે છે. વાઇન્ડીંગમાં મ્હોટે ભાગે એકલી સ્ત્રીઓ, અને સ્પીનીંગમાં પુરૂષો અને સ્ત્રીઓ ભેગાં કામ કરે છે. મુંબાઇમાં માત્ર રીલીંગ અને વાઇન્ડીંગમાં જ તેમને રોકવામાં આવે છે. દુનિયાના ઘણાખરા ભાગમાં શાળખાતામાં માત્ર સ્ત્રીઓ જ હોય છે; હિંદુસ્તાનમાં તે ખાતામાં માત્ર પુરૂષો જ હોય છે.

**કાર્યશક્તિ:**—આનો આધાર જ્ઞાન અને આવડત ઉપરાંત ખોરાક, આરોગ્ય, મીલમાંની હવાપાણીની છુટ વગેરે ઉપર પણ રહે છે. સારી સ્થિતિના કામદારોની કાર્યશક્તિ પ્રમાણમાં સારી હોય છે.

**આરોગ્ય:**—મૂળ ધંધા ઉપરથી આવ્યા પછી કામદારોનું આરોગ્ય મીલોમાં બગડે છે. કારણો:—રહેઠાણની ખરાબ સ્થિતિ, મોંઘો પડવાથી હલકો ખોરાક, કામ કરતાં ખુલ્લી ચોખ્ખી હવાનો અભાવ, કુસંગતિથી તથા રોકડા પૈસા હાથમાં આવતાં, તેમજ લાંબા શ્રમનો થાક ઉતારવાને બ્હાને દારૂ વગેરે વ્યસનોની ટેવ, ઈત્યાદિ.

**કામનો વખત:**—લાંબા વખતના ગાળા પછી વચ્ચે માત્ર અરધો કલાકની જ છુટી આપવાના હાલના રિવાજને લીધે, નક્કી કરેલા કલાકોમાંથી, ગમે તે સબબોએ બ્હાર આવતા રહી, એક બે કલાક ઓછા જ ખરૂં કામ તો કરે છે.

**ખાનગી જીવન:**—મીલ બ્હારનું ખાનગી જીવન કામદારો પોતપોતાની નીતિ, જ્ઞાતિ તથા સ્થિતિને અનુસરતા, બીજાં માણસોના જેવા જ, રીતરીવાજોથી ગાળે છે. છતાં ઘરસંસારી, કૌટુમ્બિક, જીંદગી સ્થિર રહેણીની (settled) ઓછી હોય છે; તેમાં શિથિલતા પણ ખરી; દુર્વ્યસનોને લીધે તેમાં વધારો થાય છે. રાત્રે કથાઓ, ભજન કીર્તન ઈત્યાદિથી ધર્મભાવના પણ ચાલુ રહેતી જોવામાં આવે છે.

**પંચો:**—સને ૧૮૧૮માં પહેલું પંચ તાણાવાળાએ બાંધી આ સંસ્થાની શરૂઆત કરી. તેમાં ફાવ્યા પછી હવે દરેક ખાતાના કામદારો પોતાના પંચો બાંધી બેઠા છે અને સંઘશક્તિનો લાભ લેતાં શીખ્યા છે. છતાં હજી સંપ, સલાહકારોને કહ્યાગરાપણું અને વચનનું પાલન, એ ગુણો ગ્રહણ કરતાં શીખવાનું બાકી છે.

**ભવિષ્ય:**—કામદારોનું મજુર તરીકેનું ભવિષ્ય તો આવું જ કાયમ રહેવાનું. સ્થિતિ સુધરવાનાં ત્રણ સાધનો–કેળવણી, ધનસંપત્તિ અને આરોગ્ય; પરંતુ એ ત્રણેમાં સુધારો થતાં કામદારો મજુરો મટી બીજેજ ધંધે લાગવાના. એટલે બાકીનાનું તો પરિણામ આનું આ જ. છતાં તેમનું કામ, જીંદગીની રહેણી, તથા સ્થિતિ હાલના કરતાં વધારે સુખકર કરવાથી તેમની જીંદગીમાં તેમ જ કાર્યના પરિણામમાં સુધારો થવા સંભવ ખરો.